# દશ લાખનો દલ્લો

અને

# રત્નકંકણ.

પ્રયોજક:—દલપતરામ ભાઈશંકર રાવળ.

ધ્રાંગધ્રા—( કાઠીઆવાડ. )

लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषाम् ।
तृषार्तो दुःखमाप्नोति परत्रेह च मानवः ॥


પ્રકાશક:—મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે.

બુકસેલર અને પબ્લીશર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

કીંમત રૂ. ૨-૦-૦

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

વિક્રમાબ્દ ૧૯૭૪. ખ્રિસ્તાબ્દ ૧૯૧૮.







અમદાવાદ—સલાપોસ રોડ.

શ્રી 'ડાયમંડ જ્યુબિલિ' પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

## સ્વર્ગસ્થ પિતાને—

સંસ્કાર શુભ બીજ શિશુ વયે, પાડી પળ્યા પ્રભુ પંથમાં,
એ બીજનાં આ વૃક્ષ પલ્લવ, ફૂલ ફલ મમ જીવનમાં;
જો કૈંક સુખકર થાય કો ને, તમ પ્રતાપ પિતા ગણું,
ઉપકાર ઋણ મુજ વાળવા, અર્પણ પ્રયાસ હું આ કરૂં.

આજ્ઞાંકિત આત્મજ,

દલપતરામ

# રા. દલપતરામ ભાઈશંકર રાવળકૃત
# અન્યાન્ય ગ્રંથો.

**પ્રેમ-પુષ્પ**—( ટુંકી ટુંકી વાર્તાઓનો સંગ્રહ. ) કિં. રૂા. ૦-૪-૦.

**ચક્રવર્તી અશોક**—( રસપૂર્ણ અર્દ્ધ-ઐતિહાસિક
નવલકથા. ) કિં. રૂા. ૨-૦-૦.

**સ્વદેશ**—( ડૉ. સર રબીન્દ્રનાથ ટાગોરના
ઉત્તમોત્તમ નિબંધોનું ભાષાંતર. ) કિં. રૂા. ૦-૧૨-૦.

**દુર્દૈવી રંગુ અથવા પાણીપતનું છેલ્લું યુદ્ધ**—
( ઐતિહાસિક નવલકથા. ) (છપાય છે.)

**સંસારી કે સન્યાસી ?**—( અત્યુત્તમ સામાજિક
નવલકથા. ) (છપાય છે.)

# પ્રયોજકની પ્રસ્તાવના.

પ્રસ્તુત નવલકથા સુવિખ્યાત અમેરિકન નવલકથાકાર (Harold Mac Grathe) મિ. હેરૉલ્ડ મૅકગ્રેથ નામક ગ્રંથકારકૃત "Million Dollar Mystery" 'મિલિઅન ડૉલર મિસ્ટરી' એટલે કે:-"દશ લાખ ડૉલરનું રહસ્ય" એ નામની મૂળ અંગ્રેજી નવલકથાનું રૂપાંતર છે. મૂળ નવલકથા એવી તો સર્વોત્કૃષ્ટ, હૃદયાકર્ષક અને ચિત્ત-રંજક છે કે તેની પ્રશંસા સર્વ દેશના સાહિત્યમાં થઇ ચૂકી છે અને કરોડો રૂપિઆનો વ્યય કરીને, પાથે કંપનીએ તેનું ચિત્રપટ (સિ-નેમા) જનસમાજ સમક્ષ રજુ કર્યું છે. આ ચિત્રપટે જનસમાજની જે નિસ્સીમ લોકપ્રિયતા સંપાદન કરી છે તે ઉપરથી જ દેશ વિદેશમાં એકી અવાજે વખણાએલી મૂળ નવલકથાનું રૂપાંતર કરીને, તે સાહિત્યવિલાસી ગુર્જર જનસમાજને ચરણે ધરવાની ઇચ્છા, આજથી લગભગ એક વર્ષ પહેલાં મ્હારા અંતરમાં ઉદ્‌ભવી હતી; જે હવે પરિપૂર્ણ થવાથી મ્હારા હૃદયને સંતોષ થાય છે.

આ નવલકથા મ્હેં લખવા માંડી ત્યારે મ્હારા હૃદયમાં પ્રથમ તો એ જ પ્રશ્ન ઉદ્‌ભવ્યો હતો કે આ નવલકથા લખવાથી ગુજરાતી સાહિત્યમાં મ્હારા હાથે કેવા પ્રકારની અભિવૃદ્ધિ થશે? સિનેમાની ફિલ્મ ઉપરથી લખાતી આ નવલકથાપરથી વાચકવર્ગને શું જાણવાનું મળી શકશે? પ્રથમ તો મ્હને એમ જ લાગ્યું કે આ નવલકથાનું વસ્તુ અતિ ખેંચાણકારક છે અને તે ગુર્જર વાચકવર્ગને બહુ જ પ્રિય થઇ પડશે. પરંતુ એ સિવાય આ પુસ્તકપરથી વાચકવર્ગને વિશેષ શો ફાયદો થવાનો? અન્ય દેશના રીતરિવાજો અને તેમના પ્રાપંચિક જીવનનો પ્લોટ ગુજરાતને બંધબેસતો કરી દેવાનું મ્હને રૂચ્યું નહિ. કારણ કે હિંદુસ્થાનને-પવિત્ર આર્યાવર્ત્તને એવું પ્રાપંચિક જીવન પસંદ નથી. રસાયનશાસ્ત્રના પ્રચારને લીધે આગળ વધેલા-સુધરેલા ગણાતા દેશોની પ્રજા બહુધા પ્રાપંચિક જીવનને પસંદ કરનારી હોય એવો દોષ હું મૂકતો નથી. પરંતુ એટલું તો નક્કી છે કે રસાયન-શાસ્ત્રની શોધખોળ દિનપ્રતિદિન વધુ થતી જાય છે તેથી કેટલાક શીય-વિદેશીય મનુષ્યો નિરીશ્વરવાદી બનતા જાય છે. જગતનો કોઇ ત્રધાર જ નથી એવી તેમની માન્યતા વધારેને વધારે દઢીભૂત થતી

જાય છે. જે કંઈ થાય છે તે સર્વ ઈશ્વરી ઇચ્છાનુસાર નહિ, પરંતુ તે બધું મનુષ્યની બુદ્ધિમત્તાને જ આભારી છે એવા સંસ્કારો પ્રત્યેક વ્યક્તિના મગજમાં બાલ્યવસ્થાથી જ પડતા જાય છે.

હિન્દુસ્થાન હજી સુધી એટલું બધું સુધરેલું ( નિરીશ્વરવાદી ) થયું નથી. હિન્દુસ્થાનની પ્રજાએ ધર્મને માટે પ્રાણ આપ્યા છે અને આપશે. પરંતુ કાળના વહન સાથે રસાયનશાસ્ત્રની અવનવી શોધખોળો રૂપી પ્રબળ શાસ્ત્રના પ્રહારથી તેની ધર્મની ખીલી થોડા ઘણા અંશે ઢીલી થઇ છે અને તે વધારે ઢીલી થશે. આથી મ્હારૂં કહેવું એમ નથી કે રસાયનશાસ્ત્રનો પ્રચાર લાભદાયક નથી. લાભદાયક વસ્તુને હાનિકારક ગણી શકાય જ નહિ. પરંતુ એ લાભનો દુરૂપયોગ તો ન જ થવો જોઇએ. યુરોપ અને અમેરિકા વગેરે દેશોની સુધરેલી પ્રજાઓનું જીવન કેવા પ્રકારનું છે તે આપણે જાણવાની જરૂર છે. પરંતુ તેવું જીવન આપણા માટે કેટલું લાભદાયક અને હાનિકારક છે તેનો વિચાર કરવાની પણ આવશ્યક્તા છે. જે વસ્તુ અન્ય દેશને લાભદાયી હોય તે આપણને પણ તેટલી જ લાભદાયી છે એમ આંખો મીંચીને આપણે માની લેવું જોઇએ નહિ.

યુરોપિય જીવનની રૂપરેખાનું ચિત્ર આપણા જનસમાજને ચરણે ધરીને, તેની આપણા જીવન સાથે તુલના કરી શકાય, તેમ જ જગતમાં કેવી કેવી ભયંકર વ્યકતિઓ વસે છે તેનું યત્કિંચિત્ પણ જ્ઞાન તેને મળે, એ ઉદ્દેશથી જ હું આ નવલકથા લખવા માટે પ્રવૃત્ત થયો છું.

જે રસાયનશાસ્ત્રને લીધે અનેકાનેક સુગમતાઓ પ્રાપ્ત થાય છે, તે જ સુગમતાનો દુરૂપયોગ કારસ્થાનપટુ વ્યક્તિઓને હાથે થવાથી, નિર્દોષ વ્યક્તિઓને કેવાં કેવાં દુઃખો સહન કરવાં પડે છે, એ જ આ નવલકથાનો સાર છે. આ નવલકથામાં કૃષ્ણકાન્ત એ એક એવું વિલક્ષણ અને કારસ્થાનપટુ પાત્ર છે કે તેના અધમ ચરિત્રના રૂપરેખાથી હૃદય કંપી ઉઠે છે. માયા જેવી એક કાબેલ–ચતુર સ્ત્રી પણ તેના પંઝામાં સપડાઇ ગયા પછી તેના સહવાસમાંથી મુક્ત થવાનું સાહસ કરી શકતી નથી એ ઉપરથી સ્પષ્ટ રીતે સ્હમજાય છે કે ભયંકર વ્યક્તિઓનાં અંકુશ નીચે જાણ્યે અજાણ્યે પણ આવી જવાથી ગમે તેવી હુશિઆર વ્યક્તિને પણ ફરજીઆત રીતે પરતંત્રતાને આધીન થવું પડે છે. એવા મનુષ્યની સ્થિતિ "સાપે છછુંદર ગળી" એના જેવી

જ થાય છે. પોતે જેના અંકુશ નીચે હોય છે તેનાથી તે મુક્ત પણ થઇ શકતી નથી અને તેની સાથે અનિચ્છાએ રહેવું પડતું હોવાથી, તેને સદા ભયમાં જ રહેવું પડે છે.

*જ્યારે જ્યારે કોઇ પણ નવલકથામાંના એકાદ અધમ પાત્રની અધમતાનો અવધિ જ થાય છે ત્યારે ત્યારે કેટલીક વાર વાચકોના હૃદયમાં સહજ પ્રશ્ન ઉઠે છે કે આવાં પાત્રોનું ચરિત્રનિરૂપણ માત્ર કવિકલ્પનાને આભારી છે. લેખક પોતાના મનસ્વી વિચારો પ્રમાણે જ પાત્રાલેખન કરે છે અને વસ્તુતઃ એવી કોઇ વ્યક્તિ જગતમાં હોઇ શકે જ નહિ. કેટલીક વખત વાચકો એવા ચરિત્રનિરૂપણને અતિશયોક્તિભરેલું ગણી કાઢે છે. પરંતુ,

**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।**
**लोकोत्तराणां चेतांसि कोऽहि विज्ञायतुमर्हसि ॥**

એ પ્રમાણે માનવહૃદય કળી શકાતું નથી જ. ભયંકર વ્યક્તિઓની ભયાનકતાનું વર્ણન કવિકલ્પના કરતાં પણ ચઢી જાય તેવું હોય છે, તે તો માત્ર કોઈ અનુભવી વ્યક્તિઓ જ જાણી શકે છે.

નવલકથાના વાચકોને આનંદ પમાડવા માટે–તેમને ગમ્મતની સાથે જ્ઞાન–ઉપદેશ આપવા માટે નવલકથાની વસ્તુ સંકલના સાથે તેનું ચરિત્ર નિરુપણ પણ વાચકોના હૃદયપર સચોટ અસર કરી શકે તેવું જ હોવું જોઇએ. કેટલાકની માન્યતા એવી હોય છે કે કોઇ પણ પાત્રના અધમ ચરિત્ર નિરૂપણને લીધે નિર્મળ મનનો વાચક તેનું અનુકરણ પણ કરે છે અને તેથી અધમતાનો અવધિ જ થતો હોય તેટલું બધું અધમ પાત્રાલેખન કરવું એ અનુચિત છે. પરંતુ એક નવલકથામાં ઇષ્ટ તત્ત્વનું જ રહસ્ય સમજાવવું જોઇએ એવો કંઇ નિયમ નથી. ઇષ્ટ તત્ત્વ ફાયદાકારક છે એટલું તો સૌ કોઇ જાણે છે. પરંતુ અનિષ્ટ તત્ત્વ કેવો હાનિકારક હોય છે તે વાર્ત્તાથી ઘણા મનુષ્યો અજ્ઞાત હોય છે. દુર્યોધન ન હોત તો પાંડવોની મહત્તા વધવા પામત નહિ. રાવણ ન હોત તો રામનાં યશોગાન ઘેર ઘેર ગવાત નહિ. દુર્જનની દુર્જનતાથી સંતપ્ત થયા સિવાય સાધુસમાગમ મીઠો–સાકર જેવો લાગે જ નહિ. આથી મ્હારા નમ્ર મત પ્રમાણે, ઇષ્ટથી થતા ફાયદા અને અનિષ્ટથી થતી હાનિ એ બન્ને વિષયનું વાચકોને જ્ઞાન આપી શકે તેવી હેતુપુરઃસર નવલકથાઓ લખવાની આવશ્યક્તા છે જ.

કેટલાકની માન્યતા એવી હોય છે કે કોઇ પ્રકારના અનિષ્ટ તત્ત્વોને ચૂંથવાનો પ્રયત્ન કરવો એ હાનિકારક છે; અને તેથી કોઇના છિદ્રો ઉંડા ઉતરીને જોવાં જ નહિ. પરંતુ આ માન્યતા સર્વથા યોગ્ય નથી. જગત્માં બન્ને બાજૂ તપાસવાની જરૂર છે. આ જગત્માં કેટલીક વ્યક્તિઓ એવી તો ભયંકર હોય છે કે જેમની સાથે જીવન પર્યંત સહવાસમાં રહેવા છતાં તેમનાં હૃદય કળી શકાતાં નથી. આવી કોઇ કારસ્થાનપટુ વ્યક્તિના પંઝામાં જાણે અજાણે જો કોઇ ભોળા હૃદયવાળી વ્યક્તિ સપડાઇ જાય છે તો તેની સ્થિતિ અત્યંત વિષમ થઇ પડે છે. જેમ સુખ દુઃખ, રાત્રિ દિવસ, ઉન્નતિ અવનતિ, એ બધાંનાં પરમાત્માએ દ્વંદ્વ ઘડયાં છે, તેમ જ તેણે સારૂં અને નરસું, હલકું અને શ્રેષ્ટ, એનાં પણ દ્વંદ્વ ઘડયાં છે. આથી બન્ને બાજુ તરફ દૃષ્ટિ રાખીને ઘણું જ સાવધાનતા ભર્યું જીવન ગાળવું એ એક મનુષ્યને માટે ઘણું જ સહીસલામતીભરેલું છે. અલબત, અનિષ્ઠ તે તો અનિષ્ટ જ છે. કોઠી ધોવાથી તો કાદવ જ નજરે પડે છે. પરંતુ કાદવમાં પોતાનો પગ લપસી ન જાય એટલી સાવધતા રાખવા માટે મનુષ્યે પ્રથમ કાદવ કેવો પ્રાણુહારક તેનું જ્ઞાન મેળવવાની આવશ્યકતા છે. જગત્માંથી અનિષ્ટોત્પાદક તત્ત્વોનો સર્વથા વિધ્વંસ થાય તો તો સર્વ મનુષ્યો આત્મોદ્ધાર કરી શકે. પરંતુ અનાદિ કાળમાં તે બન્યું નથી અને બનશે પણ નહિ. જગતના ઉત્પત્તિ કાળથી તે અત્યાર સુધીમાં એવું બનવા પામ્યું હોય, એમ કોઇના જાણુવામાં કે સાંભળવામાં નથી. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જ છે કે નીતિવાળા બનવા માટે—તેને દૃઢતાથી વળગી રહેવા માટે—નીતિ અને અનીતિ વચ્ચેનો ભેદ જાણુવાની જરૂર છે જ. જેમ એક કુંભની અંદર કુંભત્વ રહેલું છે, ભેદ તત્ત્વમાં અભેદ તત્ત્વ રહેલો છે, તેજ પ્રમાણે જગત્માં નીતિ અને અનીતિનું પણ સ્હમજી લેવાનું છે. નીતિમાન બનવા માટે અનીતિ શું કહેવાય તે જાણુવાની—સ્હમજવાની જરૂર છે જ. અનીતિનો મર્મ કળ્યા સિવાય મનુષ્ય નીતિને દૃઢતાથી વળગી રહેવાનું શી રીતે શીખશે ? ચોર પોતાના ગૃહમાં પ્રવેશ કરીને શું કરે છે તે એક મનુષ્ય ન જાણે તો સાવધતા શા માટે ? ચોર ગૃહમાં પ્રવેશ ન કરી શકે એટલા સાવધ બનવા માટે મનુષ્યે ચોરીનો અર્થ જાણુવાની જરૂર નથી ? ચોરી કેમ થાય એટલું તે સ્હમજી શકે તેથી તે પોતે જ ચોર ગણાય ? કદાપિ નહિ !

આ ઉપરથી એમ સ્હમજવાનું નથી કે સદાચારી બનવા માટે

દુરાચારી બનીને જ, દુરાચારનું જ્ઞાન મેળવવું જોઇએ. દુરાચારી બન્યા સિવાય પણ દુરાચારનો અનુભવ મેળવી શકાય છે. અલબત્ત, જગતમાં રહેવા છતાં નિર્વિકારી રહેવાનું તો કોઈ મહાન વિભૂતિથી જ બની શકે છે, તે પ્રમાણે આવા અનુભવો દુનિયાના રંગમાં રંગાયા સિવાય મેળવવાનું પણ કોઇ સંસ્કારી આત્માથીજ બની શકે છે. જગતને જોતાં શીખવું એ કંઇ સ્હેલું કાર્ય નથી. તેમ કરવામાં આત્મબળની જેટલી સબળતા હોય છે તેટલો જ વિજય મળે છે. અર્થાત્ તેટલું જ જગતને નિર્વિકારપણે જોઇ શકાય છે. આત્મબળના અભાવે જગતને જોવા જનાર પોતે ક્યાં છે, શું કરે છે તે પણ ભૂલી જાય છે અને કોઇ પ્રસંગે અણધાર્યો અનીતિના પંકમાં ખૂંચીને લય પણ પામે છે. પોતાના નિત્યના જીવન વ્યવહારમાં પણ એક મનુષ્યે કેટલી બધી સાવધાનતા–સમયસૂચકતા રાખવાની છે તે આ નવલકથા વાંચવાથી વાચકવર્ગ સ્હમજી શકશે, અને તેટલું થશે તોપણ પ્રયોજક પોતાને થએલો પરિશ્રમ સફળ માનશે.

લક્ષ્મીલોભ ઉત્પન્ન થતાં પાપિષ્ટ સ્ત્રી–પુરુષો કેવાં કેવાં કુટિલ કારસ્થાનો રચે છે, તેમની પ્રપંચજાળમાં ફસાવાથી નિર્દોષ મનુષ્યોને કેવાં કેવાં દુઃખો સહન કરવાં પડે છે, અને અંતે 'ધર્મનો જય' અને 'પાપનો પરાજય' કેવી રીતે થાય છે, એ વિષયનું પ્રતિપાદન પ્રસ્તુત નવલકથામાં કરાવવામાં આવ્યું છે. માતૃપિતૃવિહીન–સરલહૃદયા ઉષા–નાયિકા અને બહાદુર બાતમીદાર દિનકર–નાયક, તેમ જ નિમકહલાલ નોકર બુદ્ધિપ્રસાદ, એ ત્રણેનાં નિર્મળ ચારિત્રપરથી વાચકોને ઘણું જ જાણવાનું મળી શકે તેમ છે.

પ્રસ્તુત પુસ્તક લખતી વખતે મ્હેં મૂળ નવલકથાની સાથે મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થયેલા 'રત્નકંકણ' નામના પુસ્તકનો આધાર લીધો હોવાથી, તે ઉભય ગ્રંથકારોનો આભાર માનવો એ મ્હારા માટે કર્તવ્ય-ધર્મ છે. આ નવલકથા સંપૂર્ણ લખાઇ રહ્યા પછી "દશ લાખનો દલ્લો" એ નામની 'ફિલ્મ' વિકટર સિનેમા કંપનીએ અમદાવાદમાં ચાલુ કરી હોવાથી, તે 'ફિલ્મ' ના તમામ ભાગ જોવાનો લાભ મ્હને મળ્યો હતો. તેને અં મ્હારી નવલકથાને સર્વાંગ સુંદર બનાવવાનો મ્હેં યથાશક્તિ શ્રમ સેવ્યો છે. મૂળ ઉપરથી મરાઠીમાં થએલા રૂપાંતરમાં કેટલાક એવા પ્રકારો મ્હારા વાંચવામાં આવ્યા છે કે જે મ્હને આપણા દેશની પરિસ્થિતિને માટે અસંભવનીય જણાયા છે.

આપણા દેશની વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ થાય એટલા પૂરતું પરિવર્તન આ રૂપાંતરમાં કરી લેવાનું મ્હેં તો ઉચિત ગણ્યું છે.

આ પુસ્તકમાં ટેલિફોન,(વિદ્યુદ્વર્તમાન યંત્ર,) સાયકલ, (દ્વિચક્રરથ,) રિવોલ્વર, (તમંચો,) એન્જીન, (અગ્નિરથ,) બોટ, (નૌકા,) બલૂન, (વાયુ-વિહાર યન્ત્ર,) એવા એવા કેટલાક અંગ્રેજી શબ્દોનો ઉપયોગ વારંવાર કરવો પડયો છે. ઉપરોક્ત શબ્દોના ભાવાર્થ મ્હેં સમાસમાં દર્શાવ્યા છે. પરંતુ આપણા ગુજરાતી વાચક વર્ગને આ શબ્દોના ભાવાર્થ યથાર્થ રીતે સ્હમજવાનું બહુ મુસ્કેલ થઈ પડે તેમ હોવાથી જ મ્હેં તે અંગ્રેજી શબ્દો વાપર્યા છે. ગુજરાતી શબ્દો વાપરવાની જરૂર એ જ કારણે છે કે તેથી આપણી માતૃભાષા સમૃદ્ધ બને છે. પરંતું જે અંગ્રેજી શબ્દોને યથાર્થ રીતે ગુજરાતી ભાષામાં સ્હમજાવી ન શકાય, તે શબ્દોને તો એમને એમ આપણી ભાષામાં મૂકીએ તો કંઇ ખોટું ગણાય નહિ, એવો મ્હારો નમ્ર મત છે. ભાષા જેમ બને તેમ સંસ્કારી અને સરળ રાખવા માટે ખાસ કાળજી રાખવામાં આવી છે કે જેથી સાધારણ વાચકોને પણ પુસ્તક વાંચવામાં અડચણ પડે નહિ.

એક કવિ, લેખક, પ્રયોજક, અનુવાદક, ભાષાંતરકાર કિંવા રૂપાંતરકાર તરીકે સરસ્વતી દેવીના મંદિરમાં પ્રવેશ કરવાનો સનંદી પાસ મેળવવાની મહત્વાકાંક્ષા રાખવાનું મ્હને સર્વથા અનુચિત જણાય છે. હું તો એક સામાન્ય કોટિનો મનુષ્ય છું. એક લેખક હોવાનો દાવો હું કરતો નથી અને કર્યો પણ નથી. મ્હારી અલ્પસ્વલ્પ બુદ્ધિને અનુસરીને તથા મ્હારા આત્માને સંતોષીને જ મ્હેં આ કાર્ય કર્યું છે.

'ચક્રવર્તી અશોક' ના સફળ પ્રયાસની કદર ગુજરાતના જાણીતા પત્રકારોએ અને અવલોકનકારોએ કરી છે. પ્રસ્તુત પુસ્તકને પણ તેમના તરફથી યોગ્ય ન્યાય મળશે જ એવી આશા સહ હું નવલકથાપ્રિય ગુર્જર જનસમાજ સમક્ષ ઉત્સાહયુક્ત સ્થિતિમાં પુનઃ ઉપસ્થિત થવાનું સાહસ કરૂંછું. પ્રસ્તુત પુસ્તકમાં વિદેશીય સ્થાનો, આચાર વ્યવહાર, સમયાનુચિત પ્રસંગો આદિમાં કલ્પનાની સહાય લઇને, તે આ દેશને અનુકૂળ થાય અને મૂળ વસ્તુને બાધા ન આવે તેવી રીતે ઉચિત પરિવર્તન કરવામાં આવ્યું છે.

આમ છતાં પણ મૂળ પુસ્તકમાંના જે અમુક પ્રસંગો કાઢી નાખવાથી મુળ વસ્તુને બાધા આવે તેવા પ્રસંગો તો એમને એમ જ રાખવાનું મ્હને યોગ્ય જણાયું છે; કારણ કે તેવા પ્રસંગોને મ્હારા મનસ્વી વિચારો પ્રમાણે રચી નાખવાથી તો મ્હેં મૂળને બગાડયું જ

ગણાય. ટુંકામાં આ નવલકથાને માત્ર અનુવાદ કે રૂપાંતર નહિ પરંતુ એક અર્દ્ધ–સ્વતંત્ર પુસ્તક ગણવામાં આવે તો તે અયોગ્ય કહેવાય નહિ. મ્હારો પ્રયાસ કેટલા અંશે સફલ થયો છે તેનો નિર્ણય કરવાનું કાર્ય મ્હારૂં નથી.

અન્તે વિદ્યાવિલાસી ગુર્જર જનસમાજની સેવા બજાવવાની તક પરમકૃપાળુ પરમાત્મા મ્હને અહર્નિષ આપ્યાં કરે, એવી તે દયાળુને નમ્ર પ્રાર્થના કરીને હું વિરમું છું. **सुज्ञेषु किं बहुना ॥**

૬૫૫, ભોઇવાડા પોળ,
કાલુપુર,–અમદાવાદ,
તા. ૧૪–૧૨–૧૭.

લિ.
વિદ્યાવિલાસી વિભૂતિઓનો નમ્ર સેવક,
**દલપતરામ ભાઇશંકર રાવળ.**



# અનુક્રમણિકા.



# દશ લાખનો દલ્લો

## અને

# રત્નકંકણ.

### પ્રકરણ ૧ લું.

#### ઉષા.

કૃષ્ણપક્ષની અંધકારમયી રાત્રિના સમયે, ગામડાના કોઇ અજાણ્યા માર્ગે થઇને પ્રવાસ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, તેથી બીજું શું વધારે ત્રાસજનક હોઇ શકે વારૂ ! જો તે માર્ગે થઇને દરરોજ જવું આવવું પડતું હોય, તો તો ગમે તેટલું મોડું થયું હોય, તેમ જ ગમે તેવું ગાઢ અંધારૂં થઇ ગયું હોય, તો પણ તેની દરકાર રહેતી નથી; કારણકે ત્યાં થઇને દરરોજ જવા આવવાનું થતું હોવાથી, તે રસ્તો લગભગ જાણીતો થઇ ગયો હોય છે. પરંતુ જે માર્ગ કદિ નજરે પણ જોયો ન હોય, તેમ જ આગળ જતાં તે માર્ગમાં ઉંચી નીચી જમીન કે નદી નાળાં આવેછે કે કેમ, તેની કલ્પનાસુદ્ધાં ન હોય, એવા અજાણ્યા અને વિકટ માર્ગે પ્રવાસ કરનારા પ્રવાસીને તો કોઇ અંધ મનુષ્યને ભળતે જ ઠેકાણે લઇ જઇને રખડતો મૂકી દીધો હોય એવું લાગ્યા વગર રહે જ નહિ.

આવી એક અંધારી રાત્રિના સમયે, ગાઢ અરણ્યમાં થઇને એક ઘોડાગાડી સપાટાબંધ દોડતી જતી હતી. અરણ્યમાંના માર્ગની જમીન ઉંચી નીચી હોવાથી, ઘડીએ ઘડીએ ગાડીને આંચકા લાગતા હતા અને તે સાથે ગાડીના પૈડામાંથી 'કચડડડ' એવો અવાજ થતો હતો; અને ગાડી હચમચી રહેતી હતી. જો કે ગાડી ઘણી મજબૂત હતી, પરંતુ આવા નિર્જન અને વિકટ માર્ગે તેને કદિ પણ પ્રવાસ

કરવો પડયો નહોતો; અને તેથી જાણે કે તે દુઃખના હુંકારા કરતી હોય એવો ભાસ થતો હતો.

"હું; ઝપાટાબંધ ચાલવા દે." ગાડીમાં બેઠેલો ગૃહસ્થ અધીરાઇથી બોલી ઉઠયો.

"શેઠજી!" ગાડીવાળો બોલવા લાગ્યો: "આ કરતાં વધારે ઉતાવળથી ગાડી હાંકી શકાય તેમ નથી. આવા ભયંકર અંધકારમાં ગાડીના ઘોડા સુદ્ધાં હું જોઈ શકતો નથી તો પછી રસ્તાની તો વાત જ શી? અધૂરામાં પૂરૂં તમે બન્ને ફાનસ હોલવી દેવડાવ્યાં છે. એક ફાનસ સળગાવું કે?"

"નહિ. નહિ. જોજે એમ કરતો!" ગાડીમાં બેઠેલો ગૃહસ્થ એકદમ બોલી ઉઠયો: "અંધારામાં પણ જાનવરો દેખી શકે છે. ચાલે છે એમ જ ચાલવા દે. હવે કંઇ તે ઠેકાણું બહુ દૂર નહિ હોય. હવે તને કંઇ દિપકનો પ્રકાશ જણાયછે કે?"

ગાડીવાળા અને શેઠની વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલતો હતો એટલામાં ઘોડાને ઠોકર વાગી. ગાડી સહજ વાંકી વળી. ગાડીવાળાએ ચાબૂકના એક બે સપાટા ઘોડાને લગાવી દીધા. ગાડીવાળાના મનમાં એવો ભય હતો કે જો ઘોડા આડે માર્ગે ચઢી જશે તો ગાડી, ઘોડા, પોતે અને શેઠ બધાં સાથે જ એકાદ ખાડામાં ગબડી પડશે. એક તો અંધારી રાત્રિ, તેમાં વળી મધ્ય રાત્રિનો સમય, અને આકાશ અભ્રાચ્છાદિત થઇ ગયું હતું. આથી બિચારો ગાડીવાળો તો ગભરાઇ ગયો હતો. આકાશમાં એકાદ બે ન્હાના તારકો ચળકી રહ્યા હતા. પરંતુ તેનો પ્રકાશ ઘણો જ અલ્પ હતો. પવન જોસથી ફૂંકાતો હતો.

થોડીવાર પછી થોડે દૂરના અંતરે કંઇક દિપક જેવું ચળકતું હોય એમ ગાડીવાનને જણાયું. પોતાને જે સ્થળે જવાનું હતું તે ત્યાંજ હશે એવી ગાડીવાનને ખાત્રી નહોતી. તેમ છતાં પણ તેણે ઘોડાને ચાબૂકના સપાટા લગાવવા માંડયા. અલ્પકાળમાં જ ગાડી એક ગૃહની નજીક આવીને ઉભી રહી. ગાડીમાં બેઠેલા ગૃહસ્થે ગાડીનો પડદો ઉંચો કરીને બહાર દષ્ટિ ફેંકી અને બોલ્યો: "હં. આ તે જ ગૃહ. **ભીખુ**, બારણું ઉઘાડ. તું ગુપચૂપ ઉભો રહે અને ઘોડા પણ હાલચાલ ન કરે તેની સંભાળ રાખ."

"વારૂ સાહેબ" એમ કહીને ગાડીવાળાએ ગાડીનું બારણું ઉઘાડયું. ગાડીમાંનો ગૃહસ્થ પોતાના હાથમાંનો બોજો ઉંચકીને ધીમેથી બહાર આવ્યો અને તે નજીકના ગૃહ પાસે ગયો. તે ગૃહના દ્વારના

ઓટલા પર તેણે તે બોજો ધીમેથી મૂક્યો. પરંતુ તે બોજો હાલવા ચાલવા લાગ્યો. તે ગૃહના દ્વાર પર, ' સુશીલાબાઇનું ખાનગી બાલિકાશ્રમ ' એ નામનું એક પાટીયું લટકાવવામાં આવ્યું હતું. પાટીયું વાંચીને તે ગૃહસ્થ આનંદ પામ્યો. દ્વાર પાસે લટકતી ઘંટડીની દોરી તેણે ખૂબ જોરથી ખેંચીને હલાવી, અને પેલા ઓટલા પરના બોજા તરફ એક પ્રેમળ દૃષ્ટિ ફેંકીને તે પોતાની ગાડી તરફ ચાલતો થયો. ગાડીમાં બેઠા પછી તે ગૃહસ્થ નિઃસાસા નાખવા લાગ્યો અને ગાડીવાળાને ઉદ્દેશીને બોલ્યો: " ભીખુ ! ગાડી સપાટાબંધ ચલાવ. "

ગાડીવાળો પોતાની બેઠક પર ચઢી બેઠો અને ગાડીને પોતે જે માર્ગે થઇને આવ્યા હતા તે માર્ગે પાછી ફેરવતાં ફેરવતાં તે બોલ્યો: " શેઠજી ! તમે પણ ઠીક છો. મ્હોંએથી બોલ્યા એટલે થયું. આ કંઇ આગગાડી છે કે પવનવેગે માર્ગ કાપી શકે ? "

ગાડી સપાટાબંધ દોડવા લાગી. ગાડીમાંથી પુનઃ એક વાર ડોકીઉં કરીને તે ગૃહના બારણામાં મૂકેલા બોજા તરફ તે ગૃહસ્થે નજર કરી અને એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. થોડીવાર રહીને તે બોલ્યો: " ભીખુ ! ફરીને આ ગૃહ તું શોધી કાઢે ખરો કે ? "

" ફરીને આવી જગ્યાએ આવવાનું ? " ગાડીવાળો બોલ્યો: " નહિ, નહિ: મ્હારા પ્રાણ જાય તો પણ પુનઃ આ રસ્તે હું કદિ પણ આવીશ નહિ. કોઇ હજાર રૂપિઆ આપે તોપણ આવા વિકટ માર્ગે હું ગાડી લઇને આવું નહિ. આ રસ્તો એવો ખરાબ છે કે કંઇ કહેવાની વાત જ નહિ. "

ગાડીમાં બેઠેલા ગૃહસ્થે પોતાના ગજવામાંથી રૂમાલ કાઢ્યો અને પોતાના કપાળપરનો પ્રસ્વેદ લૂછી નાખ્યો. પોતાના શિર પરથી કંઇક ભાર હલકો થયો હોય તેમ, ' હા...શ ' કહીને તે ગાડીના એક ખૂણામાં અઢેલીને બેઠો.

રાત્રીના અગીઆર વાગી ગયા હતા. સુશીલાબાઇ હજી નિદ્રાધીન થઇ ગઇ નહોતી. આશ્રમમાંની તમામ બાલિકાઓ પરવારીને સૂઇ જવા માટે જાય, ત્યાર પછી જ તે પોતાના શયનગૃહમાં જતી. સાધારણરીતે દશ વાગતાં પહેલાં તે કદિ પણ પોતાના શયનગૃહમાં જતી નહોતી. આજે પણ લગભગ સાડા દસ વાગ્યા પછી પોતાનું સર્વ કામ આટોપી લીધા બાદ તે પોતાના શયનગૃહમાં ગઇ અને એક કોચ પર પડી. આજે બહુ શ્રમિત થવાથી, તેની આંખોમાં ઉંઘ સત્વર ભરાવા લાગી હતી. પરંતુ એટલામાં આશ્રમમાં જોસથી ઘંટડી

વાગવા લાગી. સુશીલાબાઇ એકદમ ચમકીને પોતાની પથારીમાં બેઠી થઇ ગઇ. કોઇ બાલિકાનાં માબાપ કે કોઇ સગું સંબંધી માંદું પડ્યું હશે અને તેને તેડવા સારૂ કોઇ માણસ આવ્યું હશે, એવી તેણે કલ્પના કરી. આશ્રમનું કામકાજ કરવા સારૂ સુશીલાબાઇએ એક સ્ત્રી નોકર રાખી હતી. સુશીલાબાઇએ તેને બૂમ મારી. પરંતુ આખો દિવસ કામ કરીને શ્રમિત થઈ ગયેલી તે દાસી અત્યારે ઘસઘસાટ અને શાન્ત નિદ્રા લેતી હતી. એક બે બૂમો મારી છતાં પણ દાસીએ કંઇ જવાબ નહિ આપવાથી, તે ઉંઘી ગઇ હશે એમ સુશીલાબાઇએ ધાર્યું. તેનો સ્વભાવ બહુ દયાળુ હતો. દાસીને ત્રાસ નહિ આપતાં પોતે જ નીચે આવીને હળવેથી બારણું ઉઘાડ્યું અને બોલી: "બહાર કોણ છે?"

લગભગ બે ત્રણ મિનિટ સુધી પ્રત્યુત્તરની રાહ જોવા છતાં પણ જ્યારે બહારથી કંઇ ઉત્તર મળ્યો નહિ, ત્યારે સુશીલાબાઇએ બારણું પૂરેપૂરૂં ઉઘાડ્યું બારણામાં ઉભાં ઉભાં તેણે ચોમેર દૃષ્ટિ નાખી, પરંતુ કોઇ પણ માણસ તેના જોવામાં આવ્યું નહિ. કોઇ લબાડ માણસે પોતાને નકામો ત્રાસ આપવાની ખાતર જ ઘંટડી વગાડેલી હોવી જોઇએ, એમ તેણે વિચાર્યું. તેણે પુનઃ બારણું બંધ કરી દેવાનો વિચાર કર્યો. પરંતુ એવામાં પોતાના દ્વારના ઓટલા પાસે કંઇક બચકા જેવું તેને જણાયું. તરત જ તે ઓટલા પાસે આવી અને તે બચકામાં શું હતું તે વાંકી વળીને જોવા લાગી. તે બચકામાંથી એક બાળકના રડવાનો કોમળ સ્વર તેના કાન પર આવવા લાગ્યો. તેણે જોયું તો બચકામાંનું બાળક હાલચાલ કરવા લાગ્યું હતું.

"અરે પ્રભુ!" સુશીલાબાઇ આશ્ચર્યથી બોલી ઉઠી: "આ બચકામાં તો બાળક હોય એમ લાગે છે! તે બાળકને રડતાં સાંભળીને સુશીલાબાઇના કોમળ અંતઃકરણમાં દયાનો સ્રોત વહેવા લાગ્યો. તે બચકામાંથી તેણે બાળકને બહાર કાઢ્યું અને તેને છાતી સરસું ચાંપ્યું. બાળકને લઇને તેણે બારણું વાસી દીધું અને પોતાના શયનગૃહમાં ચાલી ગઇ. પરંતુ શયનગૃહમાં પ્રવેશ કરતાંની સાથે જ તેનું હૃદય ભયથી કંપી ઉઠ્યું. તે દિપક પાસે જઇને બેઠી અને બાળકને પોતાના ખોળામાં સૂવાડીને આત્મગત વિચારવા લાગી: "હું વિધવા છું. લોકો મ્હારા ગૃહમાં આવું તરતનું જન્મેલું બાળક છે એવી વાત સાંભળીને મ્હારા વિષે શું વિચાર કરશે? મ્હારા ગૃહના ઓટલા પરથી આ બાળક મ્હને મળી આવ્યું છે, એમ હું કહીશ.

તો પણ લોકો તે વાત સત્ય માનશે કે ? ત્યારે હવે આ બાળકનું શું કરવું? મ્હારા વિશુદ્ધ વર્તન બદલ સહજ પણ શંકા લોકોને થઈ તો પછી કોઇ પણ પોતાની બાળિકાઓને આ આશ્રમમાં વિદ્યાભ્યાસ માટે મોકલશે કે? અને જો તેમ થયું તો ભવિષ્યમાં મ્હારી શી સ્થિતિ થશે?" આ પ્રમાણે વિચાર કરતાં કરતાં સુશીલાબાઇ ગભરાઈગઇ. પરંતુ એટલામાં તે બાળકના અંગે વિંટાળેલા અને ભીંજાઇ ગયેલા કપડા પર તેની દૃષ્ટિ પડી. તેણે તે કપડું કાઢી નાખ્યું અને એક બીજું નવું કપડું તેના અંગ પર વિંટાળી દીધું. આ વખતે સુશીલાબાઇએ જોયું કે પોતાના ખોળામાંનું બાળક એક સુંદર અને તેજસ્વી કન્યા હતી. કન્યાની ઉંમર લગભગ પાંચ છ માસની હોવી જોઇએ એવું તેણે અનુમાન કર્યું. તે કન્યા પ્રત્યે તે સપ્રેમ જોઇ રહી. તે કન્યા પણ સુશીલાબાઇ પ્રત્યે જોઇ રહી હતી. તેણે સુશીલાબાઇના ખોળામાં કૂદકા મારવા માંડયા અને હસવા લાગી. આવી સુકુમાર કન્યાનું હસિત વદન જોઇને સુશીલાબાઇની સર્વ કલ્પનાઓ નષ્ટ થઇ ગઇ. તેના કોમળ અંતરમાં માતૃપ્રેમ ઉભરાવા લાગ્યો અને તેણે તે નિર્દોષ કન્યાને એક મધુર ચુંબન કીધું. ઇશ્વરેચ્છાથી પોતાના હાથમાં આવી પડેલી આ કન્યાનું ભરણપોષણ કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. સુશીલાબાઇ તે કન્યાને પોતાના બન્ને હાથમાં પકડીને ઉંચે કૂદાવવા લાગી. એવામાં તે કન્યાના અંગ પરના ન્હાના સરખા પહેરણના ગજવામાંથી એક પત્ર બહાર નીકળી આવેલો તેણે જોયો. આ પત્રમાં આ કન્યા સંબંધી કંઇ પણ માહિતી લખેલી હશે એમ તેને લાગ્યું. તરત જ સુશીલાબાઇએ તેના ગજવામાં હાથ નાખ્યો તો કેટલીક નોટો તથા આ પત્ર તેના જોવામાં આવ્યાં. તે પત્રમાં આ પ્રમાણે લખેલું હતું.

" પરમ પૂજ્ય સુશીલાબાઈ,

આ કન્યા મ્હારી છે. તેનું નામ ઉષા છે. તે મ્હારી એકની એક–જીવન સર્વસ્વ ઔરસ પુત્રી છે. કેટલાક અનિવાર્ય કારણોને લીધે જ આજે હું આમ ગુપ્તરીતે તેને આપના સ્વાધીન કરૂં છું. તેની માતાનો પરલોકવાસ થઇ ગયો છે. અને હું તેનો પિતા હોવા છતાં પણ, મ્હારાં દુર્દૈવને લીધે, આજે તેનો ત્યાગ કરૂંછું. પરંતુ, તમે દયાળુ, પ્રેમાળ અને સુશીલ છો. તમે તેનું પ્રેમથી સંરક્ષણ કરશો એવી મ્હારી દૃઢ પ્રતીતિ છે. તેના ખરચ માટે આ પત્ર સાથે રૂપિયા એક હજારની એક નોટો મૂકેલી છે. પ્રતિ વર્ષે હું એ પ્રમાણે રૂપિઆ મોકલતો રહીશ. ઉષાની ઉમર હાલ એક વર્ષની છે. તેની ઉંમર પંદર

વર્ષની થશે ત્યારે હુ તેને અહિંથી લઇ જઇશ. ત્યાં સુધીમાં આપ તેને યોગ્ય શિક્ષણ આપીને તેનું સંરક્ષણ કરશો. હુ પણ ગુપ્તરીતે તેની ખબર અંતર મેળવતો રહીશ. મ્હારી શોધ કરવાનો યત્ન કરશો જ નહિ. ઉષાના હાથમાં એક **રત્નકંકણ** છે તે કાઢી ને કોઇ ગુપ્ત સ્થળે રાખી મૂકજો, મ્હારી પાસે એવું જ એક બીજું રત્ન કંકણ છે, જે હુ તમને યોગ્ય વખતે બતાવીશ, અને તે આપણા ઉભયની ઓળખ થવામાં ઉપયોગી થઇ પડશે. ઉષા તમારી ભાણેજ છે એવું જાહેર કરશો, એટલે કોઇને પણ તેના વિષે કંઇ શંકા ઉપજશે નહિ. પ્રભુ તમને યશ આપો, એજ શુભેચ્છા સાથે વિરમતો,

એક અપરિચિત બન્ધુ."

આ પત્ર વાંચીને **સુશીલાબાઇ** તો દિંગ્મૂઢ જ થઇ ગઇ. સુશીલાબાઇએ આવો વિલક્ષણ પ્રસંગ કદિ પણ અનુભવ્યો ન હતો. પુસ્તકોમાં તેણે આવા ચમત્કારિક બનાવો સંબંધી વાંચ્યું હતું. પરંતુ આવો પ્રસંગ પ્રત્યક્ષ વ્યવહારમાં તેણે કદિ પણ અનુભવ્યો નહોતો. પુસ્તકમાંના એવા બનાવો માત્ર કવિકલ્પનાઓને જ આભારી છે એમ તેનું માનવું હતું. અને તેથી આ બનાવથી તે બહુ વિસ્મય પામી. સુશીલાબાઇ ઉષા પ્રત્યે અનિમિષ નયને જોઇ રહી. ઉષા પુનઃ હસવા અને કૂદવા લાગી. પુનઃ સુશીલાબાઇએ તેને ચુંબન કર્યું. ઉષાનું ભરણપોષણ કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. તેમ કર્યા વગર તેનો છૂટકો પણ નહોતો. તે પોતાની બ્હેનની છોકરી છે, તેના માતા પિતા એકાએક મરણ પામવાથી તે નિરાધાર થઇ ગઇ છે, અને તેથી ગઇ કાલે પોતાની બ્હેનની એક મૈત્રિણી આ કન્યાને પોતાને સ્વાધીન કરી ગઇ છે એવું લોકોમાં જાહિર કરવાનો તેણે નિશ્ચય કર્યો. ઉષાના ખરચ માટે દરવર્ષે તેનો પિતા રૂપિઆ મોકલશે કે કેમ, અથવા તે પંદર વર્ષની વય થશે ત્યારે તેને અહિંથી લઇ જશે કે કેમ, એવી એવી શંકાઓ તો એ સાધ્વી સ્ત્રીના અંતરમાં ઉદ્ભવી જ નહિ.

સુશીલાબાઇની વય લગભગ ત્રીશ બત્રીશ વર્ષની હતી. તેને એક વર્ષની એક કન્યા હતી. તેનું નામ **લીલા** હતું. તેનો પતિ શાળામાં શિક્ષકનું કામ કરતો હતો. તેની સ્થિતિ ગરીબ હતી. પરંતુ તેને વ્યવસ્થા પૂર્વક ખરચ કરવાની ટેવ હતી, તેમજ સુશીલાબાઇ જેવી સદ્ગુણી સ્ત્રી મળી હતી. આથી તેનો સંસાર વ્યવહાર સારી રીતે ચાલતો હતો. પરંતુ **લીલા** એકાદ વર્ષની ઉંમરની પણ નહિ થઇ હોય એવામાં સુશીલાબાઇનો પતિ મરણ પામ્યો. સુશીલાબાઇ છેક જ નિરાશ્રિત

થઈ ગઇ. પરંતુ તેનો સ્વભાવ ઉદ્યોગશીલ હતો. આવા દુ:ખદ સમયે નિરાશ થઇને બેસી નહિ રહેતાં, પોતાના ગામથી સહજ દૂરના એક બગીચામાં તેણે એક ઘર ભાડે રાખ્યું અને ત્યાં 'બાલિકાશ્રમ'ની સ્થાપના કરી. સુશીલાબાઇ હુશિઆર, સુશીલ, સદાચારી અને મમતાળુ હતી, એ વાત આસપાસના સર્વ લોકો સારી રીતે જાણતા હોવાથી, તેના આશ્રમની સ્થાપનાની ખબર પડતાંની સાથે જ તેઓએ પોતાની કન્યાઓને વિદ્યાભ્યાસ કરાવવા સારૂ તે આશ્રમમાં મોકલવા માંડી. આમ થવાથી સુશીલાબાઇને પોતાનું તેમ જ પોતાની પુત્રીનું ભરણપોષણ કરવાની ચિન્તા મટી ગઇ. અને સ્ત્રીશિક્ષણનું ઉચ્ચ અને પવિત્ર કાર્ય પણ તેના હાથે થવા લાગ્યું.'

સુશીલાબાઇના પ્રેમાળ અને માયાળુ સંરક્ષણ નીચે ઉષા મોટી થવા લાગી, આસપાસના સર્વ લોકોને સુશીલાબાઇના ચારિત્ર માટે માન હતું. તેણે તેમને ઉષા પોતાની બ્હેનની દીકરી છે એવું જાહિર કરી દીધું એટલે તેઓએ તે સત્ય જ માની લીધું અને તે બાબતની ઝાઝી પૂછપરછ પણ કરી નહિ. ઉષા બોલવા શીખી એટલે સુશીલાબાઇને 'માશી' કહેવા લાગી. લીલા અને ઉષા રાત્રિ દિવસ સાથે રહેતાં હતાં. સુશીલાબાઇના યોગ્ય શિક્ષણને લીધે એ બન્ને જણીઓ સગી બ્હેનની પેઠે વર્તતી હતી. તેમને બન્નેને એક બીજાથી વિખૂટાં પડવાનું ગમતું નહોતું. બન્ને બ્હેનોના કાલાકાલા શબ્દો સાંભળીને, તેમ જ તેમની બાળલીલા જોઇને સુશીલાબાઇ ઘણો જ આનંદ પામતી. એ આનંદને લીધે તેને પોતાના વૈધવ્યનું દુ:ખ પણ વિસારે પડવા લાગ્યું હતું.

ઉષાના ખરચ માટે દરવર્ષે સારી રકમ 'મની ઑર્ડર' દ્વારા મળ્યે જતી હતી. દરેક વખતે 'મનિ ઑર્ડર ફૉર્મના કૂપન' પર, 'ઉષાની સંભાળ રાખજો, હું પણ તેની ખબર રાખું છું' એટલા શબ્દો લખેલા આવતા હતા. પરંતુ દરેક 'મનિ ઑર્ડર' પર મોકલનારનું નામ ઠામ, ગામ, વગેરે જૂદું જ આવતું હતું. તેમ જ તે 'ફૉર્મ' પર હસ્તાક્ષરો પણ પ્રત્યેક વેળાએ જૂદા લખેલા આવતા હોવાથી, ઉષાનો બાપ કોણ હશે, એ સમજી શકાય એમ નહોતું પરંતુ વખતો વખત તેના તરફથી મ્હોટી મ્હોટી રકમ મળ્યે જતી હતી, તે ઉપરથી તે કોઈ શ્રીમંત માણસ હોવો જોઇએ, એવી સુશીલાબાઇની ખાત્રી થઈ ગઇ હતી.

જોતજોતામાં પંદર વર્ષ વીતી ગયાં. સુશીલાબાઇનો ઉષા

પ્રત્યેનો સ્નેહ એટલો બધો સુદૃઢ થઇ ગયો હતો કે, હવે તેનો ટુંક સમયમાં જ વિયોગ થનાર છે, એવો વિચાર આવતાંની સાથે જ તે દિલગીર થઇ જતી હતી. પંદર વર્ષ ઝપાટાબંધ વીતી ગયાં હોય એમ તેને લાગ્યું. ઉષા તેમ જ **લીલા** એ બન્નેને તેણે ઉચ્ચ પ્રતિનું શિક્ષણ આપ્યું હતું. અત્યાર સુધી **સુશીલાબાઇએ**, ઉષા સંબંધી સત્ય માહિતી, ઉષા તેમજ **લીલાને** જાણવા દીધી નહોતી. ઉષાના પિતાનો પત્ર તેમજ **રત્નકંકણ** તેણે એવા ગુપ્ત ઠેકાણે છૂપાવી રાખ્યાં હતાં કે, ઉષા અને **લીલાને** તે સંબંધી કદિ પણ કંઇ ખબર જ ન પડે. અને તેથી જ **સુશીલાબાઇ** મ્હારી ખરી માશી નથી એવી કલ્પના સુદ્ધાં ઉષાએ કરી નહોતી. પરંતુ હવે અલ્પ સમય પછી ઉષા જવાની હોવાથી, તેને સર્વ સત્ય હકીકતથી વિદિત કરવાનો વિચાર **સુશીલાબાઇના** મનમાં ઘોળાયા કરતો હતો.

એક દિવસ રાત્રિએ વાળુ કર્યા પછી **સુશીલાબાઇ**, ઉષા અને **લીલા** આમોદ પ્રમોદ કરતાં બેઠાં હતાં. વાત વાતમાં **સુશીલાબાઇએ** **લીલાની** હાજરીમાં જ ઉષાને તેની સત્ય હકીકત કહી સંભળાવી; અને પોતાની પેટીમાંથી તેના પિતાનો પત્ર, તેમજ **રત્નકંકણ** કાઢીને તેને સ્વાધીન કર્યા:

કંઇ પણ સગાંસંબંધી નહિ હોવા છતાં, ન્હાનપણથી ઉછેરીને અત્યાર સુધી પોતાનું ભરણપોષણ પ્રેમપૂર્વક કર્યું, તેમ જ યોગ્ય શિક્ષણ પણ આપ્યું એ કંઇ **સુશીલાબાઇનો** પોતાના પ્રત્યે જેવો તેવો ઉપકાર ન કહેવાય, એવા એવા વિચારો ઉષાના હૃદયમાં ઉદ્‌ભવવા લાગ્યા. તે **સુશીલાબાઇ** પ્રત્યે કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિથી એકીટશે જોઇ રહી. તેના નયન યુગલમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. **સુશીલાબાઇનો** ઉપકાર કેવી રીતે વાળી શકાશે, અને તે બદલ તેમની પાસે શું બોલવું તેની તેને સૂઝ પડી નહિ. 'માશી' એટલાજ શબ્દો ઉચ્ચારીને, **સુશીલાબાઇના** કંઠ ફરતા હાથ વિંટાળી દઇને, તે તેને વળગી પડી. તેનું હૃદય ભરાઇ આવ્યું. એક શબ્દ પણ તે બોલી શકી નહિ. ઉષાની આવી સ્થિતિ જોઇને, **સુશીલાબાઇનું** અંતર પણ માતૃવાત્સલ્યથી ભરાઇ આવ્યું. તેની પીઠ પર હાથ ફેરવીને, તેણે ઉષાને સપ્રેમ ચુંબન કર્યું.

પોતાની માતાએ ઉષા સંબંધી જે હકીકત કહી સંભળાવી હતી, તે જાણીને **લીલા** દિઙ્મૂઢ જ થઇ ગઇ. હવે ઉષાનો વિયોગ અલ્પ સમયમાં જ થનાર છે, એ વાત જાણીને તેનું અંતર ભરાઇ આવ્યું.

તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. ઉષાના કંઠે વળગી પડીને, ડૂસકાં ભરતી ભરતી તે ગદ્‌ગદ કંઠે બોલી: " ઉષા ! તું હવે મ્હને ત્યજીને ચાલી જઇશ ? માતુશ્રીના કહેવા પ્રમાણે ત્હારા :પિતા કોઈ શ્રીમંત માણસ હોય એમ જણાય છે. જો તે કોઈ શાહુકાર અથવા સરદાર હશે તો તો ત્યાં ગયા પછી તું વિલાસ, વૈભવમાં પડીને, મ્હને ભૂલી જ જવાની ! હું ત્હારૂં નિરંતર સ્મરણ કર્યા કરવાની, પણ તું તો મ્હને કોઇ દિવસ સંભારવાની યે નહિ ! "

" લે, લે, બ્હેન, આવું શું બોલે છે ? " લીલાને ભેટી પડીને ઉષા બોલવા લાગી; " ત્હારા વગર મ્હને એક ક્ષણ પણ ચેન પડશે કે ? ત્હને એકલી મૂકીને હું ક્યાંઇ પણ જનાર નથી. મ્હારા પિતાશ્રી મ્હને તેડવા આવશે તો હું તેમને કહીને, ત્હને મ્હારી સાથે લઇ જઇશ. " પોતાની માશી પ્રત્યે વળીને ઉષા બોલી: " માશી ! લીલાને મ્હારી સાથે મોકલશે ને ? તમે તેની સહજ પણ ચિન્તા કરશો નહિ. અમે બન્ને જણાં વારંવાર તમને મળવા માટે આવશું. હું તમને મ્હારાં ખરેખરાં માશી જ સ્હમજું છું. "

" હા; મોકલીશ. જરૂર મોકલીશ હોં; " અશ્રુજળ સાફ કરતાં સુશીલાબાઇ બોલવા લાગી: " તમને બન્નેને હું કદિ પણ વિખૂટાં પાડનાર નથી. પ્રભુ તમારા બન્નેનું કલ્યાણ કરો ! "

ત્યારબાદ ત્રણે જણાં પોતપોતાની પથારીમાં સૂઇ જવાને ઉઠયાં. ઉષાને તે રાત્રિએ બિલકુલ નિદ્રા આવી નહિ. પોતાના પિતાનો પત્ર ઉષાએ અનેકવાર વાંચ્યો હતો. પથારીમાં સૂતાં સૂતાં તેના પિતાની કાલ્પનિક મૂર્તિ તેની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગી. આટલાં વર્ષ સુધી પિતા પોતાને એક વાર પણ મળવા આવ્યા નહિ, પોતાને તદ્દન બાલ્યાવસ્થામાંજ બીજાને સ્વાધીન કરી, તેમજ હજી સુધી તે પોતાનો પત્તો કોઇને લાગવા દેતા નથી, એ બધાનું કારણ શું હશે, એ સંબંધી તે વિચારવા લાગી. કદાચ તેમના શિર પર કંઇ સંકટ હોવું જોઇએ, એવો તેના મનમાં સંશય ઉત્પન્ન થયો, કદાચ તે સંકટનો અંત હજી સુધી નહિ આવ્યો હોય તો પોતાને તે શી રીતે અહિંથી લઇ જશે એ સંબંધી તેને ચિન્તા થવા લાગી. અત્યાર સુધી તેને કંઇ માહિતી ન હોવાથી તેનું મન શાન્ત હતું. પરંતુ હવે તો પોતાના પિતાનાં દર્શન કરવાની તેની ઉત્કંઠા વધારે સતેજ થતી જતી હતી. સ્વપ્નમાં પણ તે એવા જ વિચારો અનુભવવા લાગી.

બીજે દિવસે ઉષા પથારીમાંથી ઉઠી ત્યારે તેના વર્તનમાં એકા-

એક વિલક્ષણ પ્રકારનો ફર્ક પડી ગયો હતો. આજપર્યંતની તેની અલ્લડ વૃત્તિએ એકાએક શાન્ત અને ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. પરંતુ સુશીલા માશી પ્રત્યેની તેની પૂજ્ય બુદ્ધિ અને લીલા બ્હેન પ્રત્યેની પ્રેમભાવનામાં સહજ પણ ઘટાડો થવા પામ્યો નહોતો. સાંભળવા પ્રમાણે પોતાના પિતા જો શ્રીમંત હોય તો, તેમની સહાયથી, સુશીલામાશીને સારી રીતે આર્થિક મદદ કરીને, વૃદ્ધાવસ્થામાં પોતાનો સમય નિવૃત્તિમાં શાન્તિથી ગાળી શકે એવી વ્યવસ્થા કરી આપવાનો, તેમજ લીલાને સદાને માટે, પોતાની સાથેજ રાખવાનો તેણે પોતાતા મનમાં દૃઢ નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૨ જું.

### અણધાર્યો મેળાપ.

લક્ષ્મીપ્રસાદ શેઠનો બંગલો ચોપાટી પર આવી રહ્યો છે. તે એવો તો સુંદર અને મનોહર છે કે મોહમયી—અલબેલી—મુમ્બાપુરીમાંનાં કેટલાંક જોવાલાયક સ્થળોમાંના એક તરીકે તે ગણાય છે. જોકે બંગલો ન્હાનો છે પરંતુ તેમાં સર્વ પ્રકારની સગવડ રાખવામાં આવી છે. બંગલામાં દાખલ થતાં એક વિશાળ ઉદ્યાન તેના આગળના ભાગમાં દૃષ્ટિગોચર થાય છે. તેમાં વિવિધ પ્રકારનાં વૃક્ષો તેમજ પુષ્પ-લતાઓ આવી રહ્યાં છે. ઉદ્યાનના બરાબર મધ્ય ભાગમાં એક ફૂવારો છે જેમાંથી જળધારાઓ સતત વહ્યા કરે છે. એ ફૂવારાની આસપાસ કેટલીક બેઠકો ગોઠવવામાં આવી છે. ત્યાંથી આગળ ચાલતાં બંગલામાં દાખલ થવાનો દરવાજો આવે છે. તેમાં થઇને ઉપર જવાયછે. બંગલામાંના દિવાનખાનાઓમાં ઉત્તમ પ્રકારના ગાલીચા, સેતરંજીઓ વગેરે નજરે પડે છે. ખુરસીઓ, ટેબલ, મેજ વગેરે વ્યવસ્થાપૂર્વક ગોઠવવામાં આવેલાં છે. એક દિવાનખાનું પુસ્તકાલય તરીકે વપરાય છે અને તેમાં જૂદી જૂદી ભાષાનાં પુસ્તકોથી ભરેલા કાચનાં મોટા મોટા કબાટ ગોઠવવામાં આવેલાં છે. બંગલાની પછવાડેના ભાગમાં ગાડીખાનું તેમજ નોકરવર્ગને રહેવા માટે બે ત્રણ ઓરડીઓ છે. ટુંકામાં કોઇ અજાણ્યો માણસ પણ આ બંગલાની સુવ્યવસ્થા જોઇને, બંગલાનો માલિક કોઇ ધનાઢ્ય અને રસિક પુરુષ છે, એવું કબૂલ કર્યા વગર રહેતો નહિ.

આ બંગલાના માલિક લક્ષ્મીપ્રસાદ શેઠ થોડા સમયથી જ મું-

બઇમાં આવીને રહેવા લાગ્યાછે. પૂર્વે તેઓ બોરસદમાં રહેતા હતા એટલીજ વાત લોકોના જાણવામાં હતી. તેમનો સ્વભાવ સહજ એકલ-શૂરો હોવાથી, તેમનું મિત્રમંડળ વિશાળ નહોતું. ટુંકામાં તેમનો પૂર્વ ઇતિહાસ ઘણાજ થોડા મનુષ્યોના જાણવામાં હતો. પરંતુ લોકોમાં તે એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે ગણાતા હતા. બુદ્ધિપ્રસાદ કરીને એક માણસ તેમનો મોટો મુનિમ હતો. તેના હાથ નીચે, ગાડીવાન, રામો માળી વગેરે એવા હલકા દરજ્જાના નોકરો પણ હતા.

એક દિવસ સાયંકાળના સમયે, લક્ષ્મીપ્રસાદ શેઠ પુસ્તકાલયમાં બેઠા બેઠા કાગળો વાંચતા હતા. એવામાં એકાએક તેમના મગજમાં કંઇક વિચાર આવ્યો. તરત જ કપડાં પહેરીને તેઓ દિવાનખાનામાં આવ્યા બુદ્ધિપ્રસાદ નામું લખતો હતો. શેઠને દિવાનખાનામાં આવેલા જોઇને તે ઉભો થયો. શેઠની મુખમુદ્રા પરથી, તે કંઇ ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગયા હોય એમ તેને લાગ્યું. તે શેઠને કંઇક પૂછવા જતો હતો એટલામાં શેઠ બોલ્યા: " બુદ્ધિપ્રસાદ! હું અત્યારે બહાર જાઉં છું. પાછા ફરતાં ક્વચિત્ મ્હને મોડું થવાનો પણ સંભવ છે. ઘરની બરાબર સંભાળ રાખજે."

"બહુ સારૂં." બુદ્ધિપ્રસાદે નમ્રતાથી જવાબ આપ્યો.

બુદ્ધિપ્રસાદ શા વિચારમાં હતો તે જાણવાની ઇચ્છાથી તેના પ્રત્યે તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકતા શેઠ બોલ્યા: " બુદ્ધિપ્રસાદ! મ્હારે ત્યાં નોકરીમાં રહ્યા તમને કેટલો સમય થયો હશે?"

"લગભગ ચૌદ વર્ષ થવા આવ્યાં હશે."

થોડીવાર વિચાર કરીને પુનઃ શેઠ બોલવા લાગ્યા: " બુદ્ધિપ્રસાદ! અત્યાર સુધી તમે મ્હારી નોકરી નિમકહલાલીથી કરી છે, એટલું મ્હારે કબૂલ કરવું જ પડશે. પરંતુ જનસ્વભાવની ખરી કસોટી તો પ્રસંગ આવ્યેજ જણાય છે."

શેઠના આવા અકલ્પિત ઉદ્‌ગારો સાંભળીને બુદ્ધિપ્રસાદ વિસ્મય પામ્યો. પરંતુ પોતાના નિત્યના ગાંભિર્યપૂર્ણ વદન પર તેણે વિસ્મયની છાયા સરખી પણ દેખાવા દીધી નહિ. તે હાથ જોડીને શાન્તિથી બોલ્યો: " આપે મ્હને જીવિતદાન દીધું હોવાથી, આ દેહના માલિક આપ જ છો. આપની સેવામાં મ્હારૂં આખું જીવન અર્પણ કરી દેવું એ હું મ્હારૂં કર્તવ્ય સ્હમજું છું."

" પ્રસંગ આવ્યે મ્હારી ખાતર, આત્મસમર્પણ કરવામાં પણ તું પાછી પાની કરે તેમ નથી એવી મ્હને દૃઢ પ્રતીતિ છે."

એટલું બોલીને શેઠ અરિસામાં પોતાનું પ્રતિબિંબ જોવા લાગ્યા. પુનઃ બુદ્ધિપ્રસાદ તરફ વળીને, તેમણે એકવાર તેના નિર્વિકાર વદનનું અવલોકન કરીને સ્મિત કર્યું. પરંતુ શેઠની મુખમુદ્રાપરનું ગાંભિર્ય અને ખિન્નતા હજી નષ્ટ થયાં નહોતાં. વિચાર કરતાં કરતાં તે દિવાનખાનાના દ્વાર પાસે આવ્યા. બુદ્ધિપ્રસાદ પણ તેમની પાછળ પાછળ દ્વાર સુધી આવ્યો અને બોલ્યોઃ "ગાડીવાનને ગાડી જોડવાનું કહું? હમણાં જોડી લાવશે!"

"ના, ના; આજે પગે ચાલીને જ ફરવા જવાની ઇચ્છા છે. કદાચ થાક લાગશે તો વળી ભાડાની ગાડી કરી લઇશ." એટલું બોલીને શેઠ ત્યાંથી ચાલ્યા ગયા. અલ્પ સમયમાં જ ઉદ્યાનમાં થઇને મ્હોટા દરવાજા પર લક્ષ્મીપ્રસાદ પહોંચ્યા. બુદ્ધિપ્રસાદ તેમના પ્રત્યે દૃષ્ટિ ફેંકતો દિવાનખાનાનાં બારણામાંજ ઉભો રહ્યો. ત્યાર પછી તે પોતાનું કામ કરવા લાગ્યો.

બંગલાની બહાર નીકળ્યા પછી નિત્યના નિયમ પ્રમાણે, લક્ષ્મીપ્રસાદે એક વાર ચોમેર દૃષ્ટિપાત કર્યો. જ્યારે જ્યારે ઘર બહાર જવાનું થાય ત્યારે ત્યારે લક્ષ્મીપ્રસાદને ચોકસાઇ કરવાની બહુ ટેવ હતી. પોતાના ઘર પાસે કોઇ છૂપાઇને રહે છે કે કેમ, અથવા પોતાની પાછળ કોઇ આવે છે કે કેમ, એ બાબતની ખાત્રી કરી લીધા પછી જ તેઓ આગળ ચાલતા લગભગ પંદર સત્તર વર્ષ થયાં તેમને આવી ટેવ પડી ગઇ હતી. કોઇ સાધારણ મનુષ્ય તો કોઇવાર એવી રીતે ખાત્રી કરવાનું ભૂલી પણ જાય. પરંતુ લક્ષ્મીપ્રસાદ શેઠે આટલા બધા વર્ષોમાં એક પણ દિવસે એવી ભૂલ કરી નહોતી. તે એક વિલક્ષણ પુરુષ હતા. આટલી સાવધાનતાપૂર્વક રહેવાથી જ પોતાના પ્રાણ હજી સુધી આ જગતમાં અસ્તિત્વ ધરાવે છે, એ વાત તેઓ સારી રીતે જાણતા હતા.

લક્ષ્મીપ્રસાદ બંગલામાંથી બહાર નીકળ્યા તે વખતે સંધ્યા સમય થઇ ગયો હતો. થોડે દૂર ગયા હશે એવામાં એક ભાડૂતી વિક્ટોરીઆ તેમના જોવામાં આવી. તરત જ ગાડીવાળાને નેત્રસંકેત કર્યો એટલે તેણે ગાડી ઉભી રાખી અને શેઠ ગાડીમાં ચઢી બેઠા.

"કઇ બાજૂ ચલાવું, શેઠજી!" ગાડીવાળો બોલ્યો.

"કોટમાં બોરી બંદર લઇ જા." શેઠ બોલ્યા.

ગાડી સપાટાબંધ દોડવા લાગી. મોટા રાહદારી રસ્તાઓપર ગાડી, ઘોડા, ટ્રામ, મોટર, સાયકલો અને માણસોની મેદની જોવાથી,

પોતાનું મન કંઇક પ્રફુલ્લ થશે, એવી શેઠની માન્યતા હતી. પરંતુ શેઠના મગજમાં એકવાર જે વિચાર ઘોળાવા લાગ્યો હતો તે નષ્ટ થયો જ નહિ. ગાડી બોરીબંદર પાસે આવીને ઉભી રહી. શેઠ ગાડીમાંથી ઉતર્યા અને ગાડીવાળાને ભાડું આપીને, 'Peoples' Free Library 'પીપલ્સ ફ્રી લાઇબ્રેરી' માં દાખલ થયા.

લક્ષ્મીપ્રસાદ આ વાંચનાલયમાં પ્રથમજ આવ્યા હતા. વાંચનાલયમાં આવીને, વર્તમાનપત્રો વાંચવાનો તેમનો ઉદ્દેશ નહોતો. તેમજ ત્યાં કોઇ સ્નેહી સાથે તેમનો મેળાપ પણ થવાનો નહોતો. ગમે તે સ્થળે બેસીને, અર્ધા કલાકનો સમય વીતાડવો, એજ અત્યારે તેમનો હેતુ હતો. લક્ષ્મીપ્રસાદ એક ખૂણામાં પડેલી ખુરસીપર જઇને બેઠા. કેટલાક લોકો વર્તમાનપત્રો વાંચવામાં લીન થઇ ગયા હતા, કેટલાક પ્રચલિત સાર્વજનિક વિષય પર ચર્ચા ચલાવતા હતા, અને કેટલાક આડાંઅવળાં ગપ્પાં મારતા બેઠા હતા. લક્ષ્મીપ્રસાદ આમાંના કોઇ પણ માણસ સાથે ભળી ગયા નહિ. તેઓ ચોમેર દૃષ્ટિપાત કરતા પોતાની જગ્યાએ શાન્ત રીતે બેઠા હતા.

કેટલીક વાર પછી પોતાના અંગ પર સભ્ય પોષાક પહેરી એક ગૃહસ્થ સુંદર તરુણી સહ આ વાંચનાલયમાં દાખલ થયો. તે આ વાંચનાલયમાં નિયમિત રીતે આવનાર હોય એમ લક્ષ્મીપ્રસાદને લાગ્યું. કારણકે તેઓ બન્નેને આવી પહોંચેલાં જોઇને, વાંચનાલયના સિપાઇએ તેમને વિનયપૂર્વક સલામ કરી. તે ગૃહસ્થ ચોમેર દૃષ્ટિપાત કરીને એક ખુરસી પર બેઠો અને તેની નજીકની એક બીજી ખુરસી પર પેલી તરુણી બેઠી. આ નવીન ગૃહસ્થની ચંચળ અને તેજોમય મુખમુદ્રા, તેમજ તેનો ભપકાદાર પોષાક જોઇને, તે વકિલાતનો ધંધો કરતો હોવો જોઇએ. એવું અનુમાન થઇ શકતું હતું. તેની પ્રૌઢ મુખમુદ્રા પરથી તેની ઉંમર આશરે ચાલીશ બેંતાળીશ વર્ષની હોવી જોઇએ, એમ કલ્પી શકાતું હતું. પરંતુ તેના શરીરનો સુદૃઢ બાંધો જોઇને, તેનામાં વિલક્ષણ પ્રકારનો ઉત્સાહ અને તાકાદ હોવી જોઇએ એવી સહજ વારમાં ખાત્રી થયા વગર રહે તેમ નહોતું. તે ગૃહસ્થની સાથે આવેલી તરુણી એક સુંદર નવયૌવના હતી. તેનાં નેત્રો પાણીદાર હતાં અને તેની દૃષ્ટિ ચોમેર ફર્યા કરતી હતી. પોષાક પરથી તે પરદેશી સ્ત્રી હોય એમ જણાઇ આવતું હતું. તેની ઉંમર કેટલી હશે એવું અનુમાન થઇ શકે તેમ નહોતું. પરંતુ એટલું તો નક્કી જ હતું કે તે એક લાવણ્યમયી તરુણી હતી.

વાંચનાલયમાં આવીને બેઠાં દશેક મિનિટ થઇ હશે એવામાં તે સ્ત્રીએ પેલા ગૃહસ્થને ધીમેથી કહ્યું; “ જૂઓ, પેલો તરુણ પુરૂષ આવી પહોંચ્યો હોં કે ? તે આપણી પાસે જ આવે છે. ”

તે ગૃહસ્થે નવા આવનાર યુવાન પુરુષ તરફ નજર કરી અને સ્મિત દ્વારા તેનું સ્વાગત કર્યું.

“ એ કોણ છે ? ” તે તરુણીએ પૂછ્યું.

“ તે એક ચાલાક યુવક છે. વર્તમાનપત્રની ઑફિસમાં તે ‘ રીપોર્ટર ’ ( બાતમીદાર ) તરીકે કામ કરે છે. અન્ય બાતમીદારોની માફક માત્ર પેટ ભરવાના ઉદ્દેશથી જ બાતમીદાર તરીકે તે કામ કરતો નથી. તેનામાં કંઇક વિશેષ ગુણ છે. હમણાં જ હું તને તેની સાથે ઓળખાણ કરાવી દઉં છું. વખતે તેનો પણ આપણને ભવિષ્યમાં ખપ પડે ! ”

એટલામાં તે તરુણ પુરૂષ તે ગૃહસ્થ પાસે આવી પહોંચ્યો એટલે સ્મિત કરતાં તેણે તેને પૂછ્યું: “ કેમ દિનકર, તબિયત તો આનંદમાં છે ને ? ”

“ જય જય ! કૃષ્ણકાન્ત ! આપની કૃપાથી આનંદમાં છું. ” સ્મિત કરતાં દિનકરે ઉત્તર આપ્યો. એટલામાં તેની દષ્ટિ કૃષ્ણકાન્ત પાસે બેઠેલી તરુણી પર પડી. તેના પાણીદાર અને ચંચળ નેત્ર રૂપ જોઇને તે સહજ વિસ્મિત થયો.

“ દિનકર ! ” સ્મિત કરતાં કૃષ્ણકાન્ત બોલ્યો: “ આમનું નામ માયા છે. આજે હું તેની સાથે તમને ઓળખાણ કરાવી દઉં છું. ” માયાને ઉદ્દેશીને તે ગૃહસ્થ પુનઃ બોલ્યો: “ આ મ્હારા મિત્ર છે. ગુજર્જર નામના વર્તમાનપત્રની ઑફિસમાં બાતમીદાર તરીકે તેઓ કામ કરે છે. ”

“ હું તો આપનો નમ્ર સેવક છું ” દિનકર માયાને સંબોધીને બોલ્યો.

“ તમારો મેળાપ થવાથી આજે મ્હને અત્યાનંદ થાય છે. ” માયાએ વિવેક દર્શાવ્યો.

“ કામની એટલી બધી ધાંધલ ન હોય તો ઘડી વાર બેસો ને ? ” કૃષ્ણકાન્તે દિનકરને પૂછ્યું.

“ ના, ના, હાલ એવું કંઇજ નથી. ” એટલું બોલી દિનકરે કૃષ્ણકાન્ત નજીકની એક ખુરસી પર પોતાની બેઠક લીધી.

દિનકર વીશ બાવીશ વર્ષનો યુવાન પુરૂષ હતો. તેનો બાંધો

ભરાઉદાર અને તેની દૃષ્ટિ હૃદયભેદક અને ચંચળ હતી. જો કે તે ભગવાન કંદર્પ જેવા સ્વરૂપ વાળો નહોતો તોપણ તે એક સુંદર પુરુષ હતો. કંઇ કામ ન હોય ત્યારે પણ તે કંઇને કંઈ વિચારમાં હોય જ. જ્યારે તે કોઇની સાથે વાતચિત કરતો હોય, ત્યારે તેનું મગજ બીજા જ વિષયમાં લીન થઇ ગયું હોય, એવો તેનો સ્વભાવ હતો. માયા સાથે જૂદા જૂદા વિષયો પર તે અત્યારે ચર્ચા ચલાવતો હતો, પરંતુ તેના મનમાં તો કૃષ્ણકાન્ત સંબંધી જ વિચારો ઘોળાતા હતા. કૃષ્ણકાન્તનું ખરૂં નામ કંઇ બીજું જ છે, પરંતુ કોઇ પણ ખાસ ઉદ્દેશને લીધે જ તેણે આ ખોટું નામ ધારણ કર્યું હતું, એવી તેની શંકા હતી. કૃષ્ણકાન્તની કલ્પનાશક્તિ અને બુદ્ધિમતા વિલક્ષણ પ્રકારનાં હતાં એ બાબતની દિનકરની ખાત્રી હતી. ‘ ઝેરી પદાર્થો અને તેના ઉપયોગ ’ એ નામનું એક પુસ્તક કૃષ્ણકાન્તે થોડા સમય પૂર્વે પ્રસિદ્ધ કર્યું હતું. દિનકરની સાથે ઓળખાણ થયાં હજી તેને બહુ વખત થયો નહોતો. પોતાના પુસ્તકનો અભિપ્રાય પ્રસિદ્ધ થાય એટલા માટે કૃષ્ણકાન્ત, ‘ ગુજર્જર ’ પત્રની ઑફિસમાં એ પુસ્તકની એક નકલ આપવા ગયો હતો અને ત્યારથીજ દિનકરની સાથે તેને ઓળખાણ થઈ હતી. જો કે કૃષ્ણકાન્ત મુંબઇમાં ઠાઠમાઠથી રહેતો હતો પરંતુ તેના સંબંધી વિશેષ માહિતી કોઇના જાણવામાં નહોતી.

કૃષ્ણકાન્ત સામેના આરસામાં પોતાનું પ્રતિબિંબ જોવા લાગ્યા. એટલામાં દિનકરે વાંચનાલયમાં ચોમેર દૃષ્ટિ ફેરવી. એકાએક તેની નજર લક્ષ્મીપ્રસાદ પર પડી. તેણે શેઠને સ્મિતપૂર્વક પ્રણામ કર્યા. કૃષ્ણકાન્તે આ દેખાવ જોયો. તેના કપાળમાં કરચલીઓ પડી ગઇ. માયા પ્રત્યે તેણે એક નેત્રસંકેત કર્યો અને સ્મિત કરતાં દિનકરને ઉદ્દેશીને બોલ્યોઃ “ કેમ, દિનકર ! વળી કોણ નવા સ્નેહી મળ્યા ! તમારે સ્નેહીઓનો તો પાર જ નથી હોં ! ”

“ એમનું નામ લક્ષ્મીપ્રસાદ શેઠ છે. ” દિનકર બોલવા લાગ્યોઃ “ તેઓ બહુ સુશિક્ષિત અને બહુશ્રુત છે. તેમનો સ્વભાવ ઘણો જ નમ્ર છે. મ્હારા પ્રત્યે તેમનો સ્નેહ અનહદ છે.

“ દિનકર ! તેમને અહિં બોલાવીને મ્હારી સાથે ઓળખાણ કરી આપો ! ” કૃષ્ણકાન્ત બોલ્યો.

“ ના; એ મ્હારાથી નહિ બની શકે. તેમનો સ્વભાવ એકલશૂરો છે. હું તેમને અહિં બોલાવું અને ન આવે તો પછી મ્હારે શરમાવું જ પડે. રાત્રિએ કદિ પણ તેઓ બહાર ફરવા નીકળતા નથી.

આજે જ કોણ જાણે તેઓ અહિં કેમ આવી ચડ્યા છે ! ”

“ પૂછી તો જૂઓ ! ” માયા આગ્રહપૂર્વક બોલીઃ “ આવા સાધુવૃત્તિવાળા મનુષ્યોને મળવાની મ્હને બહુ ઇચ્છા થાય છે. ”

“ ઠીક; લ્યો, ત્યારે પ્રયત્ન કરી જોઉં. ” દિનકર બોલ્યોઃ “ જૂઓ પણ મ્હારી માગણીનો તેઓ અસ્વીકાર કરે તો મ્હારી મશ્કરી કરવી નહિ. ”

એટલું બોલીને અનીચ્છાએ પણ દિનકર લક્ષ્મીપ્રસાદ બેઠા હતા ત્યાં ગયો. દિનકરને પાસે આવેલો જોઇ શેઠ તેનો હાથ ઝાલીને પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડ્યો. દિનકર પ્રત્યે શેઠનો પ્રેમ નિઃસીમ હતો. કોઇ પણ મહાન કારસ્થાન સંબંધી બાતમી મેળવવાની ખટપટ દિનકર કરી રહ્યો હતો એમ લક્ષ્મીપ્રસાદ શેઠને લાગ્યું. તે સ્મિત કરતાં બોલ્યાઃ “ દિનકર ! આજે ત્હારો મેળાપ થયો એ પણ ઠીક જ થયું. ત્હારા જેવા કાબેલ તરુણ સાથે એકાદ બે ઘટિકા સુધી વાતચિત કરવાની મ્હને તીવ્ર ઇચ્છા હતી. ”

“ મ્હારા કરતાં કોઇ સૌન્દર્યમયી યુવતી સાથે વાતચિત કરવાથી વળી કંઇ ઓર જ આનંદ મળશે. ” દિનકરે પોતાના રમૂજી સ્વભાવ પ્રમાણે શેઠની મીઠી મશ્કરી કરી.

“ હવે વૃદ્ધાવસ્થામાં તો એવી ઇચ્છા પણ શાની હોય ? ”

“ તમે વૃદ્ધ છો એવું તમને પોતાને પણ લાગે છે કે ? તમને એકાદ તરુણી સાથે વાર્તાલાપ કરવાનો પ્રસંગ મળે એટલા માટે તો મ્હારા એક મિત્રે તમને બોલાવવા માટે મ્હને ખાસ મોકલ્યો છે. ચાલો. ”

“ દિનકર ! તું મ્હારો સ્વભાવ જાણે છે. અજાણ્યાં માણસોમાં ભળવાનું મ્હને કદિ પણ પસંદ જ નથી એ તું ક્યાં નથી જાણતો ? ”

“ હા; તે હું જાણું છું. પરંતુ આજનો દિવસ એ નિયમ બાજૂપર મૂકો. એમ કરવામાં તમને હરકત શી છે ? ”

લક્ષ્મીપ્રસાદશેઠે કૃષ્ણકાન્ત પ્રત્યે બારિકીથી નિરીક્ષણ કરવા લાગ્યા અને બોલ્યાઃ “ દિનકર ! હું ત્હારૂં વચન પાળી શકતો નથી તે માટે દિલગીર છું. પરંતુ હું લાચાર છું. મ્હારાથી તેમ નહિ થઇ શકે. હું અહિં આવ્યો એ જ મ્હેં ભૂલ કરી છે. વારૂ, મ્હારે મોડું થઇ ગયું છે. હું જાઉં છું. ”

એટલું બોલીને શેઠ દિનકરની રજા લઇને વાંચનાલયની બહાર નીકળી પડ્યા. દિનકર નિરાશ થઇને કૃષ્ણકાન્ત પાસે આવ્યો.

લક્ષ્મીપ્રસાદને વાંચનાલયમાંથી બહાર નીકળી જતાં કૃષ્ણકાન્તે જોઇ લીધા હતા. દિનકરને એકલો પાછો આવેલો જોઇને તે બોલ્યો: "દિનકર ! તમારી ચાલાકી તે ગૃહસ્થ પાસે ચાલી શકી નહિ ને? ઠીક, ત્યારે અમે પણ રજા લઇશું. રાત્રિ ઘણી વીતી જવા આવી છે."

કૃષ્ણકાન્ત અને **માયા** વાંચનાલયમાંથી નીકળી ગયા પછી દિનકર પણ ત્યાંથી ચાલ્યો ગયો. કૃષ્ણકાન્તના કપાળમાં પડેલી કરચલીઓ, લક્ષ્મીપ્રસાદની કૃષ્ણકાન્ત પ્રત્યે તીક્ષ્ણ દૃષ્ટિ, અને માયાની શેઠને મળવાની પ્રબળ ઉત્કંઠા, એ ત્રણે બાબતો ચાલાક દિનકરના મગજમાં ઘૂમી રહી હતી. આ મંડળીમાં કંઇ પણ આંતરિક ભેદ રહેલો હતો એવી તેની દૃઢ ખાત્રી થઇ ગઇ હતી. ત્રણેનો પરસ્પર મેળાપ થાય તો તેમની વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે એ જાણી શકાય, એ હેતુથી જ તે લક્ષ્મીપ્રસાદને બોલાવવા સારૂ પણ ગયો હતો. પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. તોપણ તેણે એ વાત આટલેથી પડતી મૂકી નહિ. તેનો સ્વભાવ ઘણો ચીકણો હતો. આ બાબતનો પૂરેપૂરો પત્તો મેળવવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો.

કૃષ્ણકાન્ત અને **માયા** ભાડાની ગાડીમાં બેસીને પોતાના મકાન તરફ જવા સારૂ નીકળ્યાં. કૃષ્ણકાન્તની મુખમુદ્રા વિચારમગ્ન અને ચિંતાતુર જોઇને **માયા** બોલી: "કેમ, શું વિચારમાં પડ્યા છો ?"

"શા વિચારમાં પડ્યો છું એમ કેમ પૂછે છે ?" કૃષ્ણકાન્ત ગંભીર સ્વરે બોલવા લાગ્યો: "આજે વર્ષો થયાં અનેક પ્રકારનાં સંકટો સહન કરીને જેની શોધમાં હું ફર્યા કરૂં છું, તે શયતાનનો આજે અનાયાસે અને અચાનકરીતે આપણને મેળાપ થયો ! ત્હેં તેને ઓળખ્યો કે નહિ ? તેને સત્વર પકડવા માટે શું ઉપાય કરવો એજ વિચાર હું કરૂં છું."

"જેણે આપણા મંડળમાં સામિલ થવાનું વચન આપીને, પાછળથી આપણો સર્વ ભેદ ખુલ્લો પાડીને આપણી ફજેતી કરી, તે લુચ્ચા લક્ષ્મીપ્રસાદને હું કદિ પણ ભૂલી જાઉં કે ? તેને આપણા સપાટામાં પુનઃ ક્યારે સપડાવી શકાય તેની હું વાટ જ જોયા કરૂં છું." **માયા** બોલી.

"**માયા** !" કૃષ્ણકાન્ત બોલવા લાગ્યો: "ત્યારે હવે એક કામ કર. પેલો બાતમીદાર—દિનકર પુનઃ જ્યારે ત્હને મળે ત્યારે તું તેને ત્હારા પ્રેમકટાક્ષથી ઘાયલ કરી નાખ. તેને પૂર્ણપણે આપણા કબજામાં

લેવાનો છે. લક્ષ્મીપ્રસાદને આપણા સપાટામાં લેવાની જાળ પાથરવામાં તેના તરફથી આપણને ઘણી સહાય મળી શકે તેમ છે."

"બહુ સારૂં." કૃષ્ણકાન્ત પ્રત્યે સ્મિત કરતી માયા બોલી: "પણ તેમ કરવાથી તમે મ્હારા પર ગુસ્સે તો નહિ થાવને ? કારણકે એકવાર–"

"હં, હં, સ્હમજ્યો !" કૃષ્ણકાન્ત વચ્ચેજ બોલી ઉઠયો: "પૂર્વે મ્હેં કમળાને આવી યુક્તિ કરીને લક્ષ્મીપ્રસાદને ફસાવવાનું કામ સોંપ્યું હતું. પરંતુ તે રંડા તો તેના ઉપર મોહી પડી ! અને તેણે તેની સાથે લગ્ન પણ કર્યું. ખરૂં કહીએ તો એ છોકરીની મદદથીજ લક્ષ્મીપ્રસાદ મ્હારી કપટજાળમાંથી છટકી જવા પામ્યો છે. જો કમળાએ નિમકહરામી ન કરી હોત તો લક્ષ્મીપ્રસાદ મ્હારી પ્રપંચજાળમાંથી કદિ પણ છટકી શકે તેમ નહોતું. પરંતુ, તેમ થવાનું એક કારણ હતું. કમળાને હું અંતઃકરણથી ચ્હાતો નહોતો. તેનો સ્વભાવ પાપભીરૂ તેમજ ભોળો હોવાથી, મ્હારી સાથે તેનો મેળ જ ખાતો નહિ. મ્હારી પ્રપંચજાળમાંથી ન્હાસી છૂટવા માટે તેણે પ્રથમ મ્હારી સાથે સારી રીતે વર્તવા માંડયું, લક્ષ્મીપ્રસાદને સપાટામાં લેવામાં કમળા જેવું મોહનાસ્ત્ર ઠીક કામ લાગશે, એમ ધારીને મ્હેં તેને ઘણી સારી રીતે રાખવા માંડી હતી. પરંતુ છેવટે તેણે વિશ્વાસઘાત કર્યો. ત્હારા માટે મ્હારા અંતરમાં એવી શંકા ઉપસ્થિત થાય જ નહિ. તું મ્હારા પ્રત્યે નિઃસીમ પ્રેમ ધરાવે છે, એ વાત હું સારી રીતે જાણું છું."

"અને તમે પણ મ્હને તેટલા જ પ્રેમથીજ ચ્હાઓછો એ હું જાણું છું." માયા બોલી.

"ખરેખર, તેમ જ છે." કૃષ્ણકાન્ત બોલ્યો: "પણ, માયા, ઘેર પહોંચ્યા પછી આજે હું એક કામ માટે બહાર જવાનો છું. તું સંભાળીને રહેજે."

ઉપર પ્રમાણે વાતચિત ચાલતી હતી એટલામાં ગાડી ભાયખલાના પૂલ પાસેના એક મકાન પાસે આવીને ઉભી રહી. માયા ગાડીમાંથી ઉતરી પડી અને તે મકાનમાં ચાલી ગઈ. કૃષ્ણકાન્તને લઈને ગાડી પાછી ફરી. મકાનનાદ્વારમાં ઉભી રહેલી માયા, ગાડી દૃષ્ટિમર્યાદાની બહાર ગઈ ત્યાં સુધી તે તરફ એકીટશે જોઈ રહી. કૃષ્ણકાન્ત પ્રત્યેનો તેનો પ્રેમ સાચો જ હતો. કૃષ્ણકાન્ત એક હુશિઆર, કાબેલ અને કારસ્થાનપટુ માણસ છે એ વાત તે જાણતી હતી. તેનો પોતાનો સ્વભાવ પણ કંઈક અંશે કૃષ્ણકાન્તના સ્વભાવને મળતો હોવાથી, એ બન્નેની જોડી ઠીક મળી હતી. આજપર્યંતમાં કૃષ્ણકાન્તે ઘણાં ઘણાં

કારસ્થાનો કર્યા હતાં; અને છૂપી પોલિસને પણ તેણે અત્યાર સુધીમાં તે બાબતની ગંધ સરખીયે આવવા દીધી નહોતી. માયા આ બધું જાણતી હતી, તથાપિ કૃષ્ણકાન્તના જીવિત બદલ તે હમેશાં ચિન્તાતુર રહ્યા કરતી હતી.

પોતાના ખાનગી મકાન તરફ જવાના માર્ગ પાસે ગાડી આવી પહોંચી એટલે કૃષ્ણકાન્તે ગાડીવાનને રજા આપી. ગાડીમાંથી ઉતરીને તે એક સાંકડા માર્ગ તરફ વળ્યો. તેણે એકવાર ચોમેર દૃષ્ટિપાત કર્યો અને પુનઃ આગળ ચાલવા લાગ્યો. આ સાંકડા રસ્તાપર જ તેનું ખાનગી મકાન હતું. માયાને પણ આ બાબતની ખબર નહોતી. આ મકાન કંઇ એકાદ વિશાળ ગૃહ નહોતું. આ સાંકડા રસ્તાપર એક ન્હાની સરખી કોટડી કૃષ્ણકાન્તે ભાડે રાખી હતી. દિવસના વખતમાં કૃષ્ણકાન્ત આ કોટડીએ કદિ પણ આવતો નહિ હોવાથી, પડોશીઓને તે કોટડી કોણે ભાડે રાખી હતી, તે સંબંધી કંઇજ ખબર નહોતી. કૃષ્ણકાન્તે કોટડી પાસે આવીને તાળું ઉઘાડયું અને અંદર દાખલ થયો. તેણે કોટડીમાં દિપક કર્યો નહિ. થોડીવાર પછી તે કોટડીમાંથી બહાર આવ્યો અને તાળું વાસીને ચાલતો થયો. આ વખતે જો કોઇએ તેને જોયો હોય તો તે કૃષ્ણકાન્ત નથી એમ જોનારને લાગ્યા વગર રહે જ નહિ. પોતાનો પૂર્વનો પોષાક કાઢી નાખીને, અત્યારે તે નવો જ પોષાક ધારણ કરીને, બહાર નીકળી પડયો હતો.

## પ્રકરણ ૩ જું.

## સોનેરી ટાળી.

વેષાંતર કરીને નીકળેલો કૃષ્ણકાન્ત પોતાની ખાનગી કોટડીમાંથી બહાર નીકળીને, ઝપાટાબંધ કેટલીક ગલ્લીઓ ઓળંગ્યા બાદ એક ન્હાના રસ્તા તરફ વળ્યો. તે રસ્તે થઇને થોડે દૂર ગયા પછી તેણે એકવાર ચોમેર દૃષ્ટિપાત કર્યો, અને પછી, પ્રથમ એક, પછી બે, અને પછી ત્રણ એમ છ વખત તેણે પોતાના હાથની આંગળીઓ વડે 'ચપટી' વગાડી. તરત જ કૃષ્ણકાન્ત જે જગ્યાએ ઉભો હતો ત્યાંથી પાંચ સાત ડગલાં પર દૂરના એક ગૃહનું બારણું ઉઘડયું. કૃષ્ણકાન્ત તે ગૃહમાં દાખલ થયો. બારણું તરત જ બંધ થયું.

કૃષ્ણકાન્ત જે ગૃહમાં દાખલ થયો ત્યાં બીજા પણ આઠ દશ માણસો એક ગોળ ટેબલ ફરતી ગોઠવી દીધેલી ખુરસીઓ પર બેઠા હતા. તેમણે બધાએ પોતાનાં મ્હોં ફરતાં કપડાં વિંટાળેલાં હોવાથી, તેઓ એક બીજાને ઓળખી શકે તેમ નહોતું. માત્ર અવાજ પરથી જ તેઓ એક બીજાને ઓળખી શકતા હતા. આ બધા માણસો મુંબઇની સોનેરીટોળીના બદમાશો હતા. વેષાંતર કર્યા સિવાય આ જગ્યાએ ભેગા નહિ થવાનો તેમણે સખ્ત નિયમ કર્યો હતો. ખુદ સરકારની ત્રીજોરી તોડવાના કામથી માંડીને તે હલકામાં હલકી ચોરી કરવાનું કામ તેઓ કરી શકતા હતા. પૈસો એજ તેમનો પરમેશ્વર હતો. ધન-પ્રાપ્તિ કરવા માટે ગમે તેવાં ભયંકર પાતકો કરવામાં પણ તેઓ પાછી પાની કરી તેવા નહોતા. કૃષ્ણકાન્ત આ મંડળીનો પ્રમુખ–સરદાર હતો. પરંતુ જાહિરરીતે કોઇ પણ કામમાં તે ભાગ લેતો નહોતો. રમણિક કરીને પોતાના એક વિશ્વાસુ માણસને તેણે આ મંડળીના ઉપપ્રમુખ તરીકે નિમ્યો હતો.

કૃષ્ણકાન્તને આવેલો જોઇને મંડળીના તમામ બદમાશો ઉભા થઇ ગયા. ત્યારપછી કૃષ્ણકાન્ત પોતાની જગ્યાએ બેઠો એટલે સૌ પોતપોતાને સ્થાને બેસી ગયા. શહેરની આજની નવાજૂની સંબંધી, તેમ જ પોત-પોતાના આજના દિવસના કામનો ‘ રિપોર્ટ ’ સૌએ કહી સંભળાવ્યો. ત્યારપછી કૃષ્ણકાન્તે સૌને જવાની રજા આપી દીધી. હવે કૃષ્ણકાન્ત અને રમણિક એ બે જ જણા માત્ર ઓરડીમાં રહ્યા હતા.

“ રમણિક ! આટલી લાંબી મુદતે પેલો બદમાશ પુનઃ અહિં આજે મ્હારા જોવામાં આવ્યો છે.” કૃષ્ણકાન્તે બોલવાની શરુઆત કરી.

“ તે કોણ ? ” રમણિકે પૂછ્યું.

“ કોણ ? એમ કેમ પૂછે છે ? પંદર વર્ષ પહેલાં બોરસદમાં આપણને ફસાવીને ન્હાસી ગયો હતો તે ! ”

“ હં. હં. પેલો લક્ષ્મીપ્રસાદ કે ? વારુ, તે તમને ઓળખી શક્યો હતો કે ?”

કોણ જાણે ! પરંતુ તે મ્હને ઓળખી ગયો જ હોવો જોઇએ. તે કેવો બદમાશ છે તે તું સારી રીતે જાણે છે. હવે ગમે તેમ કરીને તેને પકડવો જ જોઇએ. નહિંતર બીજી વખત પણ તે હાથ તાલી દઇને છટકી જશે. બોરસદમાં તેણે આપણને કેવો હાથ બતાવ્યો હતો તે યાદ છે ને ? નોકરે ત્રીજા માળથી પડતું મૂકયું તો પણ તે દશ લાખની પેટી લઇને પલાયન કરી ગયો. આ વખતે આપણે બહુ જ સંભાળ રા-

ખવાની છે. જો સહજ પણ ગફલત થઇ તો પુનઃ તે કદિ પણ આપણા હાથમાં આવનાર નથી."

"તમે આ સંબંધમાં કેવી રીતે કામ લેવા માગો છો ?" રમણિકે પૂછ્યું.

જો કે અત્યારે રમણિક અને કૃષ્ણકાન્ત સિવાય ત્રીજું કોઇ પણ માણુસ આ કોટડીમાં નહોતું, તોપણ કૃષ્ણકાન્તે રમણિકના કાન પાસે પોતાનું મ્હોં રાખીને કેટલીક વાતચિત કરી અને પછી મોટેથી બોલવા લાગ્યો: "તેણે આપણી મંડળીના કાયદાનો ભંગ કર્યો હોવાથી તેને એવી શિક્ષા થવી જ જોઇએ."

રમણિક કૃષ્ણકાન્તનો વિશ્વાસુ અને આજ્ઞાધારક માણુસ હતો. અત્યારસુધીમાં તેમણે બન્નેએ ઘણાં ઘણાં ભયંકર કાર્યો કર્યાં હતાં અને જૂદે જૂદે સ્થળે જૂદાં જૂદાં નામ ધારણ કરીને તેઓ રહ્યા હતા. આ પ્રમાણે તેઓએ લગભગ પાંચ છ નામ ધારણ કર્યાં હતાં, મુંબઇમાં આવ્યા પછી તેમણે કૃષ્ણકાન્ત અને રમણિકલાલ એવાં નામ ધારણ કર્યાં હતાં.

લક્ષ્મીપ્રસાદ બોરસદમાં રહેતા હતા ત્યારે કૃષ્ણકાન્ત અને રમણિકલાલ એ બન્ને જણાએ તેમને પોતાની મંડળીમાં શામિલ થવા તેમ જ પોતાની તમામ સંપત્તિ મંડળીને અર્પણ કરી દેવાનું સ્હમજાવવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા હતા. આ મંડળીનો હેતુ જનસમાજનું કલ્યાણ કરવાનો છે, શ્રીમંત લોકો ગરીબ લોકો પર જે જુલ્મ ગુજારે છે તેમાંથી તેમને મુક્ત કરવા માટે જ આ મંડળી સ્થાપવામાં આવેલી છે, તેમજ સરકારી અમલદારો લાંચીઆ થઇ ગયા હોવાથી લોકોને નિષ્પક્ષપાત ન્યાય મળતો નથી, એટલા માટે તેમની સામે યોગ્ય પગલાં લઇને પ્રજાને યોગ્ય ન્યાય મળે એવી તજવીજ કરવા માટે આ સંસ્થા સતત પ્રયત્નો કરે છે, એવું એવું તેઓ બન્ને જણા લક્ષ્મીપ્રસાદ શેઠને સ્હમજાવતા હતા. ચોરી, ખૂન, એવાં એવાં ભયંકર પાપ કરતાં કૃષ્ણકાન્ત અને રમણિક સહજ પણ આંચકો ખાતા નહિ. તેઓ બન્નેએ સાથે મળીને એક ખાનદાન ગૃહસ્થની કમળા નામની દીકરીને ન્હસાડી મૂકી હતી. અને પછી કૃષ્ણકાન્તે તેને પોતાના કબજામાં લાવીને રાખી હતી. આમ કરવામાં કૃષ્ણકાન્તનો એ ઉદ્દેશ હતો કે એ મોહનાસ્ત્રની સહાયથી લક્ષ્મીપ્રસાદશેઠને પોતાની પ્રપંચજાળમાં સપડાવી શકાશે. કૃષ્ણકાન્ત પોતાના એક શ્રીમન્ત મિત્રની વિધવા સાથે પ્રેમમાં પડ્યો હતો. અને તેથી બિચારી કમળાની

પવિત્રતાનું અત્યાર સુધી સંરક્ષણ થવા પામ્યું હતું. કૃષ્ણકાન્તના સપાટામાંથી ન્હાસી છૂટવું એ કંઇ સ્હેલું કામ નથી એ વાત કમળા જાણી ગઇ હતી. અને તેથી યુક્તિ પ્રયુક્તિથી પલાયન કરી જવાની તે હમેશાં યોજનાઓ ઘડયા કરતી હતી. કૃષ્ણકાન્તનો વિશ્વાસ પોતાના પર બેસે એટલા માટે તે તેની સાથે આનંદપૂર્વક રહેવા લાગી. કૃષ્ણકાન્તને જ્યારે એમ લાગ્યું કે હવે કમળા પોતાને ત્યજીને ચાલી જનાર નથી ત્યારે તેણે લક્ષ્મીપ્રસાદને ફસાવવા માટે પ્રથમ કમળાને જ તૈયાર કરી. પરંતુ લક્ષ્મીપ્રસાદ સાથે મેળાપ થતાંની સાથેજ કમળાના હૃદયમાં તેના માટે પ્રેમભાવના જાગ્રત થઈ. કૃષ્ણકાન્ત અને રમણિક એ બન્ને જણા બદમાશો છે તેમ જ તેમની ટોળી ચોરી, ખૂન, અને એવા એવા અત્યાચારો કરવાનો જ ધંધો કરે છે એ વાત તેણે લક્ષ્મીપ્રસાદને કહી દીધી. તેઓ પોતાને ન્હસાડી લાવ્યાછે અને હવે તેમાંથી છૂટવાનો કંઇ પણ માર્ગ જ નથી એ હકીકત પણ કમળાએ શેઠને કહી. લક્ષ્મીપ્રસાદ કૃષ્ણકાન્તને તેની સંસ્થાના સભાસદ થવાનું વચન આપી ચૂકયા હતા. પરંતુ કમળાની હકીકત સાંભળીને તે વેળાસર ચેતી ગયા. તેમણે પોતાનો નિશ્ચય ફેરવ્યો. કમળા માટે તેમના અંતરમાં દયા આવી અને તેના માટે તેમના હૃદયમાં પ્રેમ ઉપજ્યો. કમળાને પોતાને ઘેર રાખીને તેમણે કૃષ્ણકાન્તને જણાવ્યું કે પોતે કમળા સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખેછે, એટલું જ નહિ પરંતુ એ ત્રણ દિવસમાં તેમણે કમળા સાથે લગ્ન કરી પણ દીધું.

કૃષ્ણકાન્તને એવી આશા હતી કે કમળા સાથે લગ્ન કર્યા પછી લક્ષ્મીપ્રસાદ પોતાની ટોળીમાં શામિલ થશે પરંતુ તેની તે આશા પૂર્ણ ન થઇ. લક્ષ્મીપ્રસાદે તેને એ સંસ્થામાં જોડાવાની સ્પષ્ટ ના કહી. આથી કૃષ્ણકાન્તના ક્રોધનો પાર રહ્યો નહિ, તેણે લક્ષ્મીપ્રસાદ પર પોતાનું વેર વાળવાનો દૃઢ નિશ્ચય કર્યો. આ વાતની ખબર પડતાંની સાથે જ લક્ષ્મીપ્રસાદશેઠે પોતાની જમીન, મકાન વગેરેનો યોગ્ય બંદો-બસ્ત કરી દીધો. અને રોકડ નાણું તથા કમળાને લઇને તેઓ ગુપ્ત રીતે બોરસદ છોડીને ઉત્તર હિન્દુસ્તાન તરફ ચાલ્યા ગયા. ત્યાં ગયા પછી કમળા સગર્ભા થઇ અને તેણે એક કન્યારત્નને જન્મ આપ્યો. તેનું નામ ઉષા રાખ્યું. ધણી ધણીઆણી કન્યાને રમાડવામાં આનંદપૂર્વક કાળ ગાળવા લાગ્યાં. પરંતુ તેમનો આ આનંદ લાંબો સમય સુધી ટકી શકયો નહિ, ઉષાના જન્મ પછી કમળાનું શરીર બગડવા માંડયું. લક્ષ્મીપ્રસાદે ઘણા ઘણા ઔષધોપચાર કર્યા પરંતુ કમળાની તબિયત

સુધરી નહિ. પોતાના પ્રિય પતિને દુઃખના દરિયામાં ફેંકી દઇને, તે પરલોકવાસ પામી. પત્નીના વિયોગથી લક્ષ્મીપ્રસાદને ઘણો શોક થયો. ઉષાને મોટી શી રીતે કરવી તે બાબતની તેને ચિન્તા થવા લાગી. પરંતુ એવામાં પૂના પાસેના એક ગામડામાંના સુશીલાબાઇના બાલકાશ્રમની વાત તેના સાંભળવામાં આવી. સુશીલાબાઇ એક સદાચારી બાઇ છે એવી તેની ખાત્રી થયા પછી, તેના સંરક્ષણ નીચે ઉષાને મૂકવાનો તેણે વિચાર કર્યો. જાહિરરીતે ઉષાને સુશીલાબાઇને સ્વાધીન કરવાથી, શત્રુઓ તે બાબતની ખબર પડશે તો કન્યાનો નાશ કરવામાં પણ તેઓ પાછી પાની કરશે નહિ એ વાત લક્ષ્મીપ્રસાદ સારી રીતે જાણતા હતા; અને તેથીજ પ્રથમ પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ઉષાને ગુપ્તરીતે સુશીલાબાઇને સ્વાધીન કરી હતી. ઉષાની યોગ્ય વ્યવસ્થા કર્યા પછી લક્ષ્મીપ્રસાદ પુનઃ કાઠિઆવાડના પ્રવાસે નીકળી પડયા હતા.

આ પ્રમાણે ઘણા સમય સુધી લક્ષ્મીપ્રસાદે શત્રુઓને પોતાનો પત્તો લાગવા દીધો નહિ. એટલુંજ નહિ, પરંતુ પોતાની કન્યાના જન્મ બાબતની બાતમી સુદ્ધાં તેમને મળી શકે નહિ એવી તેમણે સંભાળ રાખી હતી. પ્રવાસમાં ફરતાં ફરતાં તેમના હાલના મુનિમ-બુદ્ધિપ્રસાદ સાથે તેમનો મોરબીમાં મેળાપ થયો. તે વખતે બુદ્ધિ-પ્રસાદની ઉમ્મર તદ્દન ન્હાની હતી. તેનાં માબાપ મરણ પામ્યાં હોવાથી તે છેક નિરાધાર થઇ ગયો હતો. તેનો વિદ્યાભ્યાસ પુરો થયો નહોતો. તેને સંસાર વ્યવહારનો બિલકુલ અનુભવ નહોતો. તેની ન્હાની ઉંમરને લીધે, તેના પિતાના લેણદારોએ તેનાપર ફરિયાદ માંડવાનો દમ દેવા માંડયો. બુદ્ધિપ્રસાદ લેણદારોની ધમકીથી ગભરાઇ ગયો હતો અને તેથી તે આત્મહત્યા કરવા તૈયાર થયો. એક દિવસ રાત્રે તે ગામની ભાગોળે આવેલા કુવામાં પડવાની તૈયારીમાં હતો, એવામાં ફરતાં ફરતાં લક્ષ્મીપ્રસાદ ત્યાં આવી પહોંચ્યા. તેમણે તેની હકીકત સાંભળી અને તેના પ્રાણ બચાવ્યા. લક્ષ્મીપ્રસાદશેઠે બુદ્ધિપ્રસાદનું બધું દેવું પતાવી દીધું અને તેને પોતાની પાસે રાખ્યો. બુદ્ધિપ્રસાદ પણ ખાનદાન કુટુંબનો હતો. પોતાને પ્રાણદાન આપનારની સેવામાં તેણે પોતાનું જીવિત અર્પણ કરી દીધું. શેઠ તેને લઇને મુંબઇમાં આવીને રહેવા લાગ્યા. બુદ્ધિપ્રસાદની પ્રામાણિકતા અને સ્વામિભકિત બદલ સંપૂર્ણ ખાત્રી થયા પછી શેઠે પોતાના ઘરનો તમામ કારભાર તેને સોંપી દીધો.

વાંચનાલયમાંથી નીકળેલા લક્ષ્મીપ્રસાદ શેઠ ઝપાટાબંધ પોતાના ઘેર આવીને વાંચનાલયવાળા દિવાનખાનામાં ચાલ્યા ગયા અને સુશી-

લાભાઇને એક પત્ર લખવા બેઠા. તે પત્રમાં આ પ્રમાણે લખેલું હતું.

"પરમ પૂજ્ય ભગિની !"

વિ. વિનંતી કેઃ–મ્હારી પુત્રી ઉષાને, કોઇ વિશ્વાસુ માણસની સાથે આવતા સોમવારે બપોરના બે વાગે કલ્યાણ આવતી ગાડીમાં રવાના કરશો. તે વખત હું અથવા મ્હારા મુનિમ બુદ્ધિપ્રસાદ તેને તેડી જવા સારૂ સ્ટેશન પર હાજર રહીશું. જ્યારે મ્હેં ઉષાને આપને સ્વાધીન કરી હતી ત્યારે તેના હાથમાં એક રત્નકંકણ હતું તે પણ તેની સાથે આપશો. તે રત્નકંકણની જોડીનું બીજું એક જ રત્નકંકણ અમારી પાસે હશે, તે જોવાથી તે અમને ઓળખી શકશે. તેને અહિં આવવા માટે જે કંઇ ખરચ કરવું પડે તેટલા માટે આ પત્ર સાથે રૂા. ૧૦૦) અંકે સોની એક નોટ મૂકી છે. આપે તેનું લાલન પાલન કરીને મ્હોટી કરી છે તે બદલ આપનો મહદુપકાર હું કદિ પણ વિસરી શકું તેમ નથી. એકાદ વખત આપના દર્શનનો લાભ લઇને હું સર્વ ખુલાસા કરીશ. એજ વિનંતી."

શેઠે આ પત્ર અનેક વાર વાંચ્યો. શત્રુઓએ આટલી લાંબી મુદતે પણ પોતાને શોધી કાઢ્યો એટલા માટે હવે પોતાની પુત્રીને લઇને કોઇ પણ નિર્ભય સ્થળે અહિંથી ચાલ્યું જવું, એવો તેમણે પોતાના મનથી નિશ્ચય કર્યો. તે પત્ર એક પાકીટમાં બીડીને તેના પર શિરનામું કર્યા પછી શેઠે ઘંટડી વગાડી. તરતજ બુદ્ધિપ્રસાદ દિવાનખાનામાં દાખલ થયો અને સલામ કરીને ઉભો રહ્યો. તે જોઇને શેઠ બોલ્યાઃ "બુદ્ધિપ્રસાદ ! તું મ્હારી સર્વ હકીકત જાણે છે. મ્હારા જે શત્રુઓ બદલ હું આટલી બધી સંભાળ રાખતો હતો તેઓ હાલ મુંબઇમાં છે. એટલુંજ નહિ પરંતુ આજે તો તેઓએ મને પ્રત્યક્ષ જોયો છે. હું ધારૂં છું કે તેઓ મ્હને ઓળખી પણ ગયા હોવા જોઇએ."

"ત્યારે આપણે અહિંથી હવે વેળાસર નીકળી જવું જોઇએ."

"હા, કંઇ પણ ઉપાય તો કરવો જ પડશે. પહેલાં તું આ પત્ર ટપાલમાં નાખી આવ, પછી આપણે શું કરવું, તેનો વિચાર કરશું. હવે એ નીચ લોકો આપણી પાછળ પડયા વગર રહેશે નહિ એટલા માટે બહુ જ સાવધાનીથી રહેવાનું છે."

"કંઇ હરકત નહિ." એટલું બોલીને બુદ્ધિપ્રસાદે શેઠના હાથમાંથી પત્ર લીધો અને તે ટપાલમાં નાખવા સારૂ ત્યાંથી ચાલ્યો ગયો.

લક્ષ્મીપ્રસાદ વિચાર કરવા લાગ્યા. કેટલીયે વાર વેષાંતર કરીને, સુશીલાબાઇના આશ્રમમાં પોતે જઇ આવ્યા હતા તેનું તેમને

સ્મરણ થવા લાગ્યું. પોતાની પ્રાણાધિક પુત્રીને તેની સમવયસ્કા બાલિકાઓ સાથે આશ્રમમાં આનંદ વિનોદ કરતી તેમણે ઘણીયે વેળા નિહાળી હતી. અત્યારે તે દશ્ય તેમની દૃષ્ટિ સન્મુખ તરવરવા લાગ્યું. તે સાથેજ પોતાની પ્રિય કન્યા માટે તેમણે જે વિયોગદુઃખ આજ દિન સુધી સહન કર્યું હતું તે વાત તાજી થઈ. હવે પોતાની પુત્રી યોગ્ય વયની થઈ હતી. તેને સાથે લઇને કોઈ દૂરના દેશમાં જઇને રહેવાનો તેમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. શત્રુઓએ પોતાના ઘરનો પત્તો મેળવ્યો હોવાથી, હવે તેઓ તેમની હિલચાલ પર દેખરેખ રાખશે, એ વાત શેઠ સારી રીતે જાણુતા હતા. અને તેથી તેમણે હવે સત્વર અહિંથી પલાયન કરી જવાની તૈયારીઓ કરવા માંડી. બેન્કોમાંથી રૂપિયા હતા તે ઉપાડી લીધા. કોઈ દિવસ નહિ અને આજે આમ એકાએક સામટી રકમની માગણીઓ શેઠ તરફથી થવાથી, બેંકોના કારકૂનો પણ અંદર અંદર ખુસપુસ કરવા લાગ્યા. તેમણે શેઠની બધી રકમ ભરપાઇ કરી દીધી.

આ પ્રમાણે બધી તૈયારીઓ કરવા માટે લક્ષ્મીપ્રસાદને આજે બહાર જવા આવવાનું બહુ થયું. પરંતુ તેઓ પોતાના ખિસ્સામાંની 'રિવોલ્વર' એક ક્ષણવાર પણ દૂર મૂકતા નહોતા. સહજ શંકા ઉપસ્થિત થાય કે 'રિવોલ્વર' નો બ્હાર કરવો અને ત્યારપછીજ બીજી વાત કરવાનો તેમણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો. પરંતુ સુભાગ્યે એવો પ્રસંગ જ ઉપસ્થિત થયો નહિ.

આખા દિવસનું કામ પરવારી રહ્યા પછી રાત્રે શેઠ દિવાનખાનામાં આવ્યા અને તમામ નાણું એક પેટીમાં ભરવા લાગ્યા. એટલામાં બુદ્ધિપ્રસાદ દિવાનખાનામાં દાખલ થયો અને તેણે શેઠના હાથમાં એક ચિઠ્ઠી મૂકી.

"કોનો પત્ર છે?" શેઠે પૂછ્યું.

"મ્હને ખબર નથી. દિવાનખાનાના દ્વાર પાસે આ પત્ર પડયો હતો."

શેઠે તરતજ તે ચિઠ્ઠી ઉઘાડી અને વાંચવા લાગ્યા. તેમાં આ પ્રમાણે હતું.

"તમારી હિલચાલ પર બારિક તપાસ રાખવામાં આવે છે. આજે તમેં એક લાખ રૂપિઆની જે નોટો ભેગી કરી છે તે બધી દિવાનખાનાના દ્વાર પાસે એકાદ ન્હાની પેટીમાં ભરીને મૂકયા પછી જ દ્વાર બંધ કરીને સૂઇ જજો. જો તેમ ન કરવું હોય તો મધ્યરાત્રિ પછી જીવતા રહેવાની આશા જ છોડી દેજો."

ચિઠ્ઠી વાંચી રહ્યા બાદ તેને પોતાના હાથમાં ચોળતાં ચોળતાં શેઠ સ્વગત બોલ્યાઃ

"ઠીક છે. બદમાશો! મધ્યરાત્રિ પહેલાં તો તમે મ્હારૂં ખૂન કરનાર નથી ને? હજી ઘણો અવકાશ છે! મ્હારા પ્રાણ જાય તો ભલે, પરંતુ, મ્હારી સંપત્તિ–મ્હારી પ્રિય પુત્રી ઉષાની સંપત્તિમાંથી એક કોડી સરખી પણ તમને મળવાની નથી." બુદ્ધિપ્રસાદ તરફ વળીને તે બોલ્યાઃ "બુદ્ધિપ્રસાદ! તું પછવાડેના દ્વાર પાસે જઇને તપાસ કરી આવ. હું પણ આગળનાં બધાં દ્વાર પાસે જઇને તપાસ કરી આવુંછું. હજી આપણને બે કલાકનો અવકાશ છે. એ બદમાશોની રીતભાત હું સારી રીતે જાણુંછું. મધ્યરાત્રિ પર્યંત તેઓ કંઈ જ હિલચાલ કરનાર નથી. મધ્યરાત્રિ વીત્યા પછી જ તેઓ આપણા ઘરમાં દાખલ થશે."

તરતજ બુદ્ધિપ્રસાદ પાછળના દ્વાર તરફ ગયો અને શેઠ આગળના દ્વાર તરપ ગયા. ત્યાં તેમણે બગીચામાં દશ બાર માણસોને આમતેમ ફરતાં જોયાં. એટલામાં બુદ્ધિપ્રસાદ શેઠ પાસે આવ્યો અને બોલ્યોઃ "મ્હને લાગે છે કે બગીચામાં આશરે દશ બાર માણસો ભેગાં થયાં હોવાં જોઇએ."

શેઠે બુદ્ધિપ્રસાદને નેત્રસંકેત કર્યો. તે તરત જ સ્હમજી ગયો અને બોલ્યોઃ "બધું યથાસ્થિત છે."

તરત જ શેઠે નાણાંની પેટી ખાલી કરી અને તમામ પૈસા લઇને તેઓ પોતાના શયનગૃહમાં ગયા. ત્યાં કોઇ પણ બદમાશ આવી ચઢે એવી શંકાને લીધે બુદ્ધિપ્રસાદ પોતાના શયનગૃહમાં ન જતાં શેઠના શયનગૃહમાં ગયો. ત્યાં બન્ને જણાએ કેટલીક વાર સુધી વાતચિત કરી. ત્યારબાદ આશરે એક કલાક પછી લક્ષ્મીપ્રસાદ એકલા જ મેડી પર ગયા.

બગીચામાંના એક ઉંચા વૃક્ષ પર છૂપાઇને બેઠેલા બે બદમાશો-માંનો એક પોતાના સોબતીને ઉદ્દેશીને બોલ્યોઃ "લક્ષ્મીપ્રસાદ મેડી પર ગયો હો કે!"

"ખુશીથી તેને ત્યાં જવા દે અને તેને ત્યાંથી બગીચામાં જોવા દે એટલે તેની પોતાની ખાત્રી થશે કે હવે તો પાંખો હોય તો જ ઉડીને આપણા સપાટામાંથી ન્હાસી શકાય તેમ છે." બીજો બદમાશ બોલ્યો.

"એ..." પહેલો બદમાશ ધીમેથી બોલ્યોઃ "જો, અગાશીનું

દ્વાર ઉઘડે છે. કોઇ પણ અગાશીમાં આવતું હોય એમ જણાય છે."

"જૂઓ ! જૂઓ !" વૃક્ષની ઓથે છૂપાઈ રહેલો ત્રીજો બદમાસ અગાશી તરફ આંગળી કરતો બોલ્યો.

એટલામાં અગાસીમાં એક વાદળી રંગની જાળ દેખાવાથી જોઇને એક બદમાશ બોલ્યો: "અરે, આ તે કંઈ આકાશ દીવો સળગાવવાને તૈયાર થયો છે કે શું ?"

એટલામાં તે આકાશદીવો સળગાવવામાં આવ્યો અને તરત જ તે આકાશમાં ઉડતો આ મંડળીના જોવામાં આવ્યો. પરંતુ તે શું હશે, તે બાબતની આ મંડળીને માહિતી નહિ હોવાથી, કોઇએ તેના પર 'રિવોલ્વર' ફોડી નહિ.

મધ્યરાત્રિ થતાં જ આ બદમાસોની મંડળીએ બંગલાનું એક દ્વાર તોડીને દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેમણે ત્યાં એકલા બુદ્ધિપ્રસાદને જ જોયો. તરત જ તેને પકડીને તેઓએ તેનો હાથ પગ મજબુત બાંધ્યા અને પછી તેને એક ખુરસી સાગે બાંધ્યો. બુદ્ધિપ્રસાદે કંઇ પણ તોફાન કર્યું નહિ. ત્યાર પછી બદમાશોએ ત્રિજોરી તોડી પરંતુ તેમાંથી તેમને કંઇ મળ્યું નહિ. મેજ પરની કુંચીઓનો ઝૂડો લઇને તેમણે તમામ કબાટ, પેટીઓ, મેજ વગેરે સર્વ તપાસ્યાં. પરંતુ એક કોડી સરખી પણ તેમને મળી નહિ. નિરાશ થયેલા બદમાશોએ હવે લક્ષ્મીપ્રસાદને પકડીને તેનું ખૂન કરવાનો વિચાર કર્યો. તેઓ આખા બંગલો ઢુંઢી વળ્યા. પરંતુ તેમને લક્ષ્મીપ્રસાદનો પત્તો લાગ્યો નહિ. તેઓ પુનઃ બુદ્ધિપ્રસાદ પાસે આવ્યા અને તેને એક પછી એક પ્રશ્નો પૂછવા લાગ્યા. પરંતુ 'મ્હને ખબર નથી' એટલો જ જવાબ બુદ્ધિપ્રસાદ આપતો હતો. હવે બદમાશો બુદ્ધિપ્રસાદને શિક્ષા કરવાની તૈયારી કરતા હતા એટલામાં એક બીજો બદમાશ દિવાનખાનામાં દાખલ થયો અને બોલ્યો 'અરે હવે અહિં શું કરો છો ? તમારો શિકાર છટકી ગયો છે બલૂનમાં બેસીને તેને ઉંચે ચડી જતો મ્હારા જોવામાં આવવાથી મ્હેં 'રિવોલ્વર' મારીને ફોડી બલૂન તોડી પાડયું છે. પરંતુ તે જમીન પર ન પડતાં સમુદ્રમાં પડયું છે. બધી સંપત્તિ અને આપણો શિકાર એ સૌ હવે તો સમુદ્રને તળીએ જ જઇને બેઠાં છે."

આ હકીકત સાંભળીને, આ મંડળી વિસ્મય પામતી ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઈ. બુદ્ધિપ્રસાદે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

## પ્રકરણ ૪ થું.

### આકર્ષણ.

કેટલોક સમય વીત્યા બાદ રમણિક પુનઃ લક્ષ્મીપ્રસાદના દિવાન-ખાનામાં આવ્યો અને બુદ્ધિપ્રસાદ પ્રત્યે તીક્ષ્ણ દષ્ટિ ફેંકવા લાગ્યો રમણિકને કૃષ્ણકાન્ત પોતાનો જમણો હાથ ગણુતો હતો. કૃષ્ણકાન્તની દરેક આજ્ઞાનું પાલન રમણિક એટલી તો ઝડપથી કરતો કે તેણે તેને પોતાની ટોળીનો નાયક નીમ્યો હતો. ગમે તેવા વિકટ પ્રસંગોમાં પણ તે પાછી પાની કરે તેવો નહોતો. જ્યારે જ્યારે કૃષ્ણકાન્ત તેને અમુક કાર્ય સોંપતો ત્યારે ત્યારે તે બરાબર તેના કહેવા પ્રમાણે જ કરતો. અને તેમાં પોતાનું ઘરનું ડહાપણુ ઉમેરતો નહોતો. આથી જ્યારે કોઇ પણ કાર્ય પાર પડતું નહિ ત્યારે કૃષ્ણકાન્તને પોતાનીજ ભૂલ કબૂલ કરવી પડતી આ પ્રમાણે રમણિક કૃષ્ણકાન્તનું બોલતું ચાલતું યન્ત્રજ હતો.

થોડી વાર બુદ્ધિપ્રસાદ પ્રત્યે એકીટશે જોઇ રહ્યા પછી રમણિક બોલ્યો; " બોલ, ત્હારા શેઠે પોતાની બધી મિલ્કત ક્યાં છૂપાવી છે? ખરેખરૂં નહિ કહે તો ત્હારા પ્રાણ જશે. "

" તેઓ બધી મિલ્કત પોતાની સાથે જ લઇ ગયા છે. "

" ઠીક. પણ ત્હને આમ બાંધી રાખવામાં આવ્યો છે તેમ છતાં તું બુમાબૂમ કેમ કરતો નથી ? "

" એમ કરવાથી શું વળે ? આજૂબાજૂના મકાનોમાં કોઈની વસ્તી નથી. મ્હારી બૂમ કોઈ સાંભળી શકે તેમ નથી. "

" ત્હારા શેઠને મ્હેં ઠાર કર્યો છે. બલૂનમાં બેસીને તેને ન્હાસી જતો જોઇને " મ્હેં મ્હારી ' રિવોલ્વર 'થી તે તોડી પાડયું એટલે લક્ષ્મીપ્રસાદ સમુદ્રમાં પડીને મરણ પામ્યો છે. "

"બુદ્ધિપ્રસાદ મૌન રહ્યો. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને નીચું જોઇ રહ્યો.

" ત્હારા શેઠે પોતાનું મૃત્યુ પત્ર—વિલ કર્યું છે કે નહિ ? "

" મ્હને તે બાબતની કંઇ જ ખબર નથી. "

" મ્હને લાગે છે કે ગઇ કાલે બેન્કોમાંથી આણેલી રકમ જ તેણે પોતાની સાથે બલૂનમાં લીધી હોવી જોઇએ. પરંતુ તે તો હવે સમુદ્રના તળીએ જઇને બેઠી. હું ધારૂં છું કે હજી ઘરમાં રોકડ નાણું, અને દરદાગીના હશે. બેન્કોમાં પણ અમુક રકમ હોવી જ જોઇએ."

" તેમની સંપત્તિ બધી મળીને કેટલી હશે તે હું શું જાણું ? હું તો ચિઠ્ઠીનો ચાકર તે કહે તે પ્રમાણે મ્હારે માત્ર કામ કરવાનું ! એ સિવાય બીજું વધારે હું શું જાણું ? "

ગમે તેટલી રકઝક કરવાથી પણ બુદ્ધિપ્રસાદ પાસેથી કંઇ માહિતી મળનાર નથી, એવી ખાત્રી થયા પછી રમણિક પોતાના સાથીદારોને લઇને ત્યાંથી ચાલ્યો ગયો.

એક કલાક સુધી બુદ્ધિપ્રસાદ કંઇ પણ હિલચાલ કર્યા વગર એ જ સ્થિતિમાં પડી રહ્યો. કારણકે એકાદ બદમાશ પણ પોતાની ખબર રાખવા સારૂ બંગલામાં રોકાયો હશે એવી તેની શંકા હતી. પરંતુ જ્યારે કંઈ પણ હિલચાલ તેણે સાંભળી નહિ ત્યારે તે ધસડાતો ધસડાતો સહજ આગળ ખસવા લાગ્યો. પરંતુ એક તસુ જેટલો આગળ તે જતો એટલામાં તે હાંફી જતો હતો. કારણકે તેનું શરીર ખુરસી સાથે બાંધેલું હોવાથી આગળ વધતાં તેનું આખું શરીર છોલાતું હતું. અને તેથી આખા અંગે બળતરા થતી હતી. પરંતુ થોડીવાર વિસામો લઇને વળી તે થોડું થોડું આગળ ખસતો હતો. પોતાનાથી માત્ર પાંચ છ હાથ જેટલે દૂર પડેલા મેજ પાસે પહોંચતાં તેને એક કલાક લાગ્યો. મેજ પાસે પહોંચવાની સાથે તેણે ટેલીફોનની ઘંટડી પોતાના મોમાં લઇને વગાડવા માંડી. ટેલિફોનમાંથી ઉત્તર મળતાં બોલવા લાગ્યોઃ " લક્ષ્મીપ્રસાદ શેઠના ઘરમાં દરોડો પડ્યો છે. માટે એકદમ પોલિસની મદદ મોકલો. મ્હારો ટેલિફોન નં. ૧૨૩૦ છે."

માત્ર પાંચ જ મિનિટમાં બે પોલિસ અને એક ઇન્સ્પેકટર ત્યાં આવી પહોંચ્યા. દિવાનખાનામાં દાખલ થતાંની સાથેજ તેઓએ તિજોરી, કબાટ, પેટીઓ વગેરે સર્વ ઉઘાડાં અને અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડેલાં જોયાં. અને બુદ્ધિપ્રસાદને પણ એક ખુરસી સાથે બાંધેલો જોઇને ઇન્સ્પેકટર તરત જ તેની પાસે ગયો અને બોલ્યોઃ " તમારા મ્હોંમાં ડૂચો મારવામાં આવ્યો હતો કે ? "

" ના; " બુદ્ધિપ્રસાદે ઉત્તર આપ્યો.

" ત્યારે તમે બૂમાબૂમ કેમ ન કરી ? "

" આજૂબાજુમાં કોઇ વસ્તી નથી એટલે તેમ કરવાથી પણ શું ઉપયોગ ! "

" પણ નાકા ઉપરનો સિપાઇ જો તે સાંભળત તો કંઈ પણ તજવીજ કરત. "

" નાકા પરનો સિપાઇ હશે જ નહિ. બદમાશોએ તેની વ્યવસ્થા અગાઉથી જ કરી મૂકી હશે. "

" તમે શા ઉપરથી એમ જાણી શકયા ?"

' રિવોલ્વર 'નો એક અવાજ થયો પણ અહિં કોઈ આવ્યું નથી. જો સિપાઇ નાકાપર હોત તો રિવોલ્વરનો અવાજ કોણે કર્યો તે સંબંધી તપાસ કરવા સારૂ અહિં આવ્યા વગર રહેતજ નહિ. "

" જીવાનસિંહ, " પોતાની સાથેના એક સિપાઇને ઉદ્દેશીને ઇન્સપેકટર બોલ્યો:–" તમે અહિં ઉભા રહો. હું અને ખુદાબક્ષ આટલામાં તપાસ કરીને હમણાં જ પાછા આવીએ છીએ "

એટલું કહીને ઇન્સપેકટર ખુદાબક્ષને સાથે લઇને ત્યાંથી ચાલતો થયો. જીવાનસિંહ દિવાનખાનાના દ્વાર પાસે ઉભો રહીને ચોમેર દૃષ્ટિ ફેંકવા લાગ્યો. થોડીવાર પછી ઇન્સપેકટર પાછો આવ્યો અને ગંભીર સ્વરે બોલ્યો. "આટલામાં તો કોઇ પણ માણસ જોવામાં આવતું નથી. તેમ જ નાકા પરનો સિપાઇ પણ નથી. બદમાશો તેને પણ બાંધીને કયાંઇક મૂકી આવ્યા હશે ઠીક છે, પહેલાં તમે આને તો છોડો. "

તરતજ બન્ને સિપાઇઓએ બુદ્ધિપ્રસાદને છોડયો. તેનું શરીર અકડાઇ ગયું હતું. માંડમાંડ આમતેમ હેરફેર કર્યા પછી તેને સહજ ઠીક લાગ્યું.

" તમારૂં નામ શું ? " ઇન્સપેક્ટર બુદ્ધિપ્રસાદને પૂછવા લાગ્યો: " લક્ષ્મીપ્રસાદ તમારા શું સગા થાય ? બીજાં કોઇ માણસો આ ઘરમાં છે કે ? "

" મ્હારૂં નામ બુદ્ધિપ્રસાદ છે. લક્ષ્મીપ્રસાદને ત્યાં હું મુનિમ તરીકે કામ કરૂં છું. ઘરમાં એક રસોઇઓ, ગાડીવાળો અને એક ઘાટી એટલા નોકર છે. પરંતુ તેઓ બધા કામ હોય તેટલી વાર સુધી જ અહિં રહે છે. હું એકલોજ બંગલામાં હમેશાં રહું છું. "

" લક્ષ્મીપ્રસાદ કયાં છે ? "

" ચોરોએ ઘર પર દરોરો પાડયો ત્યારે તે બલૂનમાં બેસીને આકાશ માર્ગે ઉડી ગયા હતા. એવું એક બદમાશના કહેવા પરથી હું જાણી શકયો છું. પરંતુ તેણે 'રિવોલ્વર' ફોડીને તે બલૂનને ગાબડું પાડવાથી શેઠ સમુદ્રમાં પડયા છે એ પણ તેનાજ મ્હોંએ મ્હેં સાંભળ્યું છે."

" મ્હને બધી હકીકત વિસ્તારીને કહો જોઇએ. જૂઓ, સહજ પણ ભૂલ કરશો નહિ. "

બુદ્ધિપ્રસાદે બધી હકીકત એટલી તો સરળતાથી કહી સંભળાવી કે ઇન્સપેક્ટર સાહેબને તે સાંભળતાં વચ્ચે એક પણ પ્રશ્ન કરવો પડયો જ નહિ. બધું સાંભળી રહ્યા પછી તે બોલ્યાઃ " બુદ્ધિપ્રસાદ ! તમારા શેઠ બચવા પામ્યા હશે. હમણાં જ હું બંદર પર તપાસ કરાવુંછું. અને પછી શું બનવા પામ્યું છે તે તમને કહેવરાવું છું. તમે તે બદલ તદ્દન નિશ્ચિંત જ રહેજો. બદમાસોની ટોળીને હું હમણાં જ. શોધી કાઢુંછું. હવે હુશિઆરીથી રહેજો અને કંઇ નવાજૂની બને તો તરત જ મ્હને ટેલિફોન દ્વારા ખબર આપજો. "

બુદ્ધિપ્રસાદે યોગ્ય શબ્દોમાં ઇન્સપેક્ટર સાહેબનો આભાર માન્યો. ઇન્સપેક્ટર પોતાના સિપાઇઓને લઇને ત્યાંથી ચાલ્યો ગયો. બુદ્ધિપ્રસાદે લક્ષ્મીપ્રસાદની સૂચનાનુસાર સર્વે વ્યવસ્થા કરી લીધી. અને ત્યારપછી તે પોતાની પથારીમાં સૂતો. અત્યારે પ્રભાતનો સમય થવા આવ્યો હતો. પરંતુ આખી રાત્રિનો ઉજાગરો થયો હોવાથી બુદ્ધિસાદને તરત જ નિદ્રા આવી ગઈ, સ્હવારે ઘાટીએ આવીને બૂમો પાડવા માંડી ત્યારે જ તે જાગૃત થયો.

બીજે દિવસે સ્હવારમાંજ બલૂન અને બદમાશોના દરોરાની હકીકત આખા શહેરમાં વાયુ વેગે પ્રસરી ગઇ. તમામ વર્તમાનપત્રોના બાતમીદારો લક્ષ્મીપ્રસાદ શેઠના બંગલે આવવા લાગ્યા. પરંતુ ઘરમાં કોઇ નથી એમ સાંભળીને, તેઓ નિરાશ ચિત્તે પાછા ફરવા લાગ્યા. આજે સોમવાર હોવાથી બુદ્ધિપ્રસાદ સ્ટેશને જવા સારૂ ઉપડી ગયો હતો. અત્યારે તે કલ્યાણ સ્ટેશનના 'પ્લાટફોર્મ' પર આમતેમ આંટા ફેરા મારતો હતો. બરાબર બે વાગવાની તૈયારી હોવાથી બુદ્ધિપ્રસાદ ટ્રેનની રાહ કાગને ડોળે જોઈ રહ્યો હતો. અલ્પસમયમાં જ ટ્રેન 'પ્લાટફોર્મ' પર આવી પહોંચી. સંખ્યાબંધ ઉતારૂઓ ટ્રેનમાંથી ઉતરવા લાગ્યાં. ગાડીમાં બેસવા માટે ઉતારૂઓ હડાહડ કરવા લાગ્યાં. બુદ્ધિપ્રસાદ ડબ્બે ડબ્બે બારિકીથી જોવા લાગ્યો. સૌ પોતપોતાનાં સગાંવ્હાલાંને લઇને વાતો કરતાં 'પ્લાટફોર્મ' બહાર નીકળવા લાગ્યાં. એ જોઇને બુદ્ધિપ્રસાદ નિરાશ થયો. એટલામાં તેની દૃષ્ટિ બે તરુણ કુમારિકાઓ પર પડી. તેઓ બન્ને પોતાનો સરસામાન 'પ્લાટફોર્મ' પર મૂકીને ઉભી હતી. તેમની મુખમુદ્રાપરથી તેઓ કોઈ પણ વ્યક્તિની માર્ગપ્રતીક્ષા કરતી હોય એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. ઉતારૂઓની ભીડ હવે ઓછી થવા લાગી હતી. બુદ્ધિપ્રસાદ તે કુમારિકાઓ પાસે ગયો અને તેમને ઉદ્દેશીને ધીમેથી બોલ્યોઃ

" આપ કોઇની રાહ જૂઓછો કે ? "

" હા, તે બન્ને તરુણીઓમાંની એક બોલી. "

આજૂબાજૂ એકવાર દષ્ટિપાત કરીને બુદ્ધિપ્રસાદ ધીમેથી બોલ્યો: "આપની પાસે રત્નકંકણ છે કે ?

બન્ને તરુણીઓની શંકા હવે દૂર થઈ. એમાંની એક તરુણી બોલી: " આપ જ મ્હારા પિતા છો કે ? "

" ના જી. " બુદ્ધિપ્રસાદ ખિન્ન સ્વરે બોલ્યો; "હું તેમનો મુનિમ છું. મ્હારૂ નામ બુદ્ધિપ્રસાદ છે. "

" ત્યારે આપની પાસેનું રત્નકંકણ બતાવો જોઇએ. " તે તરુણી બોલી.

વાચકો જાણી ચૂકયા હશે કે આ બે તરુણીઓ તે લીલા અને ઉષાજ હતાં. ઉષાના આગ્રહને લીધે સુશીલાબાઇએ લીલાને તેની સાથે મોકલી હતી, બુદ્ધિપ્રસાદને રત્નકંકણ બતાવવાનું પૂછનારી લીલાજ હતી.

બુદ્ધિપ્રસાદે તરતજ પોતાના ખિસ્સામાંથી રત્નકંકણ કાઢયું અને તે લીલાના હાથમાં મૂકયું. લીલાએ પોતાની પાસેના રત્નકંકણ સાથે તેની સરખામણી કરી. બન્ને રત્નકંકણ એક સરખાં જ હતાં એવી ખાત્રી થયા પછી, ઉષા પ્રત્યે સ્મિત કરતી તે બોલી:

" ઉષા ! હવે શંકા રાખવાનું કંઇ જ કારણ નથી. બુદ્ધિપ્રસાદ ત્હારા પિતા પાસેથી જ આવ્યા છે. તેમની સાથે જવામાં આપણને કંઇ જ હરકત નથી. "

" હવે વિલંબ ન કરો. બહાર મોટર તૈયાર છે. " બુદ્ધિપ્રસાદ બોલ્યો.

ત્રણે જણા 'પ્લાટફૉર્મ'ની બહાર આવ્યા અને મોટરમાં બેઠાં. મોટર ઝપાટાબંધ દોડવા લાગી. પિતાના દર્શન માટે અધીરી થયેલી ઉષાને પ્રથમ પ્રસંગે જ પિતાના દર્શન ન થયાં તેથી નિરાશ થઇ ગઇ હતી. તે ખિન્ન સ્વરે બોલી : બુદ્ધિપ્રસાદ; મ્હારા પિતાશ્રી કયાં છે ? તે મ્હને કદિ પણ મળ્યા કેમ નહિ ? મ્હારી પ્રત્યે તેમનું હૃદય આટલું બધું નિષ્ઠુર કેમ ? "

" બ્હેન ! હું તો તમારો સેવક છું. શેઠ કેવી રીતે વર્તે છે અને તેમ શા માટે કરે છે, તે જોવાનો મ્હને શો અધિકાર છે ? પરંતુ, ઉષા બ્હેન ! શેઠ જે કંઇ કરે છે તે તમારા હિતાર્થે જ કરે છે એટલી મ્હારી દૃઢ પ્રતીતિ છે. આપનું કલ્યાણ કેમ થાય, એ સિવાય તેમના મનમાં બીજો વિચાર જ નથી. "

"બુદ્ધિપ્રસાદ!" ઉષા સજળ નયને બોલવા લાગી: "સુશીલા માશીએ જ્યારથી મ્હને બધી હકીકત કહી છે ત્યારથી, 'પિતાશ્રીનાં દર્શન ક્યારે કરૂં,' એ જ વિચાર મનમાં ઘોળાયા કરેછે. મ્હારા માટે તેમણે આટલી બધી બેદરકારી બતાવી છે, એ માટે કેટલીક વાર તો હું તેમના ઉપર ગુસ્સે પણ થઇ જાઉંછું.. આજે તો હું અવશ્ય તેમનાં દર્શન કરી શકીશ એવી મ્હારી ખાત્રી હતી. જો તેમ થયું હોત હું તેમને કોટિ કરીને ભેટત અને રડી રડીને મ્હારા અંતરનો ભાર હલકો કરત. આજે પણ તેમણે મ્હને શા માટે નિરાશ કરી? મ્હને મળવા માટે તે અહિં કેમ નથી આવ્યા?"

ઉષાનું હૃદય ભરાઇ આવ્યું. તે આગળ બોલી શકી નહિ. તેના નેત્રદ્વયમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા માંડયો. ઉષાની આવી સ્થિતિ જોઇને બુદ્ધિપ્રસાદનું પ્રેમળ અંતઃકરણ ભરાઇ આવ્યું. લીલાએ ઉષાને બાથમાં લીધી અને તેનાં અશ્રુ લૂછવા લાગી.

"ઉષા બ્હેન!" બુદ્ધિપ્રસાદ ગદ્‌ગદ કંઠે બોલવા લાગ્યો: "તમારા પિતાશ્રીનો સ્વભાવ મમતાળુ અને સુશીલ છે. તે તમને પોતાના જીવનસર્વસ્વ માને છે. આજે તમને મળવા માટે તેઓ જાતે જ આવનાર હતા પરંતુ કેટલાક અનિવાર્ય કારણોને લીધે તે સ્ટેશને આવી શકયા નથી. આથી વધારે ખુલાસો હું અહિં રસ્તામાં કરી શકું તેમ નથી. ઘેર પહોંચ્યા પછી સર્વ હકીકત કહીશ."

ત્યાર પછી લીલા સંબંધી પૂછપરછ કરવાના હેતુથી બુદ્ધિપ્રસાદ બોલ્યો: "બ્હેન! આ કોણ છે? હું ધારૂં છું કે તમને મુંબઇ સુધી મૂકવા માટે આ બ્હેન તમારી સાથે આવ્યાં હશે."

ઉષા ઉત્તર આપે તે પહેલાં લીલા જ બોલી ઉઠી: "હું સુશીલાબાઇની પુત્રી થાઉં છું! મ્હારૂં નામ લીલા છે. ઉષાને મુંબઇ સુધી પહોંચાડવા સારૂ મ્હારી માતાએ મ્હને તેની સાથે મોકલી છે,"

"ના; મ્હને પહોંચાડવા માટે જ નહિ પરંતુ મ્હારી સાથે રહેવા માટે જ તે અહિં આવી છે. સુશીલા માશીએ મ્હારી સાથે રહેવાની તેને રજા આપી છે." ઉષા બોલી.

"ચાલો, એ પણ ઠીક જ થયું. આપણે ત્યાં બીજી કોઇ સ્ત્રી નહિ હોવાથી આપને પણ ઠીક પડશે. મ્હને એ બાબતની ચિન્તા થયા કરતી હતી. પરંતુ ઇષ્ટકૃપાથી તે હવે દૂર થઇ ગઇ." બુદ્ધિપ્રસાદ બોલ્યો.

લક્ષ્મીપ્રસાદ શેઠના ઘર પાસે મોટર આવી પહોંચી એટલે બુદ્ધિપ્રસાદ ચોમેર દૃષ્ટિપાત કરીને નીચે ઉતર્યો. તેની પાછળ ઉષા અને લીલા પણ ઉતર્યાં. મોટર ચાલી ગઇ એટલે ત્રણે જણાં બંગલામાં ચાલ્યાં ગયાં.

બંગલામાં ગયા પછી બુદ્ધિપ્રસાદ તેમને એક સુસજ્જિત દિવાનખાનામાં લઇ ગયો. ત્યાં તેણે લીલા અને ઉષાને ગઇ રાત્રે બદમાશોએ દરોરો પાડયો હતો તે સંબંધી હકીકત વિસ્તારપૂર્વક કહી સંભળાવી. આ સાંભળીને લીલા બહુ દિલગીર થઇ. ઉષાનું હૃદય ભરાઇ આવ્યું અને તેનાં ચક્ષુદ્વયમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયો. તેમને બન્નેને આશ્વાસન આપતો બુદ્ધિપ્રસાદ બોલ્યો: “ ઉષા બ્હેન ! આમ નિરાશ થઇને રડો નહિ. ઇશ્વિર કૃપાથી આપના પિતાશ્રી ટુંક સમયમાં જ આપને મળ્યા વગર રહેશે નહિ. જો કે તેમનું બલૂન તૂટીને સમુદ્રમાં પડયું છે—પરંતુ તેમના જીવને કંઇ પણ નુકસાન થયું જ નથી એ વાત નક્કી માનો. કારણ કે જો તેમ હોત તો તેમનું પ્રેત સમુદ્રમાંથી કોઇ પણ મનુષ્યની દૃષ્ટિએ પડયું હોત અને તે વાત આખા શહેરમાં પ્રસરી ગઇ હોત, બદમાશો માટે પૂરતો બંદોબસ્ત થતાં સુધી જ તેમને કોઇ ગુપ્ત સ્થળે રહેવું પડશે. ”

ઉષા પોતાના હસ્તદ્વય જોડીને આકાશ ભણી દૃષ્ટિ કરીને પોતાના પિતાનું રક્ષણ કરવા સારૂ ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. બુદ્ધિપ્રસાદ બંગલામાંથી બહાર ચાલ્યો ગયો.

થોડીવાર પછી ઉષા લીલાની ડોકે વળગી પડી અને કરૂણાજનક સ્વરે બોલી: “ લીલા ! હું શું કરૂં ? ત્હારા વગર અખિલ વિશ્વમાં મ્હારૂં કોઇ નથી, મ્હને કંઇ સૂઝતું નથી. ”

ઉષાનાં અશ્રૂ લૂછતી અને તેને આશ્વાસન આપતી લીલા બોલી: “ ઉષા ! ગાંડી ન થા. જે પ્રમાણે આટલા દિવસ ધૈર્ય રાખ્યું છે, તે જ પ્રમાણે થોડા વધારે દિવસ ધૈર્ય ધર. ત્હારા પિતાની સાથે ત્હારો મેળાપ નહિ થાય ત્યાં સુધી હું ત્હારી સાથે જ રહીશ. બુદ્ધિપ્રસાદ મ્હને પ્રમાણિક માણુસ લાગે છે તેની સાથે રહેવામાં આપણે કંઇ પણ ભય રાખવાનું કારણુ નથી. ”

લીલાના આશ્વાસનથી ઉષાનો શોક સહજ ઓછો થયો. દિવાનખાનામાં વિશ્રાન્તિ લીધા પછી તેઓ બન્ને જણાં બંગલો જોવા ગયાં. પ્રત્યેક દિવાનખાનામાં જઇને ઉષા ત્યાં ખૂણેખૂણો જોવા લાગી. કબાટ, મેજ અને પેટીઓ ઉઘાડીને તે કંઇક શોધતી હોય એમ લીલાને લાગ્યું. અને તેથી તેણે સ્મિત કરતાં પૂછ્યું: ઉષા, શું શોધી રહી છે ? ’

" મ્હારા પિતાશ્રીની એકાદ છબી હોય તો હાલ તરત તેનાં દર્શન કરીને પણ સંતોષ માનું ! એટલા માટે જ હું આટલી બધી શોધખોળ કરૂં છું. પરંતુ એક પણ છબી હોય એમ જણાતું નથી. "

બન્ને જણાએ આખા બંગલામાં શોધ કરી પરંતુ એક પણ છબી તેમની દૃષ્ટિએ પડી નહિ આથી બન્ને જણાં વિસ્મય પામ્યાં.

× × × × × ×

પ્રિય પાઠક! લીલા અને ઉષાને બંગલામાં મૂકીને ચાલો હવે આપણે દ્વિતીય પ્રકરણમાં વર્ણવેલા આપણા પૂર્વપરિચિત દિનકર તરફ વળીએ. આજે પ્રાતઃકાળ થતાં પહેલાં જ તે બહારગામ ગયો હતો. ત્યાંથી તે બપોરના બાર વાગ્યે ઘેર આવ્યો છે. જમી રહ્યા પછી બે કલાક વિશ્રામ લઇને તે અત્યારે ઉઠયો છે, અને ખુરસીપર બેઠો બેઠો વર્તમાનપત્રો વાંચવામાં લીન થઇ ગયો છે. એવામાં વર્તમાનપત્રમાં એક મ્હોટા અક્ષરે લખેલી ખબર પ્રત્યે તેનું ધ્યાન ખેંચાયું. તે ચમકયો. અને એકદમ કપડાં પહેરીને લક્ષ્મીપ્રસાદ શેઠના બંગલે જવા સારૂ નીકળી પડયો. બંગલા પાસે પહોંચતાંની સાથે દ્વારને તેણે જોરથી થાપો માર્યો કે તરત જ બુદ્ધિપ્રસાદે આવીને દ્વાર ઉઘાડયું દિનકર અંદર દાખલ થયો.

મુંબઇમાં દિનકર એ જ માત્ર લક્ષ્મીપ્રસાદશેઠનો સ્નેહી હતો, એ વાત બુદ્ધિપ્રસાદ સારી રીતે જાણતો હતો, બુદ્ધિપ્રસાદને પણ દિનકર માટે સારૂં માન હતું. પરંતુ તેનો સ્વભાવ વિચારશીલ અને મિતભાષી હોવાથી, દિનકર સાથે તે કામ પૂરતી જ વાતચિત કરતો.

" બુદ્ધિપ્રસાદ ! " બંગલામાં પ્રવેશ કરતાંની સાથે જ ચોમેર દૃષ્ટિપાત કરતો દિનકર બોલ્યોઃ "ગઇ રાત્રે આ બંગલામાં પડેલા દરોડાની તેમજ બલૂન સંબંધીની હકીકત વર્તમાનપત્રોમાં વાંચીને હું ચકિત થઇ ગયો છું. પરંતુ એ હકીકતમાં મ્હને કંઇક સંદિગ્ધ લાગે છે. તેનો કંઇ ખુલાસો કરશો કે ? "

" વર્તમાનપત્રોમાં જે હકીકત પ્રસિદ્ધ થઇ છે તેથી વિશેષ ખાસ ખુલાસો કરવા જેવું કંઇ નથી. " બુદ્ધિપ્રસાદ બોલ્યો.

એટલામાં બાજુના દિવાનખાનામાં ઉષા અને લીલાનો અવાજ દિનકરના કાન પર ગયો તેના આશ્ચર્યમાં ઉમેરો થયો. તે બોલ્યોઃ " બુદ્ધિપ્રસાદ, મ્હારો અને શેઠનો સ્નેહ કેવા પ્રકારનો છે તે તમે જાણો છો. શેઠ વિધુર હોવાથી તેમના ઘરમાં સ્ત્રી નથી એટલું જ નહિ પરંતુ તેમના બંગલામાં કોઇ પણ સ્ત્રી નોકર નથી, એ વાત

હું સારી રીતે જાણું છું. ત્યારે આ બાજૂના દિવાનખાનામાંથી સ્ત્રીઓનો સ્વર સંભળાય છે તેનું શું કારણ ? તેઓ કોણ છે અને અહિં શા માટે આવેલ છે ?"

બુદ્ધિપ્રસાદ નિરૂત્તર રહ્યો. એ જોઇને દિનકર બોલ્યો: "તમે નહિ કહો તો કંઇ નહિ; હું પોતે જ તે દિવાનખાનામાં જઇને તેમને પૂછી લઉ છું."

દિનકર ઉઠીને તે દિવાનખાના તરફ જવા લાગ્યો. બુદ્ધિપ્રસાદે તેનો હાથ પકડીને ઉભો રાખ્યો અને તેના મ્હોં તરફ કેટલીક વાર સુધી એકીટશે જોઇ રહ્યા પછી બોલ્યો: "દિનકર, તમે લક્ષ્મીપ્રસાદ શેઠને તમારા સ્નેહી માનોછો ને ?"

"હા; માત્ર કહેવાનો સ્નેહી નહિ, પરંતુ હું તેમનો સાચો સ્નેહી છું. અને તેથી જ શેઠ સમુદ્રમાં પડીને મરણ પામ્યા હોય એમ હું માની શકતો નથી. શેઠનો સ્વભાવ બહુજ ગંભીર અને દીર્ઘદર્શી છે. તેમની પાછળ કેટલાક ભયંકર શત્રુઓ ફર્યા કરે છે એ વાત પણ હું જાણુંછું. માત્ર તે શત્રુઓ કોણ છે એટલું જ જાણતો નથી. પરંતુ, આ દુષ્ટ શત્રુઓનો યોગ્ય બંદોબસ્ત થાય ત્યાં સુધીને માટે શેઠે પોતાના મૃત્યુ બદલ ખોટી અફવા ફેલાવી છે એવી મ્હારી પક્કી ખાત્રી છે."

"આવી જ હકીકત તમારા વર્તમાનપત્રમાં પણ પ્રસિદ્ધ કરવાના છો કે ?" ચિન્તાતુર વદને બુદ્ધિપ્રસાદ બોલ્યો.

"નહિ, નહિ; જ્યાં સુધી આ સંબંધી પૂરેપૂરો પત્તો મ્હને મળશે નહિ ત્યાંસુધી મ્હારા વર્તમાનપત્રમાં એક શબ્દ સુદ્ધાં પણ હું લખનાર નથી."

"વારૂ, આ પાસેના દિવાનખાનામાંની સ્ત્રીઓ કોણ છે એ બધી હકીકત હું તમને વિસ્તારથી કહું. પરંતુ એ હકીકત ગુપ્ત રાખવાનું મ્હને વચન આપોછો ?"

"અલબત્ત, તમારી રજા સિવાય એ સંબંધી એક અક્ષર પણ હું વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ નહિ કરૂં."

"ઠીક. મ્હને તમારા વચન પર પૂર્ણ વિશ્વાસ છે." એટલું કહીને બુદ્ધિપ્રસાદ દિનકરને લીલા અને ઉષા બેઠાં હતાં તે દિવાનખાનાના દ્વાર પાસે લઇ ગયો દ્વાર પાસે ઉભા રહીને અને અર્દ્ધ ઉષા પ્રત્યે આંગળી કરી બોલ્યો: "દિનકર! આ લક્ષ્મીપ્રસાદ શેઠનાં પુત્રી ઉષા બ્હેન અને આ તેમની સાથે આવેલાં બ્હેન તેમની

મૈત્રિણી છે. ઉષા બ્હેનનાં શિક્ષિકા સુશીલાબાઇ તેમનાં માતુશ્રી થાય."

આ પ્રમાણે ઉષા અને લીલાને ઓળખાવ્યા પછી, ત્યાં વિશેષ વાતચિત નહિ કરતાં, બુદ્ધિપ્રસાદ દિનકરને લઇને દિવાનખાનામાં પાછો આવ્યો. દિનકર બુદ્ધિપ્રસાદ પ્રત્યે ચમત્કારિક દૃષ્ટિ ફેંકતો બોલ્યો: "બુદ્ધિપ્રસાદ! મ્હારી સાથે આટલો બધો નિઃસીમ સ્નેહ રાખવા છતાં પોતે લગ્ન કર્યું હતું, અને પોતાને એક પુત્રી છે, આ વાતની શેઠે મ્હને સહજ પણ ખબર પડવા દીધી નથી એ ઘણી જ આશ્ચર્યની વાત છે."

"હું અને શેઠ, એ બે સિવાય કોઇપણ વ્યક્તિને આ બાબતની ખબર નથી. એ વાત ગુપ્ત રાખવાનાં ઘણાં કારણો છે."

"કહો ન કહો પણ આ રહસ્ય કંઇક અદ્દ્ભુત છે. ઇશ્વરેચ્છાથી જો આવું અદ્દ્ભૂત રહસ્યં ચિતરવાનો સુયોગ મ્હને જ પ્રાપ્ત થાય તો કેવી મજા પડે!"

"દિનકર! આવું અદ્દ્ભુત રહસ્ય જાણવાની ઇચ્છા હોય તો યોગ્ય સમય આવતાં સુધી આ બધી હકીકત ગુપ્ત રાખવાની છે. પરંતુ એટલું પણ યાદ રાખજો કે આ ગુપ્ત રહસ્ય પર જ તે અનાથ બાલિકાનું જીવન અવલંબી રહ્યું છે."

"બુદ્ધિપ્રસાદ, તે બદલ સહજ પણ શંકા રાખવાનું કારણ નથી. તમે મ્હને ઘણા સમયથી ઓળખો છો, તેમજ શેઠનો પણ મ્હારા પ્રત્યે કેટલો સ્નેહ હતો તે તમે જાણો છો. હું અપ્રામાણિક મનુષ્ય નથી. જે વાત ગુપ્ત રાખવાનું મ્હેં વચન આપી દીધું, તે કદિ પણ મ્હારા મ્હોંએ બહાર જાય જ નહિં. તમે તદ્દન નિશ્ચિંત રહો. હં, પણ ઉષા સાથે મ્હારી ઓળખાણ કરાવી આપશો કે?"

બુદ્ધિપ્રસાદની ઇચ્છા એવી હતી કે દિનકરને એકદમ ઉષા સાથે ઝાઝા પરિચયમાં આવવા દેવો નહિ. પરંતુ તેને ના કહી શકાય તેમ પણ નહોતું. અનિચ્છાએ પણ બુદ્ધિપ્રસાદ ઉષા અને લીલા બેઠાં હતાં તે દિવાનખાનામાં ગયો અને દિનકરને પોતે હમણાં ત્યાં તેડી લાવે છે એવી તેમને બન્નેને સૂચના આપી. ત્યારબાદ દિનકરને લઇને તે ત્યાં પાછો આવ્યો. શિષ્ટાચાર પ્રમાણે બુદ્ધિપ્રસાદે દિનકરને ઉષા અને લીલા સાથે ઓળખાણ કરાવી આપી. ઉષાનું અપ્રતિમ લાવણ્ય અને તેનાં પાણીદાર નેત્રો જોઇને દિનકર તો દિંઙ્મૂઢ થઇ ગયો. ઉષા સાથે થોડીવાર સુધી આડીઅવળી વાતો કરીને તે ત્યાંથી ઉઠયો. ઉષા એક સુશિક્ષિત અને સુશીલ તરૂણી છે એવી તેની ખાત્રી થઇ. ઉષા બદલ તેના હૃદયમાં પ્રેમ ઉપજ્યો અને તે મનો-

વિકારે તેના હૃદયમાં ચળવિચળ કરી મૂકી.

દિનકરની મનઃ સ્થિતિ ચતુર બુદ્ધિપ્રસાદ કળી ગયા વગર રહ્યો નહિ. દિવાનખાનામાં આવીને દિનકરે બુદ્ધિપ્રસાદ સાથે કેટલીક વાર સુધી વાતચિત કરી. ત્યારબાદ બુદ્ધિપ્રસાદની રજા લઇને તે પોતાને ઘર તરફ જવા નીકળ્યો.

ઘરે આવ્યા પછી કપડાં ઉતારીને દિનકર એક આરામ ખુરસી પર પડયો અને વિચાર તન્દ્રામાં લીન થયો. એટલામાં કંઇક યાદ આવ્યું હોય તેમ તે ખુરસીપરથી ઉઠયો. ટેલિફોનની ઘંટડી વગાડીને તેણે 'ગુર્જ્જર' પત્રના અધિપતિ સાથે આ પ્રમાણે વાત કરી.

"લક્ષ્મીપ્રસાદ સંબંધી હકીકત મેળવવાનું કાર્ય બીજા કોઇ 'રીપોર્ટર'ને સોંપો. મ્હારાથી તે બની શકે તેમ નથી."

"એમ કેમ? લક્ષ્મીપ્રસાદ તો તમારા સ્નેહી હતા ને?" અધિપતિએ પૂછ્યું.

"હા; પરંતુ હાલમાં એથી પણ એક વિશેષ મહત્વનું કામ મ્હેં હાથમાં લીધું છે. કોઇ પણ ખાસ કારણ સિવાય આવા કામમાં હું ના પાડું જ નહિ, એ તો તમે પણ કયાં નથી જાણતા?"

"ઠીક. એમ કરો. અનુકૂળતાએ રૂબરૂમાં મળીને આ બાબતનો ખુલાસો જરૂર કરી જજો."

"આથી વધારે ખુલાસો કંઇ પણ થઈ શકશે નહિ."

"આજે સ્હાંજે ઑફિસમાં આવવાનો વખત મળશે કે?"

"વખત મળશે તો આવીશ. ખાત્રી પૂર્વક કહી શકતોનથી."

"ઠીક ત્યારે, સાહેબજી."

"સાહેબજી!" કહીને દિનકરે ઘંટડી ફેરવી દીધી અને ટેલિફોનની નળી યંત્ર ઉપર લટકાવી દીધી. ત્યારપછી તે એક બારીમાં આવીને બેઠો. કેટલીકવાર પછી તેની મુખમુદ્રા પર આનંદની છટા વિલસી રહી. તે સ્વગત બોલ્યો: "એક દિવસ એવો આવશે કે જ્યારે હું આખી મુંબઇને આશ્ચર્યચકિત કરી દઇશ. પોલિસખાતાના મ્હોટા મ્હોટા અધિકારીઓ પણ મ્હારે ઘેર આવે તેવું હું કરીશ. 'ગુર્જ્જર' પત્રમાં હું એવું તો આશ્ચર્યપૂર્ણ અને અદ્દ્ભુત રહસ્ય લખીશ કે અન્ય વર્તમાનપત્રોના 'રીપોર્ટરો'ની આંખોમાં ધૂળ પડશે. બસ, 'ગુર્જ્જર' ના ચાર અંકો આ વિલક્ષણ અને અદ્દ્ભુત રહસ્ય લખીને હું એકલો-જ ભરીશ."

# પ્રકરણ ૫ મું.

## માયામાશીનો મેળાપ.

Who does thee ill and feigns regret
Beware of falling in his net.

*( Proverb. )*

**ભાવાર્થ:**—જે ત્હને આંતરિક રીતે નુકસાન કરે છે, અને બહારથી તે બદલ શોક પ્રદર્શિત કરે છે, તેવા ભયંકર મનુષ્યની જાળમાં તું સપડાઈ જતો નહિ.

ભાયખલાપરના પોતાના મકાનના દિવાનખાનામાં એક કોચ પર પડી પડી **માયા** પુસ્તક વાંચવામાં તલ્લીન થઇ ગઇ હતી. પૂર્વે તેનો સ્વભાવ એટલો બધો દુષ્ટ કિંવા સાહસી નહોતો. પરંતુ જ્યારથી તે કૃષ્ણકાન્તના પ્રેમપાશમાં સપડાઇ હતી, ત્યારથી તેનો સ્વભાવ દિન-પ્રતિ દિન ઘાતકી તેમજ કારસ્થાનપટુ બનતો જતો હતો.

**માયા**ની દૃષ્ટિ પુસ્તકમાં હતી, પરંતુ તેનું મગજ વિચારમગ્ન હતું. એટલામાં કૃષ્ણકાન્ત દિવાનખાનામાં દાખલ થયો. તેના હાથમાં 'મુંબઇ સમાચાર'નો અંક હતો. તે **માયા**ના કોચ પાસે પડેલી ખુરસીપર બેઠો અને બોલ્યો: "**માયા**, ચતુર માણસો પણ કોઇ વાર વિલક્ષણ અને ગંભીર ભૂલ કરી બેસે છે. જો, આ વાંચ," એટલું કહીને તેણે તે અંક **માયા**ના હાથમાં આપ્યો.

કૃષ્ણકાન્તને જોતાંની સાથે જ **માયા** કોચમાં બેઠી થઇ ગઇ. તેના પ્રત્યે એક પ્રેમકટાક્ષ ફેંકીને તેણે તે અંક પોતાના હાથમાં લીધો અને તે વાંચવા લાગી : "ગઇ કાલે મધ્યરાત્રિના સમયે '**બેક બે**' માં એક મનુષ્ય ડૂબી જવાની તૈયારીમાં હતો એવામાં એક મછવા પરના ખલાસીઓની દૃષ્ટિ તેના પર પડી હતી. તેમણે તેને મદદ કરીને પોતાના મછવા પર લીધો અને તેને કિનારે પહોંચાડયો હતો. આ ગૃહસ્થના કોટના ખિસ્સામાં પાંચ હજાર રૂપિઆની નોટો હતી એમ સાંભળવામાં આવ્યું છે. તે ગૃહસ્થ બલૂનમાં ઉડવાનો અભ્યાસ કરતો હતો એટલામાં તેને અકસ્માત થવાથી તે સમુદ્રમાં પડયું હતું એમ સંભળાય છે." વર્તમાનપત્રમાં ઉપરની હકીકત વાંચી રહ્યા પછી **માયા** કૃષ્ણકાન્ત પ્રત્યે તાકી રહી.

"આ માણસ **લક્ષ્મીપ્રસાદ** જ હોવો જોઇએ એવી ત્હારી ખાત્રી થાય છે?" કૃષ્ણકાન્ત બોલ્યો.

"તે લક્ષ્મીપ્રસાદ જ હોવો જોઇએ એમ તો ન કહી શકાય. વળી જો તે લક્ષ્મીપ્રસાદ જ હોય તો તેની પાસે પાંચ હજાર કરતાં પણ વધુ રૂપિઆ કેમ ન હોવા જોઇએ ? તે મનુષ્ય લક્ષ્મીપ્રસાદ હોવો જોઇએ એવી તમારી કલ્પના હોય તો ભલે, પરંતુ હું તો ધારૂં છું કે તે કોઇ જૂદો શખ્સ જ હોવો જોઇએ."

"ગમે તેમ હોય. હું તે બાબતમાં પૂરતી તપાસ કરીશ. પરંતુ માયા, લક્ષ્મીપ્રસાદને ઘરે આજે બે તરુણ સ્ત્રીઓ આવેલી છે. તે તરુણીઓ કોણ હશે, અને તેને ત્યાં કેમ આવી હશે, તે કંઇ સમજી શકાતું નથી."

થોડીવાર વિચાર કરીને માયા બોલીઃ "કદાચ તે બે તરુણી-ઓમાંની એક તો લક્ષ્મીપ્રસાદની પુત્રી હોવી જોઇએ. કમળાને એક છોકરી થઇ હતી એમ મ્હેં સાંભળ્યું હતું ખરૂં."

"હેં ?" કૃષ્ણકાન્ત આશ્ચર્ય પામતો બોલી ઉઠયોઃ "લક્ષ્મીપ્રસાદને કન્યા છે ? અને આ વાત ત્હારા જાણવામાં પણ છે ? ત્યારે અત્યાર-સુધીમાં કોઇ દિવસ એ વાત ત્હેં મ્હને કેમ કહી નહોતી ?"

"આટલા દિવસ સુધી તેની પંચાતમાં પડવાની આપણને કંઇ જ જરૂર નહિ હોવાથી મ્હને તે બાબતનું વિસ્મરણ થયું હતું. હું ધારૂં-છું કે લક્ષ્મીપ્રસાદ હયાત છે કે મરણ પામ્યો છે એ વાતનો ખુલાસો તેની પાસેથી મળી શકશે."

"હા, હા, એ વાત ખરી છે." કૃષ્ણકાન્ત આનંદિત વદને બોલવા લાગ્યોઃ "માયા, તું એક ચતુર સ્ત્રી છે હોં ?"

"જો ગઇ રાત્રે તમે પોતે ગયા હોત તો આવી ભયંકર ભૂલ થવા પામત નહિ." માયા બોલવા લાગીઃ "રત્નણિક વિશ્વાસપાત્ર છે, પરંતુ તે આપણે કહીએ તેટલું જ કરે છે. તમે હોત તો બલૂનનો ઘાટ કેમ ઘડવો તેનો નિકાલ સત્વર લાવી દીધા વગર રહેત નહિ."

"ત્હારૂં કહેવું સત્ય છે. ગઇ રાત્રિએ જો હું પોતે હાજર હોત તો આવી ભૂલ થવા પામત જ નહિ." કૃષ્ણકાન્ત બોલવા લાગ્યોઃ "પણ હવે થયું તે થયું. લક્ષ્મીપ્રસાદની છોકરી તેના ઘરે આવી છે એ પણ ઉત્તમ થયું છે. જો તે તેની ખરેખરી જ છોકરી હશે, તો તેની જ મદદથી હું પુનઃ લક્ષ્મીપ્રસાદ પોતાના ઘેર આવે તેમ કરીશ. અને તેને મ્હારી જાળમાં સપડાવીશ. માયા, તું એક કામ કર. આ-વતી કાલે તે છોકરીને મળવા માટે, તું લક્ષ્મીપ્રસાદને બંગલે જા. લક્ષ્મીપ્રસાદનો મુનિમ બુદ્ધિપ્રસાદ ઘણો લુચ્ચો માણસ છે. તે છોકરી

સંબંધી તે ત્હને ખરો પત્તો લાગવા દેશે નહિ. પરંતુ તેની સાથે બુદ્ધિપ્રસાદ કેવા સંબંધથી વર્તેછે તે તું તરતજ સ્હમજી શકે તેમ છે. વળી બંગલામાં કોઇ ગુપ્ત સ્થાન હોય તો તેની પણ તપાસ કરજે. મ્હારી માન્યતા એવી છે કે લક્ષ્મીપ્રસાદે જરૂર પૂરતા રૂપિયા પોતાની સાથે લીધા હોવા જોઇએ અને બાકીની બધી સંપત્તિ ઘરમાં કોઇ ગુપ્ત સ્થળે રાખી હોવી જોઇએ. જો મ્હારી આ કલ્પના સત્ય ઠરે તો સમુદ્રમાંથી બચાવવામાં આવેલો મનુષ્ય તે લક્ષ્મીપ્રસાદ જ હોવો જોઇએ એમ સિદ્ધ થાય છે. શું કરૂં ? અત્યારે તેના બંગલા પર પોલિસખાતા તરફથી સખ્ત ચોકસાઇ રાખવામાં આવેછે. નહિતર હું જાતે જઇને જ બધી બાતમી મેળવી લાવત."

"ઠીક છે." માયા બોલી: "આવતી કાલે સ્હવારે હું લક્ષ્મીપ્રસાદને બંગલે જઇશ અને બની શકશે તેટલી માહિતી મેળવી લાવીશ. મ્હને પોલિસનો લેશમાત્ર પણ ભય નથી હં. પણ લક્ષ્મીપ્રસાદના મુનિમનું નામ તો બુદ્ધિપ્રસાદ છે ને ?"

"હા;" કૃષ્ણકાન્ત સ્મિત કરતો બોલ્યો: "આપણે તેના નામનું શું કામ છે? આપણે તો લક્ષ્મીપ્રસાદને પકડવાની જરૂર છે. આવતી કાલે બપોરના સમયે હું ત્હને મળવા અહિં આવું ત્યારે કંઇ સારી વધામણી આપી શકે તેમ કરજે. માયા, સાવધાનતાપૂર્વક વર્તજે. ત્હને વધુ સૂચના કરવા જેવું તો છે જ નહિ."

ત્યારબાદ કૃષ્ણકાન્ત ત્યાંથી ચાલ્યો ગયો. માયા અને કૃષ્ણકાન્ત જૂદા જૂદા સ્થળે રહેતા હતા તેનું કારણ એટલુંજ હતું કે કોઇને તેમના માટે શક રાખવાનું કારણ મળે નહિ. પરંતુ આ પ્રમાણે ગુપ્તરીતે તેઓ દરરોજ મળ્યા વગર રહેતાં નહિ.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાંની સાથે માયા કપડાં પહેરીને તૈયાર થઇ ગઇ અને એક ભાડાની ગાડી કરીને લક્ષ્મીપ્રસાદના બંગલે જવા સારૂ નીકળી પડી. અલ્પ સમયમાંજ ગાડી બંગલા પાસે આવી પહોંચી એટલે માયા ગાડીમાંથી ઉતરી પડી. ગાડીવાળાનું ભાડું ચુકાવીને તે બંગલામાં ચાલી ગઇ. તેણે બંગલાનું દ્વાર ખખડાવ્યું ત્યારે બુદ્ધિપ્રસાદ દિવાનખાનામાં બેઠો હતો. દિનકર આવ્યો હશે, એવી કલ્પના કરીને તેણે તરત જ દ્વાર ઉઘાડયું. પરંતુ દ્વાર ઉઘડતાંની સાથેજ દિનકરને બદલે એક અજાણી સ્ત્રીને બંગલામાં પ્રવેશ કરતી જોઇને તે આશ્ચર્ય પામ્યો. એક ગૃહસ્થની સ્ત્રીને શોભે એવો પોષાક માયાના અંગપર હોવાથી, બુદ્ધિપ્રસાદ બે ચાર ડગલાં

પાછો હઠી ગયો. તેને બહાર કાઢવાની તેની હિંમત ચાલી નહિ. સભ્યતાપૂર્વક માયાનું સ્વાગત કરવાની તેને ફરજ પડી. તે તેને દિવાનખાનામાં લઇ ગયો. અને એક ખુરસીપર બેસવાનો નેત્રસંકેત કર્યો. માયા ખુરસીમાં બેઠી એટલે બુદ્ધિપ્રસાદે પૂછ્યું: "આપ કોની પાસે આવ્યાં છો વારૂ?"

"મ્હારૂં નામ માયા છે. હું લક્ષ્મીપ્રસાદશેઠની પુત્રીને મળવા આવીછું. તેની માતા કમળા સાથે મ્હારે ઘણોજ સ્નેહ હતો. કમળા મ્હારી દૂરની બ્હેન થતી હતી. લક્ષ્મીપ્રસાદની પુત્રીની હું માશી થાઉંછું. મ્હારી બદલ કોઇ પણ પ્રકારનો સંશય રાખવાની જરૂર નથી."

"પરંતુ હાલ તે અહિંઆં છે એવું તમને કોણે કહ્યું?" બુદ્ધિપ્રસાદ આશ્ચર્ય પામતો બોલ્યો.

"મ્હને કોઇએ કંઇ કહ્યું નથી. પરમ દિવસે રાત્રિએ લક્ષ્મીપ્રસાદના બંગલામાં દરોડો પડયો હતો અને શેઠ બલૂનમાં બેસીને ઉડવાનો અભ્યાસ કરતાં તેમના બલૂનને અકસ્માત થયોછે એવું વર્તમાનપત્રોમાં વાંચતાં મ્હને ચિંતા થવા લાગી. આ ઉપરથી હું તેમની ખબર કાઢવા સારૂ અહિં આવી છું. બંગલા પાસે મ્હારી ગાડી આવી પહોંચી ત્યારે મ્હારી ભાણેજને બાજૂના દિવાનખાનાના દ્વારમાં પીઠ ફેરવીને ઉભેલી મ્હેં જોઇ હતી."

હવે બુદ્ધિપ્રસાદ કંઇ પણ બોલી શકયો નહિ. તે ત્યાંથી ઉઠીને ઉષાના દિવાનખાનામાં માયાના આગમનની ખબર આપવા ગયો. માયા દિવાનખાનામાં એકલી પડી. તેણે દિવાનખાનામાં બારીક દૃષ્ટિથી તપાસ કરવા માંડી, પરંતુ એકે પણ ગુપ્ત દ્વાર કે ગુપ્ત સ્થળ તેના જોવામાં આવ્યું નહિ.

ઉષાના દિવાનખાનામાં જઇને બુદ્ધિપ્રસાદ બોલ્યો: "બ્હેન! માયા નામની કોઇ સ્ત્રી આપને મળવા સારૂ આવી છે."

"માયા કોણ? તે સ્ત્રી મ્હારા પિતાશ્રીને ઓળખે છે કે?" ઉષા બોલી.

"શેઠની સાથે તે સ્ત્રીનો પરિચય છે કે કેમ, તે હું જાણતો નથી. તે કહે છે કે આપનાં માતુશ્રી સાથે તેને સ્નેહ હતો. તેમજ તે તેમની દૂરની બ્હેન થાય છે. પરંતુ મ્હેં તેને કદિ પણ આપણા બંગલામાં આવેલી જોઇ નથી. તમે તેની સાથે સાવધાનતાપૂર્વક વાતચિત કરજો. કંઇ પણ હકીકત તમે તેને કહેશો નહિ. કારણ કે કદાચિત્......"

" હેં ? તે મ્હારી માશી થાય છે ? " એટલું બોલીને, બુદ્ધિપ્રસાદની સૂચના પૂરેપૂરી સાંભળ્યા વગર ઉષા પાસેના દિવાનખાનામાં દોડતી નાઠી. તેના મનમાં એમ હતું કે પોતાની માતા સંબંધી કંઇ પણ હકીકત પોતાની માશી પાસેથી અવશ્ય મળી શકશે. દિવાનખાનામાં પ્રવેશ કરતાંની સાથે જ તે માયા પાસે જઇને ઉભી રહી અને બોલી: " તમારૂંજ નામ માયા કે ? તમે મ્હારાં માશી થાવ છો ને ? મ્હારી માતા સંબંધી કંઇ પણ માહિતી તમે મ્હને આપી શકશો કે ? "

" હા; દીકરી. " માયાએ ઉષાને છાતી સરસી ચાંપી અને સ્મિત કરતી કોમળ સ્વરે બોલી: " બેટા, તું તો ત્હારી માતાની પ્રતિમૂર્તિ જ છે. ત્હારી માતા પણ જ્યારે ત્હારા જેવડી હતી ત્યારે ત્હારા જેવી જ દેખાતી હતી. ત્હારા પિતાને પણ હું સારી રીતે ઓળખું છું."

" માશી ! મ્હારા પિતાશ્રી સંબંધી જે કંઇ પણ હકીકત તમારા જાણવામાં હોય તે મ્હને કૃપા કરીને સત્વર કહો. " ઉષા માયા પ્રત્યે સોત્કંઠિત વદને નિહાળી રહી.

" આ તો કમળાનોજ અવતાર ! સ્વભાવ પણ તેના જેવો જ આકળો છે. " માયા આ પ્રમાણે સ્વગત પણ ઉષા સાંભળી શકે તેમ બોલી ને તે ઉષા પ્રત્યે તાકી રહી. થોડી વાર રહીને તે સ્મિત કરતી પુન: બોલવા લાગી: " બેટા, ત્હારા પિતાની સાથે મ્હારો પરિચય હતો પરંતુ તે માત્ર થોડા દિવસનો. ત્હારા પિતાશ્રી મ્હારા બનેવી થાય. જ્યારે હું ન્હાની હતી ત્યારે તેમની ખૂબ મશ્કરી કરતી. પરંતુ એ બધા આનંદ વિનોદના દિવસો હવે અદૃશ્ય થયા છે. મ્હારૂં લગ્ન થયું અને હું સાસરે ગઇ ત્યારપછી ત્હારા પિતાશ્રીને હું બિલકુલ મળી શકી નથી. આટલી લાંબી મુદતે પરમ દિવસે સ્હાંજે બોરીબંદર સ્ટેશન સ્હામેની ' પીપલ્સ ફ્રી લાઇબ્રેરી 'માં તેઓ મ્હારામાં જોવામાં આવ્યા હતા. મ્હેં તેમને ઓળખી લીધા હતા, પરંતુ તેઓ મ્હને ઓળખી શક્યા નહિ હોય એમ મ્હને લાગેછે. તેમજ ત્યાં ઘણાં માણસો બેઠેલાં હોવાથી, તેમની પાસે જઇને નાનપણની વાતો યાદ કરાવીને મ્હારૂં ઓળખાણ કરાવવું એ મ્હને પણ ઠીક લાગ્યું નહિ. તેથી મ્હેં તેમનો બંગલો ક્યાં છે તે સંબંધી માહિતી મેળવી લીધી અને આજે તેમને મળવા સારૂ અહિં આવી છું. પરંતુ " બુદ્ધિપ્રસાદને દિવાનખાનામાં પ્રવેશ કરતો જોઇને માયા બોલતાં અટકી ગઇ.

"બ્હેન !" દિવાનખાનામાં દાખલ થતાં થતાં બુદ્ધિપ્રસાદ બોલ્યો: "છૂપી પોલિસના બે અમલદારો આપને મળવા માટે આવ્યા છે."

તરત જ છૂપી પોલિસના અમલદારોએ પણ બુદ્ધિપ્રસાદની પાછળ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. બુદ્ધિપ્રસાદ દિવાનખાનાનાં દ્વારમાં જઇને ઉભો રહ્યો. ઉષાએ તેઓ શા માટે અહિં આવ્યા હતા તે બદલ પૂછ પરછ કરી. ત્યારે તેમાંનો એક અમલદાર બોલ્યો: "પરમદિવસે અહિં જે દરોડો પડ્યો છે તેની તપાસ કરવા માટે અમે અહિં આવેલા છીએ. તમે લક્ષ્મીપ્રસાદશેઠના શું સગા થાવ છો ?"

"હું તેમની પુત્રી થાઉં છું. મ્હારૂં નામ ઉષા છે." ઉષા બોલી.

"એમ કે ?" એટલું કહીને તે અમલદાર દિવાનખાનામાંની એક ખુરસી પર બેઠો અને ઉષાને લક્ષ્મીપ્રસાદ સંબંધી હકીકત પૂછવા લાગ્યો. પેલો બીજો અમલદાર બંગલામાં તપાસ કરવા સારૂ ચાલ્યો ગયો. તે છૂપી પોલિસનો અમલદાર હોવાથી બુદ્ધિપ્રસાદ તેને કોઇ પણ જાતનો અટકાવ કરી શક્યો નહિ. તેણે ઉષાના દિવાનખાનામાં પણ તપાસ કરી. થોડીવાર પછી માયા વગેરે બેઠાં હતાં તે દિવાનખાનામાં પેલો અમલદાર આવ્યો અને પોતાના સોબતીને નેત્રસંકેત કર્યો. તરત જ પેલો બીજો અમલદાર ત્યાંથી ઉઠ્યો. બન્ને જણા વાંચનાલયમાં ગયા. ત્યાં તેમણે કેટલીક વાર સુધી વાતચિત કરી અને પછી પુનઃ ઉષા પાસે આવ્યા એટલે તેમાંનો એક બોલ્યો: "ઉષા બ્હેન ! તમારે અમારી સાથે પોલિસ થાણામાં સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ પાસે આવવું પડશે."

"શા માટે ?" ઉષા બોલી.

"કાયદાને અનુસરીને તમારે સાહેબની રૂબરૂમાં જુબાની આપવી પડશે, તેમજ તમે લક્ષ્મીપ્રસાદનાં પુત્રી છો અને આ બંગલામાં રહેવાનો તમને અધિકાર છે, તે બાબતની પણ તમારે સાહેબને ખાત્રી આપવી પડશે. કારણકે લક્ષ્મીપ્રસાદ અવિવાહિત હતા એવું ઑફિસના 'રેકર્ડ' ઉપરથી સાબીત થાય છે."

"તેમાં શી હરકત છે" માયા વચ્ચેજ બોલી ઉઠી: "ઉષા ! ચાલ હું ત્હારી સાથેજ આવું છું અને તું લક્ષ્મીપ્રસાદની પુત્રી થાય છે તેની સાક્ષી પણ આપું છું. બહુ બહુ તો ત્યાં જઇને આપણે અર્દ્ધા કલાકમાંજ પાછાં આવી પહોંચશું."

હવે શું કરવું તેની ઉષાને ચિન્તા થવા લાગી. એટલામાં, 'આવ, આવ, દિનકર !' એ પ્રમાણે બુદ્ધિપ્રસાદ મોટેથી બોલી

ઉઠયો. દિનકરને આવી પહોંચેલો જોઇને બુદ્ધિપ્રસાદને હિંમત આવી. દિનકર દિવાનખાનામાં દાખલ થયો. ત્યાં માયા અને બે પોલિસ અમલદારોને જોઇને તે આશ્ચર્ય પામ્યો. તે ત્રણે વ્યક્તિઓ પ્રત્યે સંશય-પૂર્ણ દૃષ્ટિ ફેંકતાં દ્વારમાં પ્રવેશ કર્યા પછી માત્ર પાંચ સાત ડગલાં આગળ ચાલીને તે ઉભો રહ્યો.

"કેમ દિનકર !" સ્મિત કરતી માયા બોલી: "આમ આશ્ચર્ય પામવાનું કંઇ કારણ ? મ્હને અહિં આવેલી જોઇને તમને આશ્ચર્ય થાયછે કે ? હું ઉષાની માશી થાઉંછું અને તેથી જ તેને મળવા સારૂ અહિં આવીછું."

પેલા બે પોલિસ અમલદારોમાંનો એક દિનકરને ઉદ્દેશીને બોલ્યો: "તમે કોણ છો ? અત્યારે અહિં આવવાનું તમને શું પ્રયોજન છે ?"

"હું પણ તમને એજ પ્રશ્ન પૂછુંછું કે તમે કોણ છો ? અને અહિં શા માટે આવ્યા છો ?" દિનકર નીડરતાપૂર્વક બોલ્યો.

"અમે છૂપી પોલિસના અમલદારો છીએ અને ગુપ્ત તપાસ કરવા માટેજ અહિં આવેલા છીએ." પેલો અમલદાર સહજ રુવા-બથી બોલ્યો.

"તમે છૂપી પોલિસના અમલદાર છો કે ?" ઉષાને સંબોધીને દિનકર બોલ્યો: "ઉષાબ્હેન, આ લોકોએ તમને શા શા પ્રશ્નો પૂછ્યા છે ?"

"તે લોકો મ્હને પોલિસ સ્ટેશન પર લઇ જવા સારૂ આવ્યા છે." ઉષા બોલી.

તે બન્ને અમલદારો પ્રત્યે તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકતો દિનકર ક્રુદ્ધસ્વરે બોલ્યો: "છૂપી પોલિસના તમામ અમલદારોને હું સારી રીતે ઓળખું-છું. તમે કોઇ ઉઠાવગીર હો એમ મ્હને લાગેછે. અહિંથી સત્વર ચાલ્યા જાવ ! તમે ગમે તેવા અમલદાર હશો તો પણ માજીસ્ટ્રેટ સાહેબના લિખિતવાર હુકમ સિવાય કોઇના મકાનમાં પ્રવેશ કરવાનો તમને અધિકાર જ નથી."

"અરે પ્રભુ !" માયા આશ્ચર્યપૂર્ણ સ્વરે બોલી: "દિનકર ! શું આ લોકો ખરેખરા છૂપી પોલિસના અમલદારો નથી ?"

"મિસ્ટર !" પેલો અમલદાર બોલ્યો: "સરકારી કામમાં ખલલ કરવી છોડી દ્યો. તે છોકરીને અમારી સાથે પોલિસ સ્ટેશનપર લઈ જવી પડશે."

"લઇ જાઓ જોઇએ !" દિનકર દૃઢતાથી બોલ્યો.

"એમ કે ?" પોતાના સોબતીને ઉદ્દેશીને તે અમલદાર બોલ્યો: "તું આ છોકરાની સંભાળ રાખ. હું આ લુચ્ચાને હાથકડી પહેરાવી દઉં છું. ચાલો આને પણ થાણાપર લેતા જઇએ એટલે તેને પણ આપણા અધિકારનું ભાન થાય." એટલું કહીને તે અમલદાર દિનકરના અંગપર ધસ્યો.

પોતાની તરફ ધસી આવતો અમલદાર નજીકમાં આવી પહોંચ્યો કે તરત જ દિનકરે તેની છાતીમાં એક એવી તો મુક્કી મારી કે તે પૃથ્વી પર પટકાઇ પડ્યો. પરંતુ તરત જ તે ઉભો થયો. તેઓ બન્ને દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા. એટલામાં માયાનો પગ દિનકરના પગને અડકવાથી તે નીચે પડી ગયો. માયાએ ઇરાદાપૂર્વક આંટી નાખીને પોતાને પાડી દીધો હશે એવી કલ્પના સુદ્ધાં દિનકર કરી શક્યો નહિ. પરંતુ દિનકર તરત જ પુનઃ ઉભો થઇ ગયો. પેલો બીજો અમલદાર ઉષાનો હાથ પકડીને દિવાનખાનાની બ્હાર જવા લાગ્યો. બુદ્ધિપ્રસાદે તે અમલદારને જોરથી ધક્કો માર્યો એટલે તે ભૂમિપર પટકાયો અને ઉષાનો હાથ તેના હાથમાંથી છૂટી ગયો. પરંતુ તરત જ તે ઉભો થઈ ગયો અને બુદ્ધિપ્રસાદ સાથે મલકુસ્તી કરવા લાગ્યો. બુદ્ધિપ્રસાદ અને દિનકર બન્ને શરીરે મજબૂત હતા. તેમણે પોતપોતાના શત્રુઓને જોતજોતામાં ભૂમિપર પટકી દીધા અને તેમની છાતીપર ચ્હડી બેઠા. તેમણે તે હરામખોરોના ખિસ્સામાંથી એકેક 'રિવોલ્વર' કાઢી લીધી. દિવાનખાનામાં થઈ રહેલી ધમાધમીનો ધ્વનિ સાંભળીને લીલા પણ ત્યાં દોડતી આવી અને અન્ય નોકરચાકરો પણ ત્યાં ભેગા થઈ ગયા. ઉષા અને લીલા તો આ બનાવ જોઇને છેક જ ગભરાઇ ગયાં હતાં. તેઓ બન્ને રડતાં હતાં. માયા ભયભીત મુખમુદ્રાથી આમતેમ જોઈ રહી હતી એટલામાં દિવાનખાનામાં બે પોલિસ આવી પહોંચ્યા, દિનકર અને બુદ્ધિપ્રસાદે બદમાશોને તે સિપાઇઓને સ્વાધીન કર્યા અને તેમને સંક્ષિપ્તમાં સઘળી હકીકત કહી સંભળાવી. પોલિસ દાદા બન્ને બદમાશોને કેદ કરીને ચોકીપર લઈ ગયા.

સુશીલાબાઇના આશ્રમમાં આનંદમાં કાળ વ્યતીત કરનારી ઉષા અને લીલા આવું ભયંકર દશ્ય જિંદગી પર્યંત વિસરી શકી નહિ.

"શાબાશ !" દિનકરની પીઠ ઠોકતો બુદ્ધિપ્રસાદ બોલ્યો: "દિનકર, ઇશ્વરકૃપાથી તું બરાબર વેળાસર જ આવી ચઢ્યો ! ત્હારી સાવધાનતાને લીધેજ આજની આફ્ત નષ્ટ થઇ છે નહિંતર હું પોતે પણ ફસાઇ પડ્યો હોત."

"મ્હને લાગે છે કે થોડા દિવસ માટે તમે કોઈ અન્ય સ્થળે રહેવા જાઓ તો ?"

"નહિ, નહિ, આના જેટલું કોઇ પણ બીજું સ્થળ ભાગ્યેજ સુરક્ષિત હશે."

"મરજી ! આપણો કંઈ ખાસ આગ્રહ નથી. પ્રસંગ આવ્યે બધું સ્હમજાશે."

બુદ્ધિપ્રસાદે સ્મિત કર્યું. માયાનું હૃદય ધબકતું હતું. દિનકરને પોતાના મોહિનિઅસ્ત્રથી ઘાયલ કરવાની કૃષ્ણકાન્તની સૂચનાનું તેને સ્મરણ થયું. પણ અત્યારે દિનકર પ્રત્યે નેત્રકટાક્ષ કરવા જેટલી પણ હિમંત તે કરી શકી નહિ. લીલા અને ઉષા સર્વ પ્રત્યે દૃષ્ટિ ફેંકતાં ત્યાંજ ઉભાં હતાં.

દિવાનખાનામાં હવે શાન્તિ પ્રસરી રહી. બુદ્ધિપ્રસાદ કંઇ કામ નિમિત્તે ત્યાથી ચાલ્યો ગયો. દિનકર માયાની સામે પડેલી એક ખુરસી પર બેઠો. માયા પ્રત્યે સહેતુક દૃષ્ટિપાત કરતો તે બોલ્યો: "માયા ! કૃષ્ણકાન્ત સાથે તમારો સંબંધ થયાં કેટલોક સમય થયો હશે ?"

"ચાર છ મહિના થયા હશે !" માયા બોલી: "મને વાંચનનો શોખ હોવાથી હું હમેશાં વાંચનાલયમાં જતી અને તેમનું પણ ત્યાં જવું આવવું થતું. વાંચનાલયમાં જ અમારી પ્રથમ ઓળખાણ થઇ છે. પરમ દિવસે તમારી સાથે પણ અમારો મેળાપ ત્યાંજ થયો હતો. તે વખતે લક્ષ્મીપ્રસાદ પણ પુસ્તકાલયમાં હતા. પરંતુ તે મ્હને ઓળખી શક્યા નહોતા. તે મ્હને ન ઓળખી શકે એ પણ સ્વાભાવિકજ હતું, કારણ કે જ્યારે તેમની સાથે મ્હારો પ્રથમ મેળાપ થયો ત્યારે મ્હારી ઉંમર પણ માત્ર બાર તેર વર્ષનીજ હતી. મ્હારૂં લગ્ન પણ તે વખતે થયું નહોતું, ત્યારપછીથી ગયા પરમ દિવસ સુધીમાં તેમનો અને મ્હારો મેળાપ થવા પામ્યો નહિ. આથી તે મ્હને શી રીતે ઓળખી શકે ?" એટલું બોલી રહ્યા પછી ઉષા તરફ વળીને માયા બોલવા લાગી: "ઉષા, ત્હારી માતા મરણ પામી ત્યારે જ ત્હારા પિતાને મળવા આવવાનો મ્હેં વિચાર કરેલો. પરંતુ મળવાથી પણ શું ? મ્હારા બનેવીને મળવાથી ઉલટું તેમનું દુ:ખ તાજું થશે એમ ધારીને તેમને નહિ મળવાનો જ મ્હેં વિચાર કર્યો. પરંતુ મ્હારા કમનસીબે મ્હારા પતિદેવતા પણ ત્યારપછી અલ્પસમયમાં જ સ્વર્ગે સીધાવ્યા. મ્હારૂં સૌભાગ્ય નષ્ટ થઇ ગયું ! આથી ત્હારા પિતાને મળવા આવવાનો વિચાર મ્હારે અનિચ્છાએ મુલતવી રાખવો પડ્યો." પુન:

દિનકર તરફ વળીને માયા બોલી: "દિનકર ! કૃષ્ણકાન્ત વિદ્વાન્ હુશિઆર અને બહુશ્રૂત માણસ જણાય છે, નહિ વારૂ ?"

"હા; એમ લાગે છે ખરૂં ! તેમને ઘણી ભાષાનું જ્ઞાન હોય એમ મ્હને લાગે છે. તેમણે પ્રવાસ પણ ઘણા દેશોમાં કરેલો જણાય છે. કોઇ પણ વિષયની વાત નીકળી કે તેમાં તે ચગચુપાત કરી શકે છે. અમુક વિષયનું તેમને જ્ઞાન નથી એમ કોઇથી કહી શકાય તેમ નથી."

દિવાનખાનામાંના ઘડિઆળ પ્રત્યે દૃષ્ટિ ફેંકતી માયા બોલી: "ઉષા ! આજે તો બહુ મોડું થઇ ગયું છે, ઠીક. ત્યારે હું હવે રજા લઇશ."

"માશી ! તમારા વગર મ્હારૂં અહિં કોઇ જ નથી. વારંવાર મ્હને અવશ્ય મળતા રહેશો." ઉષાએ વિવેક દર્શાવ્યો.

"બેટા ! હું જરૂર આવતી રહીશ. ત્હને કંઈ જરૂર પડે તો મ્હને માણસ મોકલીને ખબર આપજે. કોઇ પણ જાતની ભિન્નતા માનીશ નહિ. હું કાંઇ પરકીય મનુષ્ય નથી. હવે તું મુંબઇ જેવા શહેરની નિવાસિની થઇ છે. ગ્રામ્ય જીવનના રીતરિવાજ ત્યજી દઇને હવે ત્હારે શહેરના રીતરિવાજનું અનુકરણ કરવાનું શીખવું પડશે. ધીમે ધીમે હુંજ ત્હને એ બધું શીખવીશ. બેટા ! ત્હારી મા મરણ પામી છે. પરંતુ હું ત્હારી માશી તો હજી હયાત છું ને ? હું ત્હારી માતાને ઠેકાણે છું. ત્હારે કંઇ પણ ચિન્તા રાખવાનું પ્રયોજન નથી."

એટલું બોલીને ઉષા અને લીલાની રજા લઇને, દિનકર પ્રત્યે એક પ્રેમકટાક્ષ ફેંકતી માયાએ ત્યાંથી ચાલતી થઇ. તરત જ ઉષા બોલી ઉઠી: "માયામાશી કેવાં સુશીલ અને વિવેકી છે ?"

લીલા કંઇજ બોલી નહિ. કારણકે માયાનું ભાષણ ત્હેને ફક્ત ટાયલા જેવું જ લાગ્યું હતું. માયા ગયા પછી તરત જ દિનકર પોતાની ખુરસી પરથી ઉભો થયો અને બોલ્યો: "ઉષા ! હું પણ હવે રજા લઉં છું. હવે તમારે બહુજ સાવધાનતાપૂર્વક રહેવાનું છે. બુદ્ધિપ્રસાદને પૂછ્યા વગર કોઇ પણ ઠેકાણે જશો નહિ. તેમજ કોઇ અજાણ્યા માણસને મળવાનું પણ બંધ રાખશો. હું હવે તમારા પિતાશ્રીની તપાસ કરવા જાઉં છું. સમુદ્રમાં ફરતા માછીમારના મછવા-પરના ખલાસીઓએ કોઇ માણસને બડતો બચાવ્યો છે એમ મ્હારા વાંચવામાં આવ્યું છે. તે માણુસ કોણ છે, તેની તપાસ મ્હારે આજે

જ કરવી પડશે.” એટલું બોલીને દિનકરને ત્યાંથી ચાલ્યો ગયો.

દિવાનખાનાના દ્વારમાંથી નીકળીને દિનકર ત્યાંથી જવા લાગ્યો એટલામાં બુદ્ધિપ્રસાદ ત્યાં આવી પહોંચ્યો. તેણે દિનકરનો હાથ પકડીને ઉભો રાખ્યો અને બોલ્યો: “દિનકર, તે સ્ત્રી-માયા કોણ હોવી જોઇએ? ત્હને શું લાગે છે?”

“તે દેખાય છે તો સુશીલ અને સુંદર! તેની હકીકત થોડે ઘણે અંશે ખરી પણ હોય.” દિનકર ગંભીર સ્વરે બોલ્યો.

“તે ગમે તેવી સુશીલ અને સુંદર જણાયછે, પરંતુ મ્હને તેના વિષે સંપૂર્ણ શક છે. હમણાંજ મ્હારા મનમાં એક કલ્પના ઉદ્‌ભવી છે, પરંતુ હું હમણાં તે ત્હને કહી શકતો નથી. દરરોજ સ્હાંજે ‘ટેલિફોન’ દ્વારા હું ત્હને નવીન સમાચાર આપતો રહીશ. જે દિવસે મ્હારા તરફથી કંઇ સમાચાર ન મળે તે દિવસે કંઇ નવાજૂની છે એમ ત્હારે સ્હમજી લેવું અને સત્વર અહિં આવવું.”

“વારૂ, આ વ્યવસ્થા ઉત્તમ છે. હમેશાં છ વાગ્યા પછી હું મ્હારે ઘેર જ રહીશ.” એટલું કહીને દિનકર ત્યાંથી ચાલ્યો ગયો.

“આ તરુણ પુરુષનો સ્વભાવ કેવો સાહસી, પ્રેમાળ અને ઉદાર છે!” દિનકર દિવાનખાનામાંથી ગયા પછી લીલા બોલી.

“મ્હને પણ તેમનો સ્વભાવ બહુ જ પસંદ પડ્યો છે. તેમની સાથે મિત્રતા બાંધવાની મ્હને ઘણીજ ઇચ્છા થાય છે.” ઉષા બોલી.

દિનકર જેવા ચાલાક મનુષ્ય સાથે મિત્રતા બાંધવાની ખાસ જરૂર છે. આવા સમયે તેના જેવો હુશિઆર માણસ આપણને બહુ ઉપયોગી થઇ પડે તેમ છે, દિવાનખાનામાં પ્રવેશ કરતાં બુદ્ધિપ્રસાદે દિનકર વિષેનો પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. ત્યારબાદ ઉષા અને લીલાને કેટલીક સૂચનાઓ કર્યા પછી બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો. લીલા અને ઉષા પણ પોતાના દિવાનખાના તરફ ચાલતાં થયાં.

## પ્રકરણ ૬ ઠું.

### બહાદુર બાતમીદાર.

બીજા ભલે કરે હાનિ, નઠારા દ્વેષથી બને,
હમેશાં તોય જે સાચું, ધરવું તે ઘટે તને.

લગભગ બાર વાગ્યાનો સમય થવા આવ્યો છે. જમીને પરવાર્યા પછી માયા આજે લક્ષ્મીપ્રસાદને બંગલે બનેલા બનાવનો વિચાર કરવા

લાગી. કૃષ્ણકાન્તના ઉતાવળીઆ સ્વભાવને લીધે જ પોતાના પ્રથમ પ્રયત્નમાં આજે વિઘ્ન આવી પડયું હતું. કૃષ્ણકાન્તને તે અંતઃકરણપૂર્વક ચ્હાતી હતી. તેની સાથે રહેવાથી તેને દ્રવ્યપ્રાપ્તિ પણ સારી થવા લાગી હતી. ગમે તેવાં ભયંકર કારસ્થાનામાં પણ તે કૃષ્ણકાન્તને આંતરિક સહાય આપતી હતી, છતાં બહારથી તેવાં કારસ્થાનોથી અલિપ્ત રહેવા માટે તે બહુજ સંભાળ રાખવાનો યત્ન કરતી હતી. આજે સ્હવારે તે ઉષા પાસે ગઈ ત્યારે પોતાને જણાવ્યા વગર બદમાશોને છૂપી પોલિસના માણસો તરિકે મોકલવાની જે વ્યવસ્થા કૃષ્ણકાન્તે કરી હતી, તેને લીધેજ બુદ્ધિપ્રસાદ વગેરે સર્વને પોતાના માટે સંશયગ્રસ્ત થવાનું કારણ મળ્યું હતું એવી તેની ખાત્રી થઇ હતી. આજે માયા કૃષ્ણકાન્ત પ્રત્યે અત્યંત ગુસ્સે થઇ હતી.

માયા વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠી હતી એટલામાં કૃષ્ણકાન્તે તેના દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેને જોતાંની સાથેજ તે ઘૂરકી ઉઠીઃ "આજે શુદ્ધિમાં નહોતા કે શું ? ?"

"સહજ ધીમે બોલ." દિવાનખાનામાં એકવાર ચોમેર દૃષ્ટિપાત કરીને ખુરસીપર બેસતાં કૃષ્ણકાન્ત બોલ્યોઃ "કેમ શું થયું ! તે છોકરી છટકી ગઇ કે ? '

"જવાની તે કયાં હતી ? એ રહી." માયા બોલીઃ હું જાતે જ ત્યાં ગઇ છું એમ જાણવા છતાં પણ આટલી બધી ઉતાવળ કરવાનું કંઇ કારણ ? ધારો કે તમે યોગ્ય વ્યવસ્થા કરી હશે એમ હું માનું, પરંતુ તમે માણસો પણ કેવા મોકલ્યા ? તદ્દન ઉચ્છૃંખલ ! જો આવી વ્યવસ્થા કરવાની હતી તો પછી મ્હને અગાઉથી તેની સૂચના કેમ ન કરી ?

"તું લક્ષ્મીપ્રસાદના બંગલે જવા નીકળી ત્યારપછી જ આ કલ્પના મ્હારા મગજમાં ઉદ્‌ભવી હતી. મ્હેં ત્હને તે બાબતની સૂચના કરી નહોતી તેમ છતાં તું એ બધું રહસ્ય સહજમાં સ્હમજી શકીશ એવી મ્હારી પક્કી ખાત્રી હતી. આ દાવ સવળો પડશે એમ મ્હારૂં ચોક્કસ માનવું હતું."

"અને એ દાવ સવળો પડવાની તૈયારી પણ હતી. પરંતુ બરાબર તે જ વખતે તમારો મિત્ર, પેલો 'ગુર્જર' પત્રનો બાતમીદાર દિનકર ત્યાં આકસ્મિકરીતે આવી ચઢયો. તેણેજ આપણી બાજી ધૂળમાં મેળવી."

"હેં ! દિનકરે જ આપણો બધો ખેલ બગાડયો ?"

"હા; અત્યારસુધીમાં પ્રત્યેક વખતે યશ મળવાથીજ તમને પોતાના માટે આત્મવિશ્વાસ ઉત્પન્ન થયોછે, અને તેથી જ તમે કોઇ પણ કાર્યમાં બહુ સાવધાનતા રાખતા નથી. પરંતુ, આ લક્ષ્મીપ્રસાદની બાબતમાં એમ ઉતાવળ કરવાથી ફાવી શકાય તેમ નથી. મ્હને લાગે છે કે તેના માણસો પણ બહુ જ હુશિઆર છે. લક્ષ્મીપ્રસાદ મરણ પામ્યો નથી પરંતુ હયાત છે. તે ગુપ્તરીતે મુંબઇમાંજ રહેતો હોવો જોઇએ એવી મ્હારી ખાત્રી છે. ટુંકામાં અત્યારસુધીમાં આપણે જે કામો કર્યાં છે, તે બધાં કરતાં આ કામ ઘણું મુશિબતભર્યું અને મહત્વનું છે. આવા કામમાં ઉતાવળ કરવાથી કે બેદરકારી રાખવાથી બિલકુલ યશ મળનાર નથી."

"વાહ વાહ; આજે તો ત્હારી જીભ વિદ્યુત્ ગતિથી ચાલી રહી છે ને શું? માયા! તું આટલું બધું પાંડિત્ય કોની પાસે બતાવે છે તેનું ત્હને ભાન છે કે?" કૃષ્ણકાન્ત ભવાં ચઢાવીને બોલ્યોઃ

"પોતાની ભૂલ કબૂલ નહિ કરતાં ઉલટું મ્હને ધમકાવો છો?" માયા દઢતાથી બોલવા લાગીઃ "હું તમારાથી લેશ માત્ર પણ ભય પામતી નથી. મ્હારા વગર તમને બિલકુલ ચાલવાનું નથી. આવા કટોકટીના પ્રસંગે મ્હારી મદદની તમને જ ખાસ આવશ્યક્તા છે."

"બહુ સારૂં લ્યો. મ્હારી ભૂલ થઇ. થયું હવે!" કૃષ્ણકાન્ત ઠંડો પડીને બોલ્યોઃ "લે, હવે શાન્ત થા! જે વ્યવસ્થા કરી તેમાં કંઇક ખામી રહી ગઇ હોં? પરંતુ એ લોકોને ત્યાં મોકલ્યા પછી જ મ્હારા મનમાં આ વિચાર ઉદભવ્યો હતો, સુભાગ્યે એટલું સારૂં થયું કે એ લોકોને મ્હેં સૂચના આપી ત્યારે મ્હારા મ્હોં ઉપર કપડું વિંટાળેલું હતું. અને તેથી હુ કોણ છું, તે તેઓ જાણી શકયા નહિ હોય. તે વખતે તો મ્હને એમ જ લાગ્યું હતું કે આ યુક્તિથી તે છોકરીને સત્વર આપણા કબજામાં લઇ શકાશે. અને પેલો લુચ્ચો દિનકર ત્યાં આવ્યો ન હોત તો આપણી યુકિત પાર પડત પણ ખરી!"

"તમે મ્હારી પણ ફજેતી કરી!" માયા ખિન્ન સ્વરે બોલીઃ "બુદ્ધિપ્રસાદના મનમાં મ્હારા વિશે સંશય ઉત્પન્ન થયોછે. હું ત્યાં રહી ત્યાંસુધી તે મ્હારા જ સામું જોયા કરતો હતો. લક્ષ્મીપ્રસાદે તેને પોતાના કારસ્થાનમાં સામિલ કર્યો હોય એમ મ્હને જણાય છે."

"કંઇ હરકત નહિ. તેની હિલચાલ પર આપણા માણસો સખ્ત દેખરેખ રાખે છે. અત્યાર સુધીમાં તે ઘરની બહાર નીકળ્યો જ નથી. તેના શિરનામાનો કંઇ પત્ર કે તાર આવ્યો નથી. તેમ જ તેણે પણ

કોઇને પત્ર લખ્યો નથી. લક્ષ્મીપ્રસાદે પોતાની બધી મિલ્કત ક્યાં છૂપાવી છે એ વાત તેનો એકાદ માણસ તો અવશ્ય જાણતો હોવો જ જોઇએ. ઘણે ભાગે તો તે છોકરી જ બધું જાણતી હોવી જોઇએ."

"એ છોકરી તો જાણે કમળાનોજ અવતાર! બરાબર તેની પ્રતિમૂર્તિ જ છે હોં?" માયા બોલી.

"તેણે ત્હારા માટે કેવો અભિપ્રાય બાંધ્યોછે!" કૃષ્ણકાન્તે પ્રશ્ન કર્યો.

"ઘણો જ ઉત્તમ. એ છોકરી હરિણી જેવી જ છે. મ્હેં તેને છાતી સરસી ચાંપીને ચુંબન કર્યું, અને હું તેની માશી થાઉં છું એવું તેને કહ્યું એટલે તેણે તે હકીકત સત્ય જ માની લીધી છે. મ્હારા પર તેને સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયોછે. જ્યારે હું અહિં આવવા માટે નીકળી ત્યારે મ્હને વારંવાર મળવા જવાનો તેણે આગ્રહ પણ કર્યો છે." એટલું બોલીને માયા કૃષ્ણકાન્ત પ્રત્યે તાકી રહી.

"ઠીક છે." કૃષ્ણકાન્ત થોડીવાર વિચાર કર્યા પછી બોલ્યો: "તું જે કહે છે તે બધું હું સત્ય જ માનું છું. આ કામમાં મ્હારા કરતાં ત્હારે વધુ શ્રમ લેવાનો છે. સગપણનું બ્હાનું બતાવવામાં ત્હેં જે ચતુરાઈ વાપરી છે તેથી જ તું આ કામમાં અવશ્ય ફતેહ મેળવી શકીશ. ત્હારૂં વર્તન કપટી છે, એવી શંકા પણ કોઇ કરી શકશે નહિં. પરંતુ હવેથી હું અને તું જાહિરરીતે સાથે ફરી શકશું નહિ. આપણે ઘણી જ સાવધાનતાથી રહેવું પડશે. લક્ષ્મીપ્રસાદને એક છોકરી છે, એવી બાતમી આપણને અત્યાર સુધી મળી નહિ એ કંઇ થોડા આશ્ચર્યની વાત નથી."

"પણ બુદ્ધિપ્રસાદ સંશયી માણસ છે. કઈ વખતે તેને મ્હારા વિષે કેવો વ્હેમ આવે, અને તે શું શું ખટપટ કરે તેનું કંઇ કહી શકાય નહિ."

"તું તેની બિલકુલ દરકાર રાખીશ નહિ. હું તેની હિલચાલ પર ચોવીશ કલાક સખ્ત નજર રાખીશ. પરંતુ માયા, અત્યારે મ્હારા મનમાં એક નવીન કલ્પના ઉદભવી છે. તું ઉષાના જેવો જ વેષ ધારણ કરી શકે ખરી કે?"

"હા; હા; ઘણી ખુશીથી. કેમ વારૂ?" માયા આશ્ચર્ય પામતી બોલી.

"ત્યારે એક કામ કર. જે મછવાવાળાઓએ તે બૂડતા મનુષ્યને બચાવ્યો છે તેમની પાસે આજે સાયંકાળે ઉષાનો વેષ પહેરીને

તું જા. અને તેમની પાસેથી બને તેટલી વિશેષ બાતમી મેળવી લાવ. આપણે સૌથી પહેલું તો એટલું જ નક્કી કરવાનું છે કે લક્ષ્મીપ્રસાદ જીવતો છે કે નહિ. જો તે જીવતો જ હશે તો ગમે ત્યારે પણ આપણો ઉદ્દેશ પાર પડશે જ. મછવાવાળાએ પાસે જઇને આંખમાં આંસુ લાવીને, પોતાના પિતાની શોધ કરવા આવી હોય એવો તું ઢોંગ કરીશ એટલે તેઓ ત્હને સત્ય બાતમી કહી સંભળાવશે. તેઓ દયાળુ હોય છે. તે વખતે કેવી રીતે વર્તવાની જરૂર છે એ સંબંધમાં મ્હારે તને કંઇ જ સૂચના કરવી પડે તેમ નથી.”

માયા કંઇ જ બોલી નહિ. તે કૃષ્ણકાન્ત પ્રત્યે એકીટશે જોઇ રહી. કૃષ્ણકાન્ત વિચાર કરતો આમતેમ દૃષ્ટિ ફેંકી રહ્યો હતો. થોડીવાર પછી તે એકદમ ખુરસીપરથી ઉભો થયો અને બોલ્યો: “ ઠીક. હું હવે જાઉંછું. ”

“ એમ કેમ ? થોડીવાર બેસોને ? ”

“ ના; ” કૃષ્ણકાન્ત સ્મિત કરતો બોલ્યો: “ ત્હારી પાસે રહું-છું ત્યારે મ્હને કંઇ કામ જ સૂઝતું નથી, આવા વખતે મ્હારૂં મન તદ્દન શાંત રહેવું જોઇએ. લક્ષ્મીપ્રસાદ સંબંધી ખટપટ પૂરી થાય કે તરત જ ત્હારી સાથે લગ્ન કરીને આપણે બન્ને સહવાસસુખ ભોગવશું. ” એમ બોલીને તેણે માયાના સુકુમાર ગાલ પર એક મધુર ચુંબન કર્યું. અને તરત જ તે ત્યાંથી ચાલતો થયો.

માયા સતૃષ્ણ દૃષ્ટિથી કૃષ્ણકાન્ત પ્રત્યે જોઇ રહી. વાઘ જેવા હિંસક, અને ક્રૂર પ્રાણી પણ પ્રણયની બાબતમાં તો કોમળ હોયછે એવો આ સૃષ્ટિનો નિયમ જ છે.

આતરફ સંધ્યાકાળ થવા આવ્યો એટલે દિનકર સમુદ્ર કિનારે જવા સારૂ નીકળી પડયો હતો. ફરતાં ફરતાં જે માછીમારે સમુદ્રમાં પડેલા મનુષ્યના પ્રાણ બચાવ્યા હતા તે માછીમારોમાંના એકની સાથે તેનો અચાનક રીતે મેળાપ થયો. દિનકરની પહેલાં કેટલા યે બાતમીદારો તે માછીમાર પાસે આવી ગયા હતા. પરંતુ તેમાંના કોઇને લક્ષ્મીપ્રસાદ સંબંધી કઇં પણ માહિતી નહિ હોવાથી, માછીમારે બચાવેલો માણસ કોણ હોવો જોઇએ તે સમજવાનો તેમના માટે માર્ગ જ નહોતો. દિનકર લક્ષ્મીપ્રસાદને સારી રીતે ઓળખતો હોવાથી, માછીમારે કહેલી હકીકતપરથી તે બરાબર અનુમાન કરી શકયો. માછીમારે અન્ય બાતમીદારોને જે હકીકત કહી હતી તે જ હકીકત દિનકરને પણ કહી. તેણે કહ્યું: “ મ્હારો મછવો સમુદ્રમાં ફરતો હતો તેવામાં એક ડૂબતો

મનુષ્ય મ્હારા જોવામાં આવ્યો. મ્હારો મછવો હું તેની પાસે લઇ ગયો અને તેને મછવા પર લઇ લીધો. તે વખતે તે મનુષ્ય ઘણો જ ગભરાઈ ગયેલો જણાતો હતો."

"તમે તે માણસને બચાવ્યો ત્યારપછી કોઇ બીજા મનુષ્યને સમુદ્રમાં ડૂબતો તમે જોયો હતો? અથવા કોઇ મનુષ્યનો મૃત દેહ તમારા જોવામાં આવ્યો હતો?" દિનકરે પ્રશ્ન કર્યો.

"ના; તે માણસને બચાવ્યા પછી કોઇ પણ મનુષ્યને મ્હેં બચાવ્યો નથી. તેમ જ કોઇ બીજા માછીમારે કોઇને બચાવ્યો હોય એવું પણ મ્હેં સાંભળ્યું નથી." માછીમારે સરળતાથી ઉત્તર આપ્યો.

"મછવા પર લીધા પછી તે મનુષ્ય માટે તમે શો બંદોબસ્ત કર્યો હતો?"

"કિનારે આવ્યા અમે તેને સહિસલામત રીતે મછવામાંથી ઉતાર્યો. પરંતુ તે મનુષ્યે પોતાની હકીકત કોઇને પણ નહિ જણાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી. કિનારે ઉતર્યા પછી તરત જ તે શહેરમાં ચાલ્યો ગયો. પછીથી અમે પોલિસને તે હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી હતી."

"તેની પાસે કંઇ પૈસા હતા કે?"

"હા; આશરે પાંચેક હજાર રૂપિયાની નોટો હતી. અમે તેને મછવા પર લીધો ત્યારે પોતાના ખિસ્સામાંની નોટો ભીંજાઇ ગઇ છે કે કેમ, તે બાબતની ખાત્રી કરવા સારૂ તેણે એક વાર નોટોનું બંડલ બહાર કાઢ્યું હતું."

"વારૂ, તે માણસનો ચ્હેરો કેવો છે? બરાબર યાદ લાવીને કહો જોઇએ."

માછીમારે પોતાને યાદ હતું તે પ્રમાણે તે મનુષ્યનો પોષાક અને તેની આકૃતિના સંબંધમાં વર્ણન કર્યું. એ સાંભળીને દિનકર કેટલીકવાર સુધી વિચારમાં પડી ગયો. ત્યારપછી તેણે પોતાના ખિસ્સામાંથી સો રૂપિઆની નોટો કાઢી અને તે માછીમારના હાથમાં મૂકી."

સો રૂપીઆની નોટો પોતાના હાથમાં આવીને પડેલી જોઇને માછીમાર સાશ્ચર્ય બોલી ઉઠયો: "આ શું?"

"કૃપા કરીને મ્હારૂં થોડુંક કામ કરો. આ રકમ હું તમને બક્ષિસ તરીકે આપું છું." દિનકર ધીમે રહીને બોલ્યો.

"મ્હારા શિરપર કંઇ આપત્તિ ન આવી પડે એવું ગમે તેવું તમારૂં કામ હું ખુશીથી કરીશ. મછવાની તપાસ રાખનાર બંદરના પોલિસ સાથે આ માણસના સંબંધમાં મ્હારે કેટલીક તકરાર થવા પામી

છે. હમણાં મ્હારે બહુ કાળજીપૂર્વક રહેવું પડે છે.” માછીમાર બોલ્યો.

“નહિ, નહિ; મ્હારૂં કામ કરવાથી તમને કંઈ પણ આપત્તિમાં ઉતરવું પડે તેમ નથી. તેમ જ પોલિસની પણ ભીતિ રાખવાની જરૂર નથી. જેના માટે હું આટલી બધી મહેનત કરૂં છું તે માણસ મ્હારો સ્નેહી છે. પરંતુ તેના કેટલાક દુશ્મનો તેની વિરૂદ્ધમાં ખટપટ કરી રહ્યા છે. તેઓ તેની સંપત્તિ મેળવવાની તેમ જ તેના પ્રાણ હરવાની ખટપટ કરે છે. સરકારમાં ફરીઆદી નોંધાવીને બદમાશોને પકડાવવાનો અમારો વિચાર છે. પરંતુ હજુ સાક્ષી પૂરાવા જોઇએ તેવા મળ્યા નથી. ત્યાં સુધી સરકાર પણ શું કરી શકે?”

“હં. પણ મ્હારે શું કામ કરવાનું છે તે કહી દો એટલે થયું.”

“પોલિસખાતાના અધિકારીઓ તેમજ વર્તમાનપત્રોના બાતમીદારો સિવાય જો કોઇ પણ માણસ તે મનુષ્ય સંબંધી કંઇ પણ હકીકત પૂછવા સારૂ તમારી પાસે આવે તો તમારે તેને એટલું જ કહેવું કે તે માણસની પાસે એક લોખંડી પેટી હતી અને સમુદ્ર કિનારે ઉતર્યા પછી તે લોખંડી પેટીને લઇને તે માણસ સામેની ગોદીમાં ચાલ્યો ગયો હતો. પરંતુ તરત જ તે ગોદીમાંથી પાછો ફર્યો હતો અને તે વખતે પેલી પેટી તેની પાસે નહોતી.”

“ઠીક. આ કામ તો મ્હારાથી થઇ શકશે.”

“અને તે સાથે એટલું પણ કહેવાનું કે તે માણસના માથાના વાળ શ્વેત થઇ ગયેલા છે અને તેણે દાઢી રાખેલીછે.”

“બસ એટલું જ ને?”

“હા; પણ મ્હેં કહ્યું તે બરાબર યાદ રહ્યુંને?”

“તમે નિશ્ચિંત રહો. મ્હારૂં કામ જોઇને આપ સંપૂર્ણ સંતોષ પામશો.”

“ઠીક છે.” કહીને દિનકર ત્યાંથી ચાલ્યો ગયો. માછીમારે રૂપિઆ સોની નોટો ખિસ્સામાં મૂકી. તેનો આનંદ ગગનમાં પણ સમાતો નહોતો.

દિનકર સામેની ગોદીમાં ચાલ્યો ગયો. ગોદીના મેનેજર સાહેબ પત્રો લખવામાં લીન થઇ ગયા હોવાથી દિનકર આવ્યો તેની તેમને ખબર પડી નહિ. થોડી વાર આમ તેમ નજર ફેરવીને દિનકર મોટેથી બોલ્યો: “કેમ સાહેબ, આજકાલ કામની ધમાલ બહુ ચાલે છે કે શું? આ રંક સેવક ઉપર સહજ કૃપાદષ્ટિ કરશો કે?”

મેનેજર સાહેબ ચમક્યા. તેમણે ઉંચી નજર કરી તો દિનકરને પોતાની સ્હામે ઉભેલો જોયો. મેનેજર સ્મિતપૂર્વક બોલ્યાઃ "અહો, દિનકર, આજે આપની સ્વારી અહિં ક્યાંથી? હં, હં, સ્હમજ્યો. પેલા બલૂનના અકસ્માત સંબંધી બાતમી મેળવવા માટે જ આવ્યા હશો." એટલું બોલીને મેનેજર સાહેબે પાસેની એક ખુરસી પર બેસવાનો નેત્રસંકેત કર્યો. ખુરસી પર બેસતાં બેસતાં દિનકર બોલ્યોઃ "વારૂ, તે મનુષ્યને બચાવનાર માછીમાર કેવો માણસ છે?"

"તેનું હૃદય સરળ છે. પરંતુ તેનો સ્વભાવ બીકણુ હોવાથી કોઇ પણ ભાંજગડમાં પડતાં તે બહુ ભય પામે છે. તેનામાં સભ્યતા તેમ જ પ્રમાણિકતા છે એટલું તો મ્હારે કહેવું જ પડશે." મેનેજર સાહેબ બોલ્યા.

"વારૂ. આજે તમારૂં થોડુંક-કામ પડ્યું છે. કરશોકે?"

"થોડુંક હશે તો કરીશ. પરંતુ મ્હારી શક્તિ કરતાં વધારે બોજો લાદવામાં આવશે તો હું ચગદાઇ મરીશ." એટલું બોલતાં મેનેજર સાહેબ હસી પડ્યા.

"ના, ના; કામ બહુ જ હલકું છે. તમે ચગદાઇ મરો તેવું નથી. બલૂનના અકસ્માત સંબંધી તેમ જ તે માછીમારે બચાવેલા મનુષ્ય સંબંધી બાતમી મેળવવા માટે તમારી પાસે પુષ્કળ મનુષ્યો આવશે. તમારે તે બધાંને માત્ર એટલુંજ કહેવાનુંછે કે તે માણસ તમને એક લોખંડી પેટી આપી ગયો છે અને તે આ ગોદીમાં મૂકી છે. પરંતુ તે પોતે જ સહી કરીને લઇ જાય તો તે પેટી આપવાની છે. પરંતુ તે સિવાય તે પેટી અન્ય કોઇ પણ મનુષ્યને સ્વાધીન નહિ કરવાનું તે તમને કહી ગયો છે"

"અને ધારો કે કોઇ મનુષ્ય તે પેટી લેવા આવે તો?"

"પેટી લેવા આવનાર માણસ પાસે તમે આપેલી પાવતી માગજોને એટલે પત્યું!"

"શાબાશ! દિનકર! ત્હારૂં ભેજું તો ન્હાનકડું છે પરંતુ તેમાં અક્કલ બહુ ભરી છે હોં? ભલે, હું, ત્હારા કહેવા પ્રમાણે કરીશ. પરંતુ આ વળી કંઇ ઓર જ રહસ્ય જણાય છે ને શું!"

"હાલ હું તે સંબંધી કંઇ પણ કહી શકતો નથી. બાજી પાર પડશે એટલે તમને બધું કહીશ. આતો એક પ્રકારની પ્રપંચજાળ પાથરીછે. કોઇને કોઇ તેમાં અવશ્ય સપડાશે જ. જોઇએ હવે કોણ સપડાય છે તે!" એમ બોલીને દિનકરે સ્મિત કર્યું.

"વારૂ, પણ આ અઠવાડિઆમાં મ્હારે નાટક કંપનીની બે ટીકીટો જોઇશે હોં કે? જો ટીકીટો નહિ મળે તો હવે હું કદિ પણ ત્હારૂં કામ નહિ કરૂં?"

"લ્યો. આ તમારી ટીકીટો." એમ કહીને દિનકરે પોતાના ખિસ્સામાંથી નાટક કંપનીની બે ટીકીટો કાઢીને મેનેજર સાહેબના હાથમાં મૂકી અને બોલ્યો: "તમે નાટકની ટીકીટો માગ્યા વગર રહેશો નહિ એ હું સારી રીતે જાણુંછું તો?"

"દિનકર! તમારે બાતમીદારોને તો ભારે મજા પડે છે હોં? નાટક, જલસા કે સભા, ગમે તે હોય પણ તમારે માટે તો ટીકીટો તૈયાર જ. પૈસા ખરચતાં પણ તમારા જેવો આનંદ અને ખાનપાન ન જ મળી શકે હોં?"

"એમાં મજા શાની? આવાં ક્ષુદ્ર નાટકો જોવા જઇને તો નાહક નિદ્રાનો પણ ભંગ થાય છે. એવી તે નાટક જોવામાં તમને શી મજા પડે છે. વારૂ?"

"તમારા જેવા અરસિક પુરૂષો નાટકની મજાને શી રીતે પિછાની શકે?"

"ઠીક લ્યો. જાણી તમારી રસિકતા!" સ્મિત કરતાં દિનકર બોલ્યો: "આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં જો કોઇ પણ મનુષ્ય તે પેટી લેવા માટે આવે તો મ્હને તરત જ ટેલિફોનથી ખબર આપજો. અને કોઇ ન આવે તો આ દાવ ખાલી ગયો એમ જ માનજો."

"કંઇ ફિકર નહિ. આવતી કાલે સ્હાંજે છ વાગ્યા સુધી હું અહિં જ હાજર રહીશ."

"ઠીક ત્યારે, સાહેબજી!" એમ કહીને દિનકર ખુરસી ઉપરથી ઉઠયો અને મેનેજર સાહેબ સાથે 'હસ્ત ધૂનન,' કરીને ત્યાંથી ચાલતો થયો. દિનકર ગોદીની બહાર નીકળી ગયો ત્યાં સુધી મેનેજર તેના પ્રત્યે એકી ટશે જોઇ રહ્યો અને સ્વગત બોલ્યો: "જેટલો બહારથી જણાય છે તેના કરતાં ત્રણ ગણો ભોંયમાં છે તો? કેવી તેની અપૂર્વ કલ્પનાશક્તિ!"

બીજે દિવસે સ્હવારે દિનકર લક્ષ્મીપ્રસાદ શેઠને બંગલે જવા નીકળ્યો. બંગલા પાસે પહોંચતાં બે ત્રણ વખત ચોમેર દૃષ્ટિપાત કરીને તે બંગલામાં દાખલ થયો. જો કે પોતાના હૃદયમાં ઉષા બદલ પ્રેમભાવના જાગ્રત થઇ છે એમ તે સ્હમજતો નહોતો તોપણ તેની સાથે સંભાષણ કરવાની અને તેની સાથે વખતો વખત મેળાપ કરવાની

દિનકરને બહુ ઉત્કંઠા થતી હતી. દિનકર બંગલામાં દાખલ થયો કે તરતજ બુદ્ધિપ્રસાદે તેને નવાજૂની જણાવવાની વિનંતી કરી. દિનકરે જે કંઇ બન્યું હતું તે તેને અથેતિ કહી સંભળાવ્યું. ત્યારપછી તે લીલા અને ઉષા બેઠાં હતાં ત્યાં ગયો. તેમની સાથે વાતચિત કરતાં કરતાં દિનકરની ખાત્રી થઇ ગઇ કે ઉષાનો સ્વભાવ ચિકિત્સક હતો, તેમ જ તે સંગીત કળામાં પણ પ્રવીણ હતી. પિતાનાં દર્શન નહિ થવાથી નિરાશ થયેલી ઉષાને તે વારંવાર આશ્વાસન દેવા લાગ્યો. આ પ્રમાણે ઉષા અને લીલા સાથે કેટલાક સમય સુધી જૂદા જૂદા વિષય પર ચર્ચા ચલાવ્યા પછી દિનકરે ત્યાંથી જવાની રજા માગી ત્યારે ઉષા બોલી; "દિનકર, હમેશાં અહિં આવીને તમારી તપાસ સંબંધી જે કંઇ નવાજૂની હોય તે કૃપા કરીને મ્હને અવશ્ય જણાવશો. એટલાથી યે મ્હારા સંતપ્ત આત્માને કંઇક આશ્વાસન મળશે."

"વારૂ, તેમ કરીશ. મ્હને જ્યારે જ્યારે અવકાશ મળશે ત્યારે ત્યારે હું અહિંઆં આવીશ. પરંતુ, હું તમારી સાથે વાતચિત કરતાં લાંબા સમય સુધી બેસી શકીશ નહિ."

"કંઇ હરકત નહિ. તમારી અનુકૂળતા પ્રમાણે આવજો. પરંતુ દરરોજ એક વખત અહિં અવશ્ય આવશો. તમારા આગમનથી મ્હને સહજ પણ કંટાળો આવે છે એવું તમે કદિ પણ માનશો જ નહિ."

લીલા અને ઉષાની રજા લઇને તેમના દિવાનખાનામાંથી દિનકર નીકળ્યો તો તેની રાહ જોઇને જ દિવાનખાનાની બહાર ઉભો રહેલો બુદ્ધિપ્રસાદ તેની નજરે પડ્યો. તેની સાથે કેટલીક વાર સુધી વાતચિત કરીને દિનકર પોતાના ઘેર આવ્યો અને મેનેજર સાહેબના ટેલિફોનની રાહ જોતો બેઠો.

દિનકર સ્વગત વિચારવા લાગ્યો: "બુદ્ધિપ્રસાદનો સ્વભાવ એટલો તો સંશયગ્રસ્ત છે કે હજી પણ તેને મ્હારાઉપર સંપૂર્ણ વિશ્વાસ નથી. લક્ષ્મીપ્રસાદ સંબંધી વિશેષ હકીકત પોતે જાણતો હોવા છતાં પણ હજુ તે મ્હારાથી કંઇક છૂપાવેછે. મ્હને પણ સામાન્ય બાતમીદાર જેવો જ તે સ્હમજે છે. પરંતુ એકાદ મુત્સદ્દિ કરતાં પણ બાતમીદારોના ભેજામાં ગુપ્તમાં ગુપ્ત સ્હસ્ય હોય છે એ વાત તે જાણતો હોય એમ લાગતું નથી." ભલે તે મ્હારા પ્રત્યે અવિશ્વાસ રાખે. હું ,મનુષ્ય તરિકેનું મ્હારૂં કર્તવ્ય અવશ્ય બજાવીશ. ગમે તેવું સંકટ સહન કરીશ પરંતુ સત્યનો પથ કદિ પણ નહિ ચૂકું. આમ વિચારતાં દિનકર બુદ્ધિપ્રસાદ પર ગુસ્સે થઇ ગયો. પરં પોતાની સભ્યતા અને કુશિ-

આરીથી બુદ્ધિપ્રસાદનો સંપૂર્ણ વિશ્વાસ પ્રાપ્ત કરવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો.

તેજ દિવસે સંધ્યા સમયે માછીમારોના મછવાઓ પડી રહેતા હતા ત્યાં એક તરુણ સ્ત્રી ફરતી ફરતી આવી. રૂદન કરીને તેનાં ચક્ષુ લાલ થઇ ગયાં હતાં. દિનકરને જે માછીમાર સાથે વાતચિત થઇ હતી તેની સાથે આ તરુણીનો પણ આકસ્મિકરીતે મેળાપ થયો. તેણે પોતાની આંખો લૂછતાં તે માછીમારને કરૂણાજનક સ્વરે પૂછ્યું: "આ મછવો આપનો છે કે?"

"હા; તમારે શું કામ છે?" એટલું બોલીને પોતાના હાફ-કોટના બન્ને ખિસ્સામાં હાથ ઘાલીને માછીમાર તે તરુણી પ્રત્યે એકીટશે જોતો ઉભો રહ્યો. ખિસ્સામાં હાથ પડતાંની સાથે જ માછી-મારને દિનકરે આપેલી નોટોનું સ્મરણ તાજું થયું.

"ભાઇ," તે તરુણી શોકાન્વિત વદને બોલી: "પરમ દિવસે મધ્યરાત્રિએ જે બૂડતા મનુષ્યના પ્રાણ કોઇ માછીમારે બચાવ્યા છે તે મ્હારા પિતાશ્રી જ હોવા જોઇએ એવી મ્હારી કલ્પના છે. તમે તે મનુષ્ય સંબંધી સવિસ્તર હકીકત મ્હને કૃપા કરીને જણાવશો કે?"

માછીમારે દિનકરે જણાવ્યા પ્રમાણે સર્વ હકીકત તે તરુણીને કહી સંભળાવી અને છેવટે તે બોલ્યો: "તે ગૃહસ્થ પોતાની ન્હાનકડી લોખંડની પેટીની એટલી બધી સંભાળ રાખતો હતો કે જાણે કે તે તેનું જીવન સર્વસ્વ ન હોય! સમુદ્ર કિનારે ઉતરતાંની સાથે જ તે પેટી લઇને તે સામેના ગોડાઉનમાં ચાલ્યો ગયો. હું તે શું કરે છે તે બારિકીથી જોતો અહિં જ ઉભો રહ્યો હતો. થોડા વખત પછી તે ગોડાઉનમાંથી પાછો ફર્યો પરંતુ તે વખતે પેલી પેટી તેના પાસે મ્હારા જોવામાં આવી નહિ."

"આપે સવિસ્તર હકીકત કહી સંભળાવીને મ્હારા પર અનહદ ઉપકાર કર્યો છે." તરુણીયે વિવેક દર્શાવ્યો.

"બાઇ, એમાં ઉપકાર શાનો? મ્હેં માત્ર મ્હારી ફરજ બજાવી છે. કોઇ પણ ડૂબતા મનુષ્યના પ્રાણ બચાવવા માટે ગમે તેટલી ખટપટ કરવી પડે તો પણ એક ખલાસી કદિ કંટાળતો જ નથી."

ત્યારબાદ તે તરુણી માછીમારની રજા લઇને ત્યાંથી ચાલી ગઇ. તે દૂર ગઇ એટલે માછીમારે દીર્ઘ નિ:શ્વાસ મૂકયો અને સ્વગત બોલ્યો: "તે ગૃહસ્થ આ છોકરીનો ખરેખરો પિતા હશે તો? તેને બિચારીને

ખોટું સ્હમજાવીને ફસાવવા બદલ મ્હને પશ્ચાત્તાપ થાયછે. પણ-રૂપિઆ સોનું ઇનામ કંઇ ઓછું કહેવાય કે?"

માછીમાર પાસેથી નીકળીને તે તરુણી સામેના ગોડાઉનમાં ગઇ. પોતાના નેત્રોમાંના અશ્રૂ લૂછતી લૂછતી તે મેનેજર સાહેબ પાસે જઇને ઉભી રહી અને દયાજનક સ્વરે બોલી: "સાહેબ, પરમ દિવસે મધ્યરાત્રિએ માછીમારોએ જે ગૃહસ્થને સમુદ્રમાંથી બચાવ્યો હતો તે મ્હારા પિતા થાય છે. તેમણે એક ન્હાની લોખંડી પેટી આપને સ્વાધીન કરી છે. તેમણે તે પેટી લાવવા માટે મ્હને આપની પાસે મોકલી છે તો કૃપા કરીને તે મ્હને આપો!"

"બાઇ" મેનેજર બોલ્યો: "તે ગૃહસ્થે મ્હને પેટી આપી છે એ વાત ખરી છે. પરંતુ જ્યારે તે પેટી મ્હેં મ્હારા કબજામાં લીધી ત્યારે મ્હેં તેને એક પાવતી લખી આપી છે. હું જણાવવાને દિલગીર છું કે તે પાવતી મ્હને પાછી મળે તો જ તે પેટી હું તમને આપી શકું તેમ છું. તે પેટી આ ગોડાઉનમાં સુરક્ષિત છે. તમે જો તે ગૃહસ્થનાં પુત્રી થતાં હો તો તે પેટી તમારી જ છે. પરંતુ વ્યવહારિકરીતે પાવતી મળ્યા વગર હું તે પેટી તમને કેવી રીતે આપી શકું? જેમ તે ગૃહસ્થની સાથે મ્હારે ઓળખાણ નહોતી તેમ તમને પણ હું ઓળખતો નથી. હું તમારા વચન પર વિશ્વાસ રાખીને, તે પેટી તમને શી રીતે સોંપી શકું? તમારા પિતાશ્રી પાસેથી તે પાવતી લઇ આવો એટલે હું તે પેટી તમને આપી શકીશ."

હવે તે તરુણી નિરૂત્તર થઇ મેનેજર સાહેબની રજા લઇને તે ત્યાંથી ચાલતી થઇ. તે થોડેક દૂર પહોંચી એટલે મેનેજર સાહેબ સ્વગત બોલ્યા: "આ વળી કંઇક ઓર જ રહસ્ય લાગે છે! પરંતુ તેની સાથે દિનકરને શો સંબંધ હશે?" તે તરુણી દૃષ્ટિમર્યાદા બહાર નીકળી ગઇ એટલે મેનેજર સાહેબ પોતાની ખુરસી ઉપરથી ઉભા થયા અને ટેલિફોનની ઓરડીમાં ગયા અને દિનકરને આ હકીકત કહી સંભળાવી.

અલ્પ સમયમાં જ દિનકર મેનેજર સાહેબ પાસે આવ્યો અને તેણે તેમને બધી હકીકત ફરીને પૂછી લીધી. મેનેજર સાહેબે તે તરુણીના સ્વરૂપનું જે વર્ણન કર્યું, તે સાંભળીને દિનકર વિસ્મય પામ્યો. કારણકે તે વર્ણન ઉષાના સ્વરૂપને તંતોતંત મળતું આવતું હતું. તેમ જ ઉષા આજે સંધ્યા સમયે ઘરની બહાર નીકળી જ નહોતી એ વાત પણ દિનકર ખાત્રીપૂર્વક જાણતો હતો. તે તરત જ પેલા માછી-

માર પાસે ગયો. તેણે પણ તે તરુણીનું વર્ણન મેનેજર સાહેબે કર્યું હતું તે જ પ્રમાણે કર્યું. દિનકર આ તરુણી કોણ હશે, તે સંબંધી વિચાર કરતો કરતો પોતાને ઘેર ગયો. ઘેર પહોંચ્યા પછી તેણે તરત જ બુદ્ધિપ્રસાદને 'ટેલિફોન' દ્વારા ઉષા આજે સંધ્યા સમયે બહાર ગઇ હતી કે કેમ, તે સંબંધી પૂછપરછ કરી. પરંતુ આજે ઉષા ઘરની બહાર નીકળી જ નહોતી એવું બુદ્ધિપ્રસાદે જણાવ્યાથી લક્ષ્મીપ્રસાદના શત્રુઓએ કોઇ સ્ત્રીને ઉષાનો વેષ પહેરાવીને સમુદ્ર કિનારે મોકલી હોવી જોઇએ એવી દિનકરની દૃઢ ખાત્રી થઇ.

બીજે દિવસે પ્રાતઃકાલ થતાંની સાથે જ સમુદ્ર કિનારાપરના ગોડાઉનમાં ગઇ રાત્રિએ દરોડો પડયો હતો તે બાબતની હકીકત 'મુંબઇ સમાચાર'માં પ્રસિદ્ધ થઇ. તે આ પ્રમાણે હતી.

"ગઇ કાલે મધ્યરાત્રિના સમયે કેટલાક બદમાશોએ ગોદીમાં દરોડો પાડવો શરૂ કર્યો હતો. પરંતુ પોલિસને અગાઉથી એ બાબતની કંઇ પણ બાતમી મળી હોવાથી, તેઓ ત્યાં સારી સંખ્યામાં હાજર હતા અને તમામ બદમાશોને પકડવામાં આવ્યા છે. કોઇ પણ મનુષ્યની ઉશ્કેરણીને લીધે જ આ દરોડો પાડવામાં આવ્યો છે એવું પોલિસખાતાનું માનવું હોવાથી, તેમણે બદમાશોને ખૂબ માર મારીને તે બાબતમાં તપાસ ચલાવી હતી. પરંતુ હરામખોરોએ માત્ર એટલું જ કબૂલ કર્યું છે કે અમુક ગૃહસ્થે તેમને પુષ્કળ પૈસા આપીને ચોરી કરવા સારૂ ગોડાઉનમાં મોકલ્યા હતા. તેમને પૈસા આપનાર ગૃહસ્થે પોતાના મ્હોં ફરતું કપડું વિંટાળેલું હોવાથી, તે ગૃહસ્થ કોણ છે, તેમ જ તેનું સ્વરૂપ કેવું છે, તે વિષે પોતે કંઇ જ જાણતા નથી એમ બદમાશો જણાવે છે. ગોડાઉનમાં એક ન્હાની લોખંડી પેટી છે તે લઇ આવવા માટે જ હરામખોરોને પુકળ પૈસા આપીને દરોડો પાડવા સારૂ તે ગૃહસ્થે મોકલ્યા હતા એમ પણ તેઓ જણાવે છે. આ કરતાં વિશેષ કંઇ પણ હકીકત હજી સુધી અમને મળી નથી."

જે ઉદ્દેશથી દિનકરે આટલી બધી ખટપટ કરી હતી તે સફળ થયો નહિ. લક્ષ્મીપ્રસાદના શત્રુઓને સપડાવવા માટે તેણે જે જાળ પાથરી હતી તેમાં ભળતા જ માણસો સપડાઇ ગયા. રાત્રિએ જ્યારે ગોડાઉનમાં દરોડો પડવાની તૈયારી હતી ત્યારે કૃષ્ણકાન્ત ગોડાઉનની સામેના અનાજના કોથળાઓની હાર પાછળ સંતાઇ રહ્યો હતો. તે રાત્રિએ સખ્ત ઠંડી પડી હોવાથી તેનું શરીર ટાઢથી ધ્રુજતું હતું. ઝાકળને લીધે તેનાં કપડાં ભીંજાઇ ગયાં હતાં. પોતાનો પ્રયત્ન પાર નહિ

પડવાથી તે નિરાશ થયો. પરંતુ દરોડો પાડનારાઓની સાથે ન જતાં કોથળાઓની હાર પાછળ સંતાઇ રહેવાથી પોતે બચી જવા પામ્યો છે, એવો વિચાર આવતાં તેણે પોતાના મનમાં સંતોષ માન્યો. બદમાશો અને પોલિસના સિપાઇઓ વગેરે ગોડાઉનમાંથી નીકળી ગયા પછી કૃષ્ણકાન્ત પોતાની જગ્યાએથી ધીમે રહીને ઉઠયો અને એક અજાણ્યા માર્ગે થઇને ગોડાઉનની બહાર જવા લાગ્યો: તે વિચારવા લાગ્યો: “ આ ઉપરથી એટલું તો નક્કી જ છે કે લક્ષ્મીપ્રસાદ હજી જીવતો છે. આજનો પ્રયત્ન નિષ્ફળ નિવડયો છે તેમાં પેલા લુચ્ચા દિનકરનો હાથ હોવો જોઇએ. કારણ કે પોલિસ લોકોએ જયારે મ્હારા મોકલેલા માણસોને પકડયા ત્યારે મ્હેં તેને જોયો હતો. લક્ષ્મીપ્રસાદ દિનકરને મળ્યો હોવો જોઇએ, અને તેઓ બન્નેએ સાથે મળીને જ આ જાળ પાથરી હોવી જોઇએ. ટુંકામાં હવે દિનકરની હિલચાલ પર પણ સખ્ત નજર રાખવી પડશે. આપણે પોતે વળી એટલા નશીબદાર કે કોથળાની હાર પાછળ લપાઇ જવાની સદ્‌બુદ્ધિ સુઝી અને પકડાઇ જતાં બચી ગયા. માત્ર આખી રાત ઠંડી સહન કરવાથી જ આપત્તિ દૂર થઇ ! ” આ પ્રમાણે વિચાર કરતો કૃષ્ણકાન્ત અનાજના કોથળાની ઉંચી ઉંચી હારોની ઓથે લપાતો છૂપાતો આગળ વધતો હતો. બંદરપરના કોઇ સિપાઇની હીલચાલ અગર તેનો સ્વર કાને પડતાં જ તે એકદમ અટકી જતો અને ચોમેર દષ્ટિપાત કરતો. પુનઃ શાન્તિ જણાય ત્યારે તે આગળ વધતો હતો. આમ મહા મુશિબતથી તે ગોડાઉનની બહાર નીકળી શક્યો. આ વખતે લગભગ સૂર્યોદય થવા આવ્યો હતો. ધીમે ધીમે તે પોતાના એક ખાનગી રહેઠાણ તરફ ચાલ્યો ગયો.

કૃષ્ણકાન્તે મુંબઇમાં લગભગ પાંચ છ મકાન ભાડે રાખ્યાં હતાં. જ્યારે જ્યારે વેષ બદલવાની જરૂર પડે ત્યારે ત્યારે ગમે તે સ્થળે પોતે હોય તોપણ તેમ કરવાનું તેને મુસ્કેલ લાગતું નહિ. કારણ કે એકાદ ઘર તો તે જ્યાં હોય ત્યાંથી અલ્પ સમયમાં પહોંચી શકાય એટલે દૂર હોય જ. વળી તેણે જ્યાં જ્યાં ઘર રાખ્યાં હતાં તેના ઘરમાલિકોને તે છ છ મહિનાનું ભાડું અગાઉથી ચૂકતે આપી દેતો હોવાથી, કૃષ્ણકાન્ત કયાં છે, અને તે શું કરે છે તેની તેઓને લેશમાત્ર પણ દરકાર નહોતી.

અલ્પ સમયમાં જ કૃષ્ણકાન્ત પોતાના એક મકાનમાં આવી પહોંચ્યો. તરતજ ભીનાં કપડાં કાઢી નાખીને તે પથારીમાં પડયો

અને નિદ્રાધીન થઇ ગયો. સ્હવારે લગભગ નવ વાગ્યા પછી તે જાગ્રત થયો અને કપડાં પહેરીને બહાર નીકળી પડયો. તે બોરીબંદર સ્ટેશન સામેના વાંચનાલયમાં આવ્યો. ત્યાં દૈનિક પત્રોમાં પ્રસિદ્ધ થયેલી દરોડા સંબંધી હકીકત તેણે વાંચી. એક ખુણામાં પડેલી ખુરસી પર બેઠાં બેઠાં વિચારગ્રસ્ત થઇ ગયો.

અલ્પ સમયમાં દિનકર પણ આ પુસ્તકાલયમાં આવી પહોંચ્યો. કૃષ્ણકાન્તની સાથે દૃષ્ટોદષ્ટ મળતાંની સાથે દિનકર કૃષ્ણકાન્ત પાસે ગયો.

"આવ; દિનકર!" કૃષ્ણકાન્ત સ્મિત કરતાં બોલ્યો: "આ વખતે તો ઘણા દિવસે ત્હારો મેળાપ થયો. કેમ શી નવાજૂની છે? કોઇના જાણવામાં યે ન હોય એવી એવી બાતમી તમે લોકો મેળવી શકોછો. આવી ગુપ્ત બાતમીઓ તમે કોણ જાણે કેવી રીતે અને કોની પાસેથી મેળવી શકો છો, તે આપણાથી તો કંઇ જ સ્હમજી શકાતું નથી."

"કૃષ્ણકાન્ત! કોઇ પણ ધંધામાં જોડાયા વગર તેની ખરી ખુબી અને મઝા સ્હમજી શકાય નહિ." દિનકર પાસેની ખુરસી પર બેસતાં બેસતાં બોલ્યો.

"વારૂ, પણ મ્હેં ગઇ કાલે વર્તમાનપત્રમાં વાંચ્યું છે કે ત્હારા સ્નેહી પેલા મિ. લક્ષ્મીપ્રસાદ બલૂનમાં ઉડીને જતા હતા તેવામાં બલૂનને અકસ્માત થવાથી તે સમુદ્રમાં પડી ગયા છે ને? તેમનું શું થયું! કંઇ પત્તો લાગ્યો કે નહિ?"

"કોણ જાણે? લક્ષ્મીપ્રસાદ સંબંધી માહિતી મેળવવાનું કામ બીજા બાતમીદારને સોંપવામાં આવ્યું છે. લક્ષ્મીપ્રસાદ મ્હારા સ્નેહી હોવાથી તેમના સંબંધી હકીકત નહિ મેળવવા માટે મ્હેં અમારા પત્રના અધિપતિને જણાવ્યું છે, કારણકે મરેલા માણસ સંબંધી હરઘડી ચર્ચા કરતાં મ્હને ભય ઉપજે છે. આવતી કાલે લક્ષ્મીપ્રસાદનું શબ સમુદ્રમાંથી મળી આવશે તો તે જોવા જવાની આપણી હિંમત ચાલી શકે તેમ નથી." દિનકર મ્હો ઢાવકું રાખીને બોલ્યો.

"હેં? લક્ષ્મીપ્રસાદનું શબ હજી પણ મળી આવશે એવું તું ધારે છે કે? ત્યારે માછીમારોએ બચાવેલો માણસ કોણ હશે?" કૃષ્ણકાન્ત પોતે વિસ્મય પામતો હોય તેવું મ્હોં કરીને બોલ્યો.

"તે ગમે તે હોય પરંતુ લક્ષ્મીપ્રસાદ તો નથી જ એ વાત નક્કી છે. કારણ કે બલૂનની સાથે તેમનો કંઇ પણ સંબંધ હોય એમ મ્હને લાગતું નથી, તેમજ વળી માછીમારે જે મનુષ્યના સ્વરૂપનું

જે વર્ણન કર્યું છે તે લક્ષ્મીપ્રસાદના સ્વરૂપથી તદ્દન ભિન્ન છે. ગમે તેમ હોય ને! મ્હારે શું? મ્હેં તો એ પંચાત જ પડતી મૂકી છે!"

"વારૂ, દિનકર! ગઇ રાત્રિએ સમુદ્ર કિનારાપરના ગોડાઉનમાં દરોડો પડયો હતો તે હકીકત વાંચી કે?"

"હા; પરંતુ મ્હને તો એ દરોડો પ્રત્યક્ષ જોવાનો લાભ અનાયાસે પ્રાપ્ત થયો હતો." કૃષ્ણકાન્ત પ્રત્યે સહેતુક દૃષ્ટિ ફેંકતો દિનકર બોલ્યો: "ગઇ રાત્રે મ્હારા એક મિત્રને ત્યાં મિજલસ હોવાથી હું તેના ઘેર ગયો હતો. ત્યાંથી પાછાં ફરતાં હું એ ધરપકડ વેળાએ અનાયાસે ત્યાં જઇ ચઢયો હતો."

"ગોડાઉનમાં દરોડો પડે એ તો આશ્ચર્યની વાત! ત્યાં એવી શી મહત્વની વસ્તુ મેળવવાની બદમાશોએ આશા રાખી હશે!"

"ગોડાઉનમાં ગઇ કાલે ચ્હા અને કોફીની દશ હજાર પેટીઓ આવી હતી ને?"

ખુરસી પર ડોકું નાખી દઇને કૃષ્ણકાન્ત ખડખડ હસવા લાગ્યો. દિનકર પણ કૃષ્ણકાન્તને હસતો જોઇને હસવા લાગ્યો. થોડી વાર રહીને તે બોલ્યો: "કૃષ્ણકાન્ત તમને એક વાત પૂછવાની ઇચ્છા છે. તે વાત વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ કરવાની નથી; સ્હમજ્યા કે?"

"ખુશીથી પૂછ."

"માયાની સાથે પરિચયમાં આવ્યે તમને કેટલોક સમય થયો હશે? તેના સંબંધમાં તમને કંઇ વિશેષ માહિતી છે કે?"

કૃષ્ણકાન્ત કંઇક સ્મરણ કરતો હોય તેવી મુખમુદ્રા કરીને બોલ્યો: "માયાને લગભગ એકાદ વર્ષ થયાં હું ઓળખું છું. મ્હારા એક મિત્રના લગ્ન પ્રસંગે હું તેના ઘેર ગયો હતો ત્યાં તેની સાથે મ્હારો પ્રથમ મેળાપ થયો હતો. ત્યારથી હું માયાને ઓળખું છું. જો કે મ્હને તેના પૂર્વ ઇતિહાસ સંબંધી વિશેષ માહિતી નથી તોપણ તે એક હુશિઆર, સુશિક્ષિત અને સુશીલ સ્ત્રી હોય એમ જણાય છે. ત્હને કેમ લાગે છે વારૂ?"

"અમારા લક્ષ્મીપ્રસાદશેઠની પુત્રી-ઉષાને તે એમ કહેતી હતી કે તે તેની માશી થાય છે. આ હકીકત સત્ય છે કે કેમ, તે જાણવા સારૂ જ તમને આટલી પૂછપરછ કરવી પડીછે."

"હા, હા; મ્હારી પાસે પણ તે એક વખત એમ જ કહેતી હતી. વારૂ, બીજા કંઇ નવીન?"

"વિશેષ તો કંઇ નથી. આવતી કાલે ના. ગવર્નર સાહેબના

હાથે એક ધર્માદા દવાખાનું ખોલવાની ક્રિયા થવાની છે. તે વખતે તેમનું અક્ષરે અક્ષર ભાષણ લખવા સારૂ મ્હારે જવું પડશે."

આ પ્રમાણે કૃષ્ણકાન્ત અને દિનકર વચ્ચે વાતચિત ચાલતી હતી એટલામાં ઘડીઆળમાં અગીઆર ટકોરા વાગ્યા. તરત જ જમવાનો વખત થયો હોવાથી બન્ને જણા ઉભા થયા અને પરસ્પર 'સાહેબજી' કહીને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

રસ્તે ચાલતાં કૃષ્ણકાન્ત સ્વગત વિચારવા લાગ્યો: "આ દિનકર બડો ઉસ્તાદ જણાય છે. પરંતુ મ્હારા વિષે હજી સુધી તેના મનમાં કંઇ પણ શંકા ઉદ્‌ભવી હોય એમ જણાતું નથી. પરંતુ તેના મનમાં મ્હારા વિષે પણ ક્યારે સંશય ઉદ્‌ભવે તે કંઇ કહી શકાય નહિ અને એટલા માટે પહેલાં તો તેનો જ કંઇ બંદોબસ્ત કરવો પડશે."

ગોડાઉનમાં પડેલા દરોડા સંબંધી ખટપટમાં દિનકરનો કંઈ પણ પ્રત્યક્ષ સંબંધ નહિ હોય એવી કૃષ્ણકાન્તે કલ્પના કરી. કારણકે જો તેની સાથે તેને કંઇ સંબંધ હોય તો વાતવાતમાં પોતે ત્યાં હાજર હતો એવું કહી દેત નહિ, એવો પણ તેણે વિચાર કર્યો. દિનકર પ્રત્યેનો તેનો રોષ કંઇક અંશે શાન્ત થયો. પરંતુ તે લક્ષ્મીપ્રસાદનો સ્નેહી હોવાથી, તેની વિરૂદ્ધમાં ચાલી રહેલી ખટપટની હકીકત જો તેના જાણવામાં આવશે તો તે પોતાના કામમાં આડે આવ્યા વગર રહેશે નહિ એવી પણ તેની ખાત્રી થઇ. ગમે તેમ કરીને દિનકરનો ઘાટ ઘડવાનો કૃષ્ણકાન્તે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૭ મું.

### શત્રુના સપાટામાં.

રાત્રિના દશ વાગ્યાનો સમય હતો. માયા એક પલંગપર પડી હતી. તે વિચારમગ્ન હતી એટલામાં કૃષ્ણકાન્ત તેના ઘેર આવ્યો. પલંગ પાસેની ખુરશીપર બેસતાં તે બોલ્યો: "માયા! લક્ષ્મીપ્રસાદ જીવતો છે એમાં લેશમાત્ર પણ સંશય નથી. ગઇ રાત્રે દરોડા સંબંધી માહિતી તેણે જ પોલીસને આપી હોવી જોઇએ એવું મ્હારૂં માનવું છે. પરંતુ ગોદીમાં દરોડા સંબંધી બાતમી તેને શી રીતે મળી હશે? આપણે પ્રથમ તો પોતાની બધી મિલ્કત તેણે પોતાના ઘરમાં રાખી છે કે પોતાની સાથે જ લઇને તે પલાયન કરી ગયો છે, તે બાબ-

તની ખાત્રી કરવી જોઇએ. લક્ષ્મીપ્રસાદ કોઈ પણ ગુપ્ત સ્થળે રહેતો હોવાથી તેનો પત્તો હાલ તરત લાગે એ મ્હને અસંભવિત જણાયછે. હવે ગમે તેમ કરીને પણ તેની છોકરી-ઉષાને આપણા કબજામાં લેવાની જરૂર છે. પોતાની છોકરી આપણા તાબામાં છે એવી લક્ષ્મીપ્રસાદને ખબર મળશે કે તરત જ તે ગમે ત્યાંથી પણ જાહિરમાં આવ્યા વગર રહેશે નહિં."

"પણ તે છોકરીને આપણા કબજામાં લેતાં વાર કેટલી?" માયા મર્દાની સ્વરે બોલી.

"એટલે? શું આપણે તેને એકદમ પકડી શકીએ તેમ છીએ?" કૃષ્ણકાન્ત બોલ્યો.

"પોતાના પિતા સાથે તે છોકરીનો મેળાપ કદિ પણ થયો નથી. એટલુંજ નહિ પરંતુ પોતાના પિતાની છબી સુદ્ધાં પણ તેણે અદ્યાપિપર્યંત જોઇ નથી એવું તેણે મ્હારી સમક્ષ કબૂલ કર્યું હતું." માયા બોલી.

ત્યારપછી કૃષ્ણકાન્ત અને માયા બન્ને જણાં થોડા સમય સુધી મૌન રહ્યાં. કૃષ્ણકાન્ત માયા પ્રત્યે પ્રેમભરી દૃષ્ટિ ફેંકતો બોલ્યો: "શાબાશ, માયા, મ્હારા કરતાં પણ ત્હારી કલ્પનાશક્તિ ચ્હડી જાય તેમ છે. તેં ઠીક માહિતી મેળવી લીધી. આપણે ગુહ્ય રીતે ઉષાને એવો સંદેશો પહોંચાડીએ કે તેનો પિતા તેને મળવા ચ્હાય છે, તે હયાત છે, અને તે વાત ગુપ્ત રાખવા પર જ તેનું જીવન અવલંબી રહ્યું છે. તે સંબંધી બુદ્ધિપ્રસાદ અથવા બીજા કોઇને કંઇ પણ કહેવું નહિ." થોડીવાર વિચાર કર્યા પછી કૃષ્ણકાન્ત પુનઃ બોલ્યો: "પણ આ સંદેશો તેને પહોંચાડવો કોની સાથે? અત્યારસુધી તે ગામડામાં રહેલી હોવાથી દિવાનખાનામાં સૂતી હશે ત્યારે રાત્રિએ દ્વાર ઉઘાડાં મૂકવાની તેને ટેવ પડી ગઇ હોવી જોઇએ. ત્યાં જઇને એક ચિઠ્ઠી ફેંકી દેવામાં આવે તો? ગમે તે ઉપાયે માત્ર એક વાર તેને આપણા કબજામાં લેવાની જરૂર છે. અને તેમ થયા પછીજ લક્ષ્મીપ્રસાદની સઘળી સંપત્તિનો પત્તો પણ મેળવી શકાશે. ધારો કે તે છોકરીને તેના પિતાની સંપત્તિ કયાં છે તે બાબતની માહિતી નહિ હોય, તોપણ ઉષા આપણા કબજામાં છે એવું સાંભળતાંની સાથેજ તેનો પિતા ગમે ત્યાંથી દોડતો આવી પોતાની સંપત્તિના ભોગે પણ તેને આપણા કબજામાંથી છોડાવવાનો પ્રયત્ન કર્યા વગર રહેશે નહિ. માયા! તે છોકરી પોતાના પિતાના હસ્તાક્ષર ઓળખે છે કે?"

"ના, તે વિષે પણ મ્હેં તેને પૂછી લીધું હતું. જ્યારે તે સુશીલાબાઇના આશ્રમમાં હતી ત્યારે તેના ખરચ માટે દર મહિને અમુક રકમ આવ્યે જતી. પરંતુ નાણાં મોકલનાર તરફથી કદિપણ પત્ર આવતો જ નહિ. તેમ જ જ્યારે તેને સુશીલાબાઇને સ્વાધીન કરવામાં આવી હતી ત્યારે જે પત્ર ઉષાની સાથે મળી આવ્યો હતો તેમાં પણ કોઇએ સહી કરેલી નહોતી. અને તે પત્ર જૂદી જૂદી ઢબથી લખેલો હતો. પોતાના પિતાના હસ્તાક્ષર કેવા છે તે સંબંધી પોતે કંઇ પણ જાણતી નથી, એમ તેણે મ્હને કહ્યું હતું."

"ઘણું જ ઉત્તમ! હવે તેને કેમ સપાટામાં લેવી તેની વ્યવસ્થા હું સત્વર કરૂં છું,"

"આપણે બહુ સાવધાનતાથી વર્તવાનું છે. આ કામ એટલું બધું સ્હેલું છે એમ માનીને બેદરકારી રાખશો તો આ વખતે પણ આપણો પ્રયત્ન પ્રથમની માફક નિષ્ફળ નિવડશે. સસલાનો શિકાર કરવો હોય ત્યારે સિંહના શિકારની તૈયારીઓ કરવી એ શાણા મનુષ્યને માટે બહુ અગત્યનું છે."

"બહુ સારૂં, રાણી સાહેબ, બીજી કંઇ આજ્ઞા છે?" કૃષ્ણકાન્ત સ્મિત કરતાં બોલ્યો અને જવાની તૈયારી કરવા લાગ્યો.

"કેમ આટલી બધી ઉતાવળ કરો છો? આજે પણ અહિં રહેવાનો વિચાર નથી કે શું?"

"નહિ, નહિ. આ કામ પૂર્ણ થતાં સુધી હું અને તું સાથે રહીએ છીએ. એવો સંશય સુદ્ધાં કોઇ પણ વ્યક્તિને આવે નહિં તેની ખાસ સંભાળ રાખવાની જરૂર છે."

માયા નિરાશ થઇ. કૃષ્ણકાન્તે તેને સ્નેહાલિંગન આપ્યું અને એક મધુર ચુંબન કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

મધ્યરાત્રિનો સમય થતાં લક્ષ્મીપ્રસાદના બંગલાના અગ્રભાગમાં આવી રહેલા ઉદ્યાનમાં એક વ્યક્તિ દાખલ થઇ અને લપાતી છૂપાતી બંગલાના પ્રવેશદ્વાર પાસે જઇને ઉભી રહી. તરત જ તેણે પોતાના ગજવામાંથી એક ન્હાના દડા જેવું કંઇ કાઢયું અને ઉપરના દિવાનખાનાના ખુલ્લા દ્વારમાં તે તાકીને ફેંક્યું. તરત જ દિવાનખાનામાંના પલંગ સાથે તે અફળાયાનો અવાજ તેના કાનપર આવ્યો. પોતાનું કામ પાર પડયું સ્હમજીને તે વ્યક્તિ આવી હતી તે માર્ગે થઇને ગુપચૂપ ચાલી ગઇ.

પલંગ સાથે કંઇક અફળાયાનો ધ્વનિ સાંભળતાંની સાથે જ ઉષા જાગી ઉઠી. દિવાનખાનામાં દીપકનો પ્રકાશ મંદ હતો. તેણે ચોમેર દૃષ્ટિ કરી પરંતુ મંદ પ્રકાશમાં તે કંઇ પણ જોઇ શકી નહિં. ઉષા પલંગ પરથી નીચે ઉતરીને દીપકની વાટ મોટી કરી તો પોતાના પલંગ પાસે કંઇ દડા જેવું પડેલું તેનાં જોવામાં આવ્યું. તે તેણે તરત જ ઉંચકી લીધું, તે દડા પર વિંટાળેલું કપડું કાઢી નાખતાંની સાથે જ તેમાં એક ગોળ પત્થર અને તેની ઉપર વિંટાળેલો પત્ર તેણે જોયાં. આ પત્ર પોતાને પહોંચાડવા માટે, તેને પત્થર ફરતો પત્ર વિંટાળી દઇને કોઇ પણ વ્યક્તિએ તે પોતાના દિવાનખાનમાં ફેંક્યો હોવો જોઇએ, અને હમણાં જે ધ્વનિ થયો તે તેનો જ હોવો જોઇએ, એવું તેણે અનુમાન કર્યું. ઉષા દીપક પાસે ગઇ અને તે પત્ર વાંચવા લાગી. તેમાં આ પ્રમાણે લખેલું હતું. "પ્રાણપ્રિય પુત્રી, ત્હને મળવા માટે હું ઘણો આતુર છું. હાલમાં હું આપણે ઘેર આવીને ત્હને મળી શકું તેમ નથી. અને તેથી આવતી કાલે સ્હાંજના આઠ વાગે નં. ૭૮ વાળા બંગલે તું આવજે. આ વાતની કોઇને ખબર પડવા દેવાની જરૂર નથી. રૂબરૂમાં મળ્યા પછી હું ત્હને સર્વ ખુલાસો કરીશ. જો આ પત્ર કોઇ પણ વ્યક્તિના વાંચવામાં આવશે અને આવતી કાલે સ્હાંજે તું મ્હારી પાસે નહિ આવે, તો મ્હારા પ્રાણ જોખમમાં આવી પડશે એ નક્કી માનજે. એજ લિ. ત્હારો દુર્દૈવી પિતા—લક્ષ્મીપ્રસાદ."

પત્ર વાંચી રહ્યા પછી ઉષાના આનંદનો અવધિ જ થયો. પોતાના પિતા હજી હયાત છે એવી તેની દૃઢ ખાત્રી થઇ. તે હજી જીવે છે અને પોતાની મુલાકાત થવાથી પિતાના પ્રાણ બચવા પામશે એવું વાંચીને તેને મળવાની ઉષાની ઉત્કંઠા વધુ સતેજ થઇ. અત્યારે જ પોતાના પિતાને મળવા જવાનું હોત તો વધારે સારૂં, એવી ઇચ્છા તેને થવા લાગી. પરંતુ આ હકીકત તદ્દન ગુપ્ત રાખવાની તેના પિતાએ સૂચના કરી હોવાથી, લીલા અને બુદ્ધિપ્રસાદને પણ ખબર પડવા દીધા વગર કેવી રીતે પિતાને મળવા જવું, તે બાબતનો તે વિચાર કરવા લાગી. પ્રાતઃકાળ સુધી પલંગમાં પડયાં પડયાં તેણે અનેક તર્કવિતર્ક કર્યા.

બુદ્ધિપ્રસાદ અને દિનકરે ઉષાને એવી સૂચના કરી હતી કે તેમને પૂછ્યા વગર તેણે કોઇની મુલાકાત લેવી નહિ તેમ જ કોઇ પણ સ્થળે જવું પણ નહિ. પરંતુ પિતૃદર્શનાતુર બાલા, નિમકહલાલ

બુદ્ધિપ્રસાદ અને પ્રેમાળ દિનકરની સૂચના આ વખતે ભૂલી ગઇ. એટલુંજ નહિ પરંતુ ઉલટું તેણે તેમને છેતરવાનો વિચાર કર્યો. વળી તેની બાલ્યાવસ્થા અને સ્ત્રી સ્વભાવ એમ કરવા માટે તેને ઉશ્કેરે એ પણ સ્વાભાવિક જ છે. પોતાના પિતાની આવી ભયંકર પરિસ્થિતિ જોઇને કોઇ પણ પુત્ર–પુત્રી સ્વસ્થ રહી શકે કે ?

બીજે દિવસે પ્રાતઃકાળે ઉષાના વર્તનમાં કંઇ જ તફાવત પડયો નહોતો. બુદ્ધિપ્રસાદ જેવો ચાલાક મનુષ્ય પણ ઉષાની મુખમુદ્રાપર કંઇ પણ ફેરફાર જોઇ શકયો નહિ. રંગભૂમિપર પોતાનો પાર્ટ ભજવનારાં નાટકનાં પાત્રોને પોતાનું કાર્ય સારી રીતે બજાવવા સારૂ અગાઉથી તાલિમ લેવી પડે છે. પરંતુ સ્ત્રીઓમાં તો નૈસર્ગિકરીતે જ અભિનયનો ગુણ હોય છે. ઉષામાં પણ તે હોય એ સ્વભાવિક જ હતું.

પોતાના પિતાને મળીને, તેને સંકટમુક્ત કરવા માટે ઉષાએ આખો દિવસ વિચાર કર્યા. આઠ કયારે વાગે એમ તેના મનમાં થઇ રહ્યું હતું. પરંતુ પોતાની મુખમુદ્રાપર ઉત્કંઠાની છાયા સરખી પણ તેણે કોઇને જણાવા દીધી નહોતી. દરરોજની પેઠે લીલાની સાથે વાંચવામાં, રમવામાં, પિઆનો વગાડવામાં અને ભરવા ગુંથવાના કામમાં આજે પણ તે આનંદપૂર્વક ભાગ લેતી હતી. પોતે જયાં હોય ત્યાંથી બૂમ સાંભળી શકાય એટલે દૂર બુદ્ધિપ્રસાદ હોય જ એવી ઉષાની ખાત્રી હતી, અને તેથી પોતાના વદનપર ચિંત્તા કે ઉત્કંઠાની છાયા સરખી પણ જણાઇ ન આવે એટલા માટે તેને બહુ સંભાળ રાખવી પડી.

નિત્યનિયમ પ્રમાણે બપોરના બે વાગ્યા પછી આજે પણ દિનકર પોતાને મળવા સારૂ અવશ્ય આવશે એમ ઉષા જાણતી હતી. અને દિનકર આવ્યો પણ ખરો. જેવી રીતે શ્વાસોચ્છ્વાસ લીધા વગર મનુષ્ય જીવી શકે નહિ તે જ પ્રમાણે દિવસમાં એકાદ વખત પણ ઉષાના દર્શન કર્યા વગર દિનકર એક પણ દિવસ રહી શકતો નહોતો. ઉષાનાં પ્રથમ દર્શન પછી આખું જગત તેને મોહક જણાવા લાગ્યું હતું. દિનકરને દિવાનખાનામાં પ્રવેશ કરતો જોઇને ઉષા બોલી: "કેમ, શી નવાજૂની સંભળાવવા આવ્યા છો ?"

"કંઇ નહિ." દિનકર ખિન્ન સ્વરે બોલ્યો: "આજે એક મહત્વની અને આનંદની ખબર સંભળાવવાનો પ્રસંગ મળશે એમ મ્હને લાગ્યું હતું, પરંતુ હજુ પ્રયત્ન યશસ્વી નિવડયો નથી."

દિનકરના આ માર્મિક શબ્દોનો કંઇ જ ખુલાસો નહિ પૂછતાં

ઉલટું વિષયાંતર કરતી ઉષા બોલી: “દિનકર! પિઆનો સાંભળશો કે ?”

“વાહ! મ્હોટી કૃપા!” દિનકર સ્મિત કરતાં બોલ્યો અને ઉષા પીઆનાના પાસે પડેલી ખુરસી પર જઇને બેઠી હતી ત્યાં પોતાની ખુરસી ખસેડીને લઇ ગયો. ઉષાના સુકુમાર કરની નાજુક અંગુલિઓ પિઆનાના પર કેવી ચપચપ ઉપડતી હતી, તેનું દિનકર બારિકીથી નિરીક્ષણ કરવા લાગ્યો. દિનકરને સંગીતનો એટલો બધો શોખ નહોતો, પરંતુ ઉષાએ પોતાને પિઆનો સંભળાવવાની હોંશથી કરેલી માગણીનો અનાદર કરવાથી તે મનોભંગ થશે, એમ વિચારીને જ તે પિઆનો સાંભળવા માટે તૈયાર થયો હતો. ઉષાએ પોતાના મધુર કંઠથી એક પછી એક એવી તો સરસ ચીજો છોડી કે દિનકર ક્ષણભર જગતને પણ વિસરી ગયો. સંગીતકળામાં ઉષાનું નૈપુણ્ય જોઇને તે છક થઇ ગયો. એ ત્રણ ચીજો વગાડયા પછી ઉષાએ વગાડવાનું બંધ કર્યું, પરંતુ દિનકરને તૃપ્તિ થઇ નહોતી. તે સ્મિત પૂર્વક બોલ્યો: “એકાદ ભજનીયું થવા ઘો.”

ઉષાએ તેની માગણી સ્વીકારી અને એક ભજન ગાઈ સંભળાવ્યા પછી પિઆનો બંધ કર્યો. હજી પણ ગઇ રાત્રિએ વાંચેલા ગુપ્ત પત્ર સંબંધી વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. ‘જો તું મ્હને નહિ મળે, અને આ પત્રમાંનો એક અક્ષર પણ કોઇના વાંચવામાં આવશે તો મ્હારા પ્રાણ જોખમમાં આવી પડશે!’ આ વાકયો તેના હૃદયમાં ઘૂમી રહ્યાં હતાં. સંધ્યાકાળની તે કાક દૃષ્ટિથી માર્ગપ્રતીક્ષા કરતી હતી. પોતાના મનની ચળવિચળ કોઇ કળી જાય નહિ તે માટે તે ભગિરથ પ્રયત્નો કરી રહી હતી.

પિયાનો બંધ કર્યા પછી ઉષા એક ક્ષણપર્યંત સ્તબ્ધ રહી. માત્ર એટલા જ સમયમાં ઉપરના વિચારો તેના હૃદયમાં ઉદ્ભવ્યા અને લય પામ્યા. દિનકર ઉષા પ્રત્યે બારિક દૃષ્ટિથી નિહાળી રહ્યો હતો. ગમે તેટલાં પ્રયત્નો કરવા છતાં પોતાના વિચારોની છાયા ઉષાની સુખમુદ્રાપર દૃશ્યમાન થયા વગર રહી નહિ. ચાલાક દિનકર આ છાયાને ઓળખી ગયો. ઉષા પોતાના મનમાં કંઇક ગડમથલ કરી રહી હતી એવી તેની ખાત્રી થઇ. તે તરત જ બોલી ઉઠયો: “ઉષા! શા વિચારમાં પડી ગયાં છો ?”

ઉષા ચમકી. પરંતુ તરત જ પોતાની મુખમુદ્રા શાન્ત અને સ્વસ્થ કરીને તે બોલી: “કંઇ નહિ. બીજો શો વિચાર હોય? પિતા-

શ્રીનાં દર્શન ક્યારે થશે, એ સિવાય બીજો કોઇ પણ વિચાર મ્હારા મનમાં કદિ આવતો જ નથી.”

દિનકરને ઉષાનું બોલવું સત્ય લાગ્યું. તે ઉત્તેજિત સ્વરે બોલ્યોઃ “તે માટે બિલકુલ નિશ્ચિંત રહો, ઇષ્ટ કૃપાથી તમારી મનોકામના સત્વર પૂર્ણ થશે. હું તમને આશ્વાસન આપવાની ખાતર જ આમ કહેતો નથી પરંતુ ખાત્રીપૂર્વક કહું છું એ નક્કી માનશો.”

ઉષાના મનમાં કંઇક કલ્પના ઉદ્‌ભવી, તે એકદમ બોલી ઉઠીઃ “દિનકર ! શું કહું ? મ્હારા પિતાશ્રીની એકાદ છબી હોત તો તેનાં દર્શન કરીને પણ હું કંઇ સંતોષ પામત. હું તેમના સ્વરૂપની કલ્પના પણ કરી શકું એટલું તેમનું સ્વરૂપ વર્ણન તમે કરશોકે ?”

દિનકરે ઉષાની ઇચ્છા પ્રમાણે લક્ષ્મીપ્રસાદશેઠના સ્વરૂપનું વર્ણન કર્યું. પરંતુ ઉષા બદલ તેના મનમાં પુનઃ શંકા ઉદ્‌ભવી. તે બોલ્યોઃ “ઉષા ! તમારા વચનનું તમને સ્મરણ છે કે ? મ્હને અથવા બુદ્ધિપ્રસાદને પૂછ્યા વગર કોઇ પણ સ્થળે નહિં જવાનું તમે વચન આપ્યું છે.”

“હા;” ઉષા સ્મિત કરતી બોલવા લાગીઃ “ધારો કે હું બહાર જવાની ઇચ્છા કરૂં તો પણ મ્હારાથી તેમ થઇ શકે જ નહિ. બુદ્ધિપ્રસાદ મ્હારાપર ચોવીશ કલાક સખ્ત દેખરેખ રાખેછે, એ હું સારી રીતે જાણું છું. અત્યારે પણ તે આટલામાં જ હશે. મ્હારા જ ભલાને માટે તેઓ તેમ કરે એટલું હું સ્હમજી શકું છું અને તેથી તે બદલ તેમના પ્રત્યે મ્હને સહજ પણ ગુસ્સો આવતો નથી.”

ખરેખર બુદ્ધિપ્રસાદ આ વખતે દિવાનખાનાના દ્વારની નજીકમાં જ હતો. ઉષાના ઉદ્‌ગારો સાંભળીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો અને ત્યાંથી પોતાના દિવાનખાનામાં જઇને દિનકરની રાહ જોતો બેઠો. થોડીવાર પછી દિનકર પણ ઉષાની રજા લઇને ત્યાંથી જવા નીકળ્યો. બુદ્ધિપ્રસાદ સાથે કેટલીક વાતચિત કર્યા પછી તે પોતાના મકાન તરફ ચાલ્યો ગયો.

રાત્રિના આઠ વાગવા આવ્યા છે. ઉષા પોતાના દિવાનખાનામાં બેઠી બેઠી વિચારતન્દ્રામાં લીન થઇ ગઇ છે. ઘડીઆળ તરફ નજર જતાંની સાથે જ તે ચમકી. તરત જ એક જુના કપડાનો કકડો લઇને તેનો ડુચો વાળીને તેણે તે સળગાવ્યો અને તે દિવાનખાનાના દ્વારમાંથી ફેંક્યો. ત્યારપછી દિવાનખાનાનું એક દ્વાર બંધ કરીને ગભરાયેલા સ્વરે તેણે બુદ્ધિપ્રસાદને બૂમ પાડી. બુદ્ધિપ્રસાદ ત્યાં દોડતો આવી

પહોંચ્યો. ઉષા તેને જોતાની સાથે જ કંપિત સ્વરે બોલી! "મ્હને કંઈક સળગતું હોય એવી વાસ આવે છે. શું સળગે છે તેની તપાસ સત્વર કરો."

બુદ્ધિપ્રસાદે પોતાની નાસિકાથી દીર્ઘ શ્વાસ ખેંચ્યો. કંઈક સળગતું હોય એમ તેને પણ લાગ્યું. શત્રુએ બંગલામાં આગ તો નહિ લગાડી હોય, એવી તેને શંકા થઇ. તે તરત જ ઘરની અંદરના ભોંયરામાં ચાલ્યો ગયો. પરંતુ ત્યાં તેને આગનું કંઈ પણ ચિહ્‌ન જણાયું નહિ. બુદ્ધિપ્રસાદ ઉષાના દિવાનખાના પાસે આવી પહોંચ્યો ત્યાં સુધીમાં પેલો લુગડાનો કકડો પણ બળીને ખાખ થઇને ઉડી ગયો હોવાથી, તે પણ તેના જોવામાં આવ્યો નહિ. આખા બંગલામાં આગ સંબંધી તપાસ કરતાં કોઇ પણ સ્થળે આગ લાગી નહોતી, એવી તેની ખાત્રી થઈ. પરંતુ તેમ કરવામાં લગભગ પદર મિનિટ થઇ ગઇ. પુનઃ બુદ્ધિપ્રસાદ ઉષાના દિવાનખાનામાં આવીને જૂએ છે તો તે ત્યાં :નહોતી. આખા બંગલામાં તેણે તેની શોધ કરી પરંતુ ઉષાનો પત્તો લાગ્યો નહિ. તેણે લીલાને બોલાવી અને ઉષા ગુમ થઇ હતી એ વાત તેને કહી. તે ગભરાઇ ગઇ. બન્ને જણાએ સાથે મળીને ફરીને ઉષાની શોધ કરવા માંડી. પરંતુ ઉષાને તેઓ શોધી શકયાં નહિ. પુનઃ તેઓ બન્ને ઉષાના દિવાનખાનામાં આવ્યા તો ઉષાની શાલ ખીંટી પર નહોતી. ઉષા ન્હાસી ગઇ હોવી જોઇએ એવી તેમની ખાત્રી થઇ. એટલામાં ટેલિફોનની ઘંટડી વાગી. બુદ્ધિપ્રસાદે નળી કાન પર મૂકી અને પૂછ્યું: "કોણ છે?"

"હું માયા છું. તમે કોણ છો?" ઉત્તર મળ્યો.

"બુદ્ધિપ્રસાદ."

"ઉષાબ્હેન ત્યાં છે કે?"

"ના. તેઓ એકલાં જ ક્યાંઇક બહાર ગયાં છે. ઘેર આવે ત્યારે તમને 'ટેલિફોન' કરવાનું તેમને કહું કે?"

"ના, ના, તેમ કરવાની જરૂર જ નથી. તેઓ ઘેર આવે ત્યારે તમે તેમને જણાવશો કે લીલાબ્હેનને તથા તેમને આવતી કાલે મ્હારે ત્યાં આમન્ત્રણ છે. મિ. દિનકર હોય તો તેમને પણ મ્હારી તરફથી આમન્ત્રણ છે એમ જણાવશો. સાહેબજી!"

'ટેલિફોન' યંત્રપર નળી મૂકીને બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો. બંગલાની બહારના રસ્તા પર આવીને તે ચોમેર દષ્ટિ ફેંકવા લાગ્યો. તેણે કાન માંડયા. પરંતુ કંઇ પણ અવાજ તેના સાંભળવામાં આવ્યો નહિ. તરત જ તે દિવાનખાનમાં પાછો આવ્યો અને નિરાશ થઇને

એક વિસમાસન પર પડ્યો. તેણે પોતાના મ્હોંપર બન્ને હાથ ઢાંકી દીધા.

" બુદ્ધિપ્રસાદ ! ઉષા એકલી જ ક્યાંઇક ચાલી ગઇ હોવી જોઇએ, હેં ? લીલા કરૂણાજનક સ્વરે બોલી.

" અરેરે ! " બુદ્ધિપ્રસાદ બોલવા લાગ્યો ! આટલીબધી સાવધાનતા રાખવા છતાં આખરે તે બિચારી દુષ્ટોની જાળમાં સપડાઇ! "

× × × ×

આ તરફ બંગલામાંથી બહાર નીકળ્યા પછી ઉષા ઝપાટાબંધ ચાલવા લાગી. તે થોડે દૂર ગઇ હશે એવામાં એક ખાલી ભાડૂતી ગાડી તેના જોવામાં આવી. તરત જ નેત્રસંકેત કરતાંની સાથે જ ગાડી પાસે આવી પહોંચી. તે ગાડીમાં ચઢી બેઠી. નંબર ૭૮ વાળા મકાન પાસે ગાડી લઇ જવાની ઉષાએ ગાડીવાળાને સૂચના કરી. ગાડી દોડવા લાગી. હવે પોતાના પિતાનો મેળાપ સત્વર થશે એવા વિચારો તેના મનમાં ઉદ્દ્ભવતા હતા. પિતા સિવાય બીજો કોઇ પણ વિચાર અત્યારે તેના મનમાં હતો જ નહિ. અલ્પ સમયમાં જ ગાડી નં. ૭૮ વાળા મકાન પાસે આવીને ઉભી રહી. ઉષા ગાડીમાંથી ઉતરી પડી. ગાડીવાળાનું ભાડું ચૂકાવીને તે મકાનના દ્વાર તરફ તે જવા લાગી.

આ બંગલો કંઇ એટલો બધો ભવ્ય નહોતો. તેમ જ ઉષાને તે બંગલાનું બારિકીથી નિરીક્ષણ કરવાની અત્યારે ફુરસદ પણ નહોતી. તેના મનમાં તો એમ જ હતું કે ક્યારે પિતાશ્રીનાં દર્શન થાય. બંગલાના દ્વાર તરફ તે એટલી તો ઝડપથી જતી હતી કે ત્યાં પહોંચતાં પહોંચતાં તેના હૃદયમાં શ્વાસ ભરાઇ આવ્યો. તરત જ તેણે દ્વારપર એક થાપો ધીમે રહીને માર્યો. તરત જ દ્વાર ઉઘડયું અને પોતાના મ્હોં ફરતું કપડું વિંટાળેલો એક માણસ ઉષાના જોવામાં આવ્યો. ઉષા તેને જોઇને ચમકી અને ભય પામતી બોલી. " લક્ષ્મીપ્રસાદ અહિં રહે છે કે ?"

તે મનુષ્યે કંઇ પણ ઉત્તર ન આપતાં એક દાદર પ્રત્યે આંગળી કરી. ઉષા તરત જ તે દાદર પર ચઢવા લાગી.

ઉષા મેડા પર ગઈ તો ત્યાં એક ન્હાની સરખી ઓરડી તેના જોવામાં આવી. તે ઓરડીમાં દીપકનો મંદ પ્રકાશ પડતો હતો. ઓરડીના મધ્ય ભાગમાં એક મેજ ગોઠવવામાં આવ્યું હતું. તેની બાજૂમાં બે ત્રણ ખુરસીઓ પડી હતી. એક ખુરસી પર બેઠેલા ગૃહસ્થને જો-

ઇને તે જ પોતાનો પિતા હોવો જોઇએ અને તે આવા બદમાશોના તાબામાં સપડાયો હશે, એવી તેણે કલ્પના કરી. ભય પામતી તે તેની પાસે જઇને ઉભી રહી અને કંપતી કંપતી, ‘પિતાશ્રી’ એટલું જ બોલી.

તરત જ તે ગૃહસ્થ ખુરસીપરથી ઉભો થઇ ગયો અને પોતાના બન્ને હાથ પહોળા કરીને ઉષાને સ્નેહાલિંગન આપતો બોલ્યો. "બેટા! ઉષા! ત્હને મળવા માટે હું ક્યારનો યે રાહ જોઉં છું. કેટલાક વર્ષ પહેલાં હું ત્હને મળવા આવતો હતો તેવામાં આ દુષ્ટ લોકોએ પકડીને મ્હને અહિં કેદ કરી રાખ્યો છે. મ્હારી બધી મિલ્કત આ દુષ્ટોને સોંપી કે તરત જ મ્હારો છૂટકારો થઇ શકે તેમ છે."

આ મનુષ્યની મુખમુદ્રા અને તેના સ્વરૂપનું બારિકીથી નિરીક્ષણ કર્યા પછી દિનકરે વર્ણન કરેલા પોતાના પિતાના સ્વરૂપ સાથે તેનું સ્વરૂપ મળતું આવતું નહોતું એટલું ઉષા સ્હમજી શકી. તેમ જ તે મનુષ્ય પોતાનો સ્વર બદલીને વાતચિત કરતો હતો, એવી પણ તેની ખાત્રી થઇ. તેણે પાછળ ફરીને જોયું તે એક અર્દ્ધ ખુલ્લા દ્વાર પાસે પોતાના મ્હોં ફરતાં કાળાં કપડાં વિંટાળેલાં કેટલાક માણસો પોતાના પ્રત્યે દૃષ્ટિ ફેંકતાં ઉભાં રહેલાં ઉષાના જોવામાં આવ્યાં. ઉષા હવે બધો ભેદ પામી ગઇ. પોતે જેની પાસે ઉભી હતી તે મનુષ્ય પોતાનો પિતા નથી એવી તેની ખાત્રી થઇ. દિનકર અને બુદ્ધિપ્રસાદે વારંવાર સૂચનાઓ દીધી હતી, પરંતુ તેની અવગણના કરવાથી પોતે દુષ્ટોના સંકટમાં સપડાઇ ગઇ હતી એ બાબતની તેની ખાત્રી થઇ. પોતાની મુખમુદ્રાપર કોઈ પણ પ્રકારની ચળવિચળ ન જણાવા દેતાં તે હળવે રહીને તે પેલા મનુષ્યથી છૂટી પડીને બોલી. "બસ એટલું જ ને? એમાં શું? હમણાં જ ઘેર જઇને આપણી બધી સંપત્તિ લઇ આવીને હું તમને અહિંથી છોડાવું છું." એટલું કહીને ઉષા ઓરડીની બહાર જવા લાગી.

એ જોઇને પેલો મનુષ્ય તેને ઉદ્દેશીને બોલ્યો: "ઉષા! હમણાં તું અહિં જ ઉભી રહે. એકવાર મ્હને એ બદમાશોને પૂછીને ખાત્રી કરી લેવા દે કે મ્હારી સઘળી સંપત્તિ તેમને સ્વાધીન કરતાંની સાથે જ તેઓ મ્હારો છૂટકારો કરશે કે નહિ." એટલું કહીને તે મનુષ્ય ત્યાંથી ચાલ્યો ગયો. ઉષા ત્યાં જ ઉભી રહી.

થોડીવાર પછી ઉષા ઓરડીના દ્વાર પાસે ગઇ તો તે બહારથી બંધ કરવામાં આવ્યું હતું એવી તેની ખાત્રી થઇ. હવે અહિંથી

કેવી રીતે નાસી છૂટવું તેનો વિચાર તે કરવા લાગી. ઓરડીમાં તે આમતેમ તપાસ કરવા લાગી. પરંતુ પલાયન કરી જવાનો કંઇ પણ માર્ગ તેને સૂઝ્યો નહિ. તે ઓરડીમાં એક બારી હતી. ત્યાંથી નીચે પડતું મૂકીને જો ન્હાસવાનો પ્રયત્ન કરે તો કદાચ ફાવી શકાય તેમ હતું. પરંતુ બારી જમીનથી એટલી તો ઉંચી હતી કે ભોંય પડતાંની સાથે જ જીવવાની આશા છોડી દેવા જેવું હતું. તે પુનઃ મેજ પાસે આવીને ઉભી રહી. એટલામાં પુનઃ તે ઓરડીનું દ્વાર ઉઘડ્યું અને પેલો મનુષ્ય અંદર દાખલ થયો. તે ઉષાને ઉદ્દેશીને બોલ્યોઃ "ઉષા ! એ લોકો ત્હને પણ ઘેર જવા દેનાર નથી. તું બુદ્ધિપ્રસાદને ચિઠ્ઠી લખીને આપણી બધી સંપત્તિ અહિં મગાવી લે. તેમ જ તે સાથે મ્હારી પેટી પણ મોકલવાનું લખજે. પેટી અને આપણી સંપત્તિ અહિં આવી કે તરત જ આપણે બન્ને છૂટાં થઇ શકશું."

"પિતાજી !" ઉષા બોલીઃ "તમે જ બુદ્ધિપ્રસાદપર ચિઠ્ઠી લખો. તે તમારી આજ્ઞા પ્રમાણે વિના વિલંબે વર્તશે જ."

તે મનુષ્યે ચિઠ્ઠી લખવાનો ઉષાને ઘણો ઘણો આગ્રહ કર્યો પરંતુ તેણે તેમ કરવાની સાફ ના પાડી. આથી તે એકદમ ગુસ્સે થઇ ગયો અને પોતાનો ખરો સ્વર બદલીને બોલ્યોઃ "ઉષા ! હું ત્હારો બાપ નથી ?"

"તે તો હું પણ જાણું છું." ઉષા શાન્ત સ્વરે બોલી.

"ત્યારે સત્વર ચિઠ્ઠી લખ. નહિંતર ત્હારા બાપનું મૃત્યુ થયું જ સ્હમજ."

"અમારી બધી મિલકત ક્યાં છે તેની મ્હને ખબર નથી."

"ઉષા ! માણુસના પ્રાણ કરતાં પૈસાની કિંમત વધારે નથી. ત્હારા પિતાના પ્રાણ હું એક ક્ષણમાં લઇશ."

"મ્હને કંઇ જ ખબર નથી. હું ચિઠ્ઠી લખનાર નથી." ઉષાએ મર્દાની સ્વરે કહ્યું:

જે ઓરડીમાં ઉપર પ્રમાણે સંવાદ ચાલતો હતો તેની બાજૂની ઓરડીમાં જ કૃષ્ણકાન્તનો મિત્ર રમણિક બેઠો હતો. ઉષાનું આવું ધૈર્ય જોઇને તે આશ્ચર્યચકિત થયો અને સ્વગત બોલ્યોઃ "લાગે છે તો એના બાપના જેવી નિડર. જોઇએ હવે શું થાય છે તે."

જ્યારે ઉષા નહિ જ માને એવી ખાત્રી થઇ ત્યારે પેલા મનુષ્યે એક સીસોટી વગાડી. તરત જ મ્હોંપર કાળાં કપડાં વિંટાળેલાં કેટલાંક મનુષ્યો ઓરડીમાં દાખલ થયાં. બારણું બંધ થયું. ઉષા મેજ

પાસે ઉભી હતી. તેણે વિના વિલંબે મેજપરનો દીપક ઉંચકીને ભૂમિપર પટક્યો. તરત જ ઓરડીમાં અંધકાર વ્યાપી ગયો. ઉષા ખુરસી ઉપાડીને પાછળની બારી પાસે ગઇ અને ત્યાંથી તે ખુરસી નીચે ફેંકી. ' ધૂડૂડૂધૂબ ' કરતો અવાજ સાંભળતાંની સાથે ઉષાએ બારીએથી પડતું મૂક્યું એવી બદમાશોએ કલ્પના કરી. તેઓ બારી તરફ દોડ્યા. લાગ સાધીને ઉષા ધીમે પગલે બારી પાસેથી દ્વાર સુધી આવી પહોંચી અને ઓરડીનું દ્વાર ઉઘાડીને ત્યાંથી ચાલતી થઇ. બારી પાસે ઉભેલા બદમાશો થોડીવાર ત્યાંજ ઉભા રહ્યા અને નીચે પડેલી ઉષા શું હિલચાલ કરે છે તે જોવા લાગ્યા. એટલામાં એક બદમાશે પોતાના ખિસ્સામાંથી દિવાસળીની પેટી કાઢીને તે સળગાવી. તરત જ જે માણસ ઓરડીમાં સૌની પાછળ દાખલ થયો હતો અને જેણે દ્વાર બંધ કર્યું હતું તેની નજર દ્વાર ભણી ગઇ. તે તરત જ બોલી ઉઠ્યો: " અરે, બારીમાંથી શું તમારૂં કપાળ જૂઓ છો ? તે છોકરી બારણું ઉઘાડીને ન્હાસી ગઇ ! "

સર્વે બદમાશો દ્વાર ભણી જોવા લાગ્યા. ખરેખર ઓરડીનાં દ્વાર ખુલ્લાં જ હતાં. તેઓ બધા એકદમ ઓરડીમાંથી નીચે આવ્યા. પરંતુ ઉષા ક્યારનીએ ન્હાસી ગઇ હતી. એક તરુણ યુવતી હાથતાળી દઇને પલાયન કરી ગઇ એ જાણીને તેઓ બધા શરમાયા. કૃષ્ણકાન્તના મનની શી સ્થિતિ થઇ હશે તેની કલ્પના વાચક સહજમાં કરી શકશે.

---

## પ્રકરણ ૮ મું.

---

### નવીન કારસ્થાન.

ઉષા ગુમ થવાથી બુદ્ધિપ્રસાદની ખાત્રી થઇ ગઇ હતી કે પોતાના શેઠના શત્રુઓએ જ તેને પોતાની જાળમાં સપડાવી હોવી જોઇએ. પોલિસને ખબર આપવાથી કંઇ પણ વળવાનું નથી એ વાત પણ તે સારી રીતે જાણતો હતો. ઉષાને બદમાશોએ કેવી રીતે ફસાવી હશે, તે વિષે તેણે ઘણો વિચાર કર્યો. પરંતુ તે તેનો ભેદ કળી શક્યો નહિ. કારણકે આજે કોઇ પણ અજાણ્યું માણસ બંગલામાં આવ્યું નહોતું. તેમ જ કોઇનો 'ટેલિફોન' કે પત્ર પણ આવ્યો નહોતો. એટલામાં વળી મનમાં કંઇક વિચાર આવતાં બુદ્ધિપ્રસાદ ઉષાના દિવાનખાનામાં ચાલ્યો ગયો. ત્યાં જઇને ઉષાનાં કબાટ, પલંગ વગેરે સર્વે તેણે બારિકીથી તપાસ્યાં.

તેની કલ્પના એવી હતી કે કદાચ પોતાનાથી ગુપ્તરીતે ઉષાપર કોઇનો પત્ર આવ્યો હોવો જોઇએ. પરંતુ ત્યાંથી એક પણ પત્ર તેના હાથમાં આવ્યો નહિ. બુદ્ધિપ્રસાદ નિરાશ થઇને દિવાનખાનામાંથી ચાલ્યા જવાની તૈયારી કરતો હતો એવામાં મેજ પાસેની એક ખુરસીપર ઉષાનું એક પોલકું પડેલું તેના જોવામાં આવ્યું. બુદ્ધિપ્રસાદે ખુરસીપરથી તે પોલકું ઉંચક્યું અને તેનાં ગજવાં તપાસ્યાં તો તેમાંથી એક પત્ર તેને મળી આવ્યો. તરત જ દીપક પાસે જઇને તેણે તે પત્ર વાંચ્યો એટલે બધો ભેદ તે કળી ગયો. હવે તેને કંઇક આશા આવી. તે લીલા બેઠી હતી તે દિવાનખાનામાં ગયો તો તે પણ નિરાશ વદને એક ખુરસી પર બેઠી હતી. બુદ્ધિપ્રસાદે કબાટમાંથી એક 'રીવોલ્વર' કાઢી અને તે મેજ પર મૂકીને લીલાને સંબોધીને બોલ્યોઃ "લીલા ! આમ નિરાશ ન થા. હું કહું તે ધ્યાનપૂર્વક સાંભળ. હું બ્હાર જાઉં છું. હું આવું ત્યાં સુધીમાં ગમે તે માણસ આવે તો પણ દ્વાર ઉઘાડીશ નહિ. જો કોઇ બળાત્કારે દ્વાર ઉઘાડીને અંદર આવવાનો પ્રયત્ન કરે તો કંઇ પણ લાંબી ટૂંકી પંચાતમાં ન પડતાં આ 'રિવોલ્વર'થી તેના પ્રાણ હરજે."

"અરે પ્રભુ !" લીલા ભયભીત સ્વરે બોલી ! "બુદ્ધિપ્રસાદ ! મ્હને બહુ ભય લાગે છે."

"એમ ભય પામવાથી શું વળવાનું છે? આબરૂ અને પ્રાણ એ બન્નેનું સંરક્ષણ કરવું હોય તો અત્યારે ધૈર્ય ધર. જો હું એક કલાકમાં ઘેર પાછો ન ફરૂં તો 'ટેલિફોન' કરીને પોલિસને ખબર આપજે અને સઘળી હકીકત જે કોઇ પોલિસ અમલદાર આવે તેને નિવેદન કરજે."

આટલું બોલીને લીલાના પ્રત્યુત્તરની રાહ જોયા વગર બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો. મેજ પર પડેલી 'રિવોલ્વર' પ્રત્યે ભયપૂર્ણ દૃષ્ટિ ફેંકતી બિચારી લીલા ખુરસી પર જ બેસી રહી. તે સ્વગત વિચારવા લાગીઃ "મ્હારી માતાનો સુખકર આશ્રમ ત્યજીને, ખૂન, ચોરી અને અત્યાચારોના ગૃહરૂપ આ મુંબઇશહેરમાં હું ન આવી હોત તો કેવું સારૂં !" એટલામાં લીલાનો હાથ 'રિવોલ્વર'ની નળી સાથે અથડાયો. તરત જ તેનું શરીર ભયથી કંપી ઉઠ્યું. ખુરસીપરથી ઉઠીને પાણી પીવા જવા જેટલી પણ શક્તિ અત્યારે લીલાના શરીરમાં ન્હોતી. વિચારમગ્ન અવસ્થામાં લીલા ખુરસીપર બેસી રહી.

આ તરફ બુદ્ધિપ્રસાદ બંગલાના દ્વાર પાસે આવ્યો. તેણે એક

વાર ચોમેર દૃષ્ટિપાત કર્યો. સામેના રસ્તાપરના એક વૃક્ષ પાસે ઉભી રહેલી વ્યક્તિ વૃક્ષની ઓથે છૂપાઇ ગઇ. પરંતુ બુદ્ધિપ્રસાદનું લક્ષ્ય તેની તરફ હતું જ નહિ. એટલામાં એક ભાડૂતી ગાડી બુદ્ધિપ્રસાદના જોવામાં આવી. કદાચ આ ગાડી શત્રુઓની પણ કેમ ન હોય, એવી તેને શંકા થઇ. તરત જ તે બંગલામાં પાછો ચાલ્યો ગયો અને ગાડીખાના તરફ જવા લાગ્યો.

પેલા વૃક્ષની ઓથે છૂપાઇ રહેલો માણસ સોનેરી ટોળીનો બદમાશ જ હતો. બુદ્ધિપ્રસાદની હિલચાલ પર સખ્ત દેખરેખ રાખવા સારૂ કૃષ્ણકાન્તે ત્યાં રહેવાની તેને આજ્ઞા કરી હતી. બંગલાના દરવાજા પાસે આવીને બુદ્ધિપ્રસાદ અંદર કેમ ચાલ્યો ગયો હશે, તેનું કારણ તે સમજી શક્યો નહિ. અલ્પ સમયમાં જ બંગલામાંથી એક મોટર 'ભોં ભોં' કરતી ઝપાટાબંધ ચાલી જતી તેના જોવામાં આવી. બુદ્ધિપ્રસાદ કંઈ કાર્ય પ્રસંગે બહાર ગયો હોવો જોઇએ એવું તેણે અનુમાન કર્યું. અને જો થોડા જ સમયમાં તે પાછો ન ફરે તો કૃષ્ણકાન્તને તે બાબતની ખબર આપવાનો પણ તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

મોટર ઝપાટાબંધ દોડવા લાગી. રસ્તાપરના પોલિસ સિપાઇઓ મોટર હાંકનારને વેગ ધીમો પાડવાની વારંવાર સૂચના કર્યા જતા હતા. પરંતુ બુદ્ધિપ્રસાદ તેને મોટર ઝડપથી હાંકવાનુંજ કહ્યાં કરતો હતો.

અલ્પસમયમાં જ મોટર નં. ૭૮ વાળા મકાન પાસે આવીને ઉભી રહી. તરત જ બુદ્ધિપ્રસાદ મોટરમાંથી નીચે ઉતર્યો અને નોકરને ઉદ્દેશીને બોલ્યો: "દશ મિનિટ સુધી મ્હારી રાહ જોતો અહિં ઉભો રહે. જો હું એટલા સમયમાં પાછો ન ફરૂં તો ત્હારી 'રિવોલ્વર'ના બે બ્હાર કરજે એટલે પોલિસ અહિં આવી પહોંચશે. હું બંગલામાં ગયો છું, અને દગો ફટકો થયો છે, એવી તેને ખબર આપજે. પણ વેળાસર આવી પહોંચું તો પોલિસને બોલાવવાની ધાંધલ કરવાની જરૂર નથી. કારણ કે પોલિસને બોલાવવાથી ઉલટું વધારે ગરબડ મચી રહેવાનો સંભવ છે."

'ઠીક સાહેબ,' કહીને નોકરે મોટરને ફેરવીને એક બાજૂએ લઇ જઇને ઉભી રાખી.

બુદ્ધિપ્રસાદ તે બંગલામાં પ્રવેશ કરવા જતો હતો એવામાં ઉષાને પોતાના સામી દોડતી આવતી તેણે જોઇ. તેણે તરત જ તેને ઓળખી લીધી અને તેનો હાથ પકડ્યો. ઉષાએ તેનો હાથ જોસથી છોડાવી નાખ્યો. બુદ્ધિપ્રસાદ બે ચાર ડગલાં પાછો હઠી ગયો. ઉષાના શરીરમાં

આટલું બધું બળ હશે એવી તેની કલ્પના સુદ્ધાં નહોતી.

"ઉષા બ્હેન ! હું બુદ્ધિપ્રસાદ છું." ઉષાની નજીકમાં આવીને બુદ્ધિપ્રસાદ ધીમેથી બોલ્યો. ઉષાએ બુદ્ધિપ્રસાદને ઓળખ્યો. તરત જ તેનો હાથ પકડીને તે તેની સાથે બહાર આવી. બન્ને જણાં મોટર પાસે સત્વર આવી પહોચ્યાં. ઉષા મોટરમાં ચઢી બેઠી એટલે બુદ્ધિપ્રસાદ પણ તેની પાસે આવીને બેઠો. અને 'ચલાવ જલદી' એટલા શબ્દો બોલ્યો કે મોટર ઝપાટાબંધ દોડવા લાગી.

બુદ્ધિપ્રસાદે ઉષા પ્રત્યે દૃષ્ટિપાત કરીને દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. ઉષાએ નીચું જોયું. બુદ્ધિપ્રસાદે તેને સહજ પણ ઠપકો આપ્યો નહિ. શત્રુના સપાટામાંથી પોતે તેને છોડાવી શકયો તે બદલ પોતાના મનમાં તે ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. આવો અનુભવ મળવાથી હવે ઉષા કદિ પણ શત્રુઓની જાળમાં ફસાઇ પડશે નહિ એવી બુદ્ધિપ્રસાદની ખાત્રી થઇ. પરંતુ આ સોનેરી ટોળીના સપાટામાંથી અત્યારસુધી કોઇ પણ મનુષ્ય છટકી શકયું નહોતું તેમ છતાં પણ ઉષા શી રીતે ન્હાસી છૂટી હશે, એ બાબતમાં તે વિસ્મય પામ્યા વગર રહ્યો નહિ, પરંતુ ઉષાનું મન પુનઃ સ્વસ્થ થતાં સુધી તેને તત્સંબંધી કંઇપણ પૂછપરછ નહિ કરવાનો બુદ્ધિપ્રસાદે દૃઢ નિશ્ચય કર્યો.

થોડી વાર રહીને ઉષા પોતાની મેળે જ બોલવા લાગી : "બુદ્ધિપ્રસાદ, તમે અણીના વખતે આવી પહોંચ્યા એ ઠીક જ થયું. નહિંતર આજે મ્હારો છૂટકારો થઇ શકતનહિ. હું અહિંઆં હતી એવી ખબર તમને શાથી પડી ?"

"તમારા પોલકાના ખિસ્સામાં એક ચિઠ્ઠી મળી આવી હતી. મ્હેં તે વાંચી છે."

"કેવા ભયંકર લોકો !" ઉષા પોતાને જ ઉદ્દેશીને બોલી.

"અહિં તેડી લાવીને તમને તેઓએ શું કર્યું ?" બુદ્ધિપ્રસાદે પુનઃ વાત ઉપાડી.

"બુદ્ધિપ્રસાદ !" ઉષા બોલવા લાગીઃ "અહિં આવતાંની સાથે જ એક મનુષ્ય સાથે મ્હારો મેળાપ થયો. તે મ્હારો પિતા હોય એવો ઢોંગ કરીને મ્હને ભેટયો. પરંતુ તે મ્હારો પિતા નથી એવું હું તરત જ સ્હમજી ગઇ હતી. જો કે પિતામાં વાત્સલ્યનો જે ગુણ હોવો જોઇએ તે બતાવવા માટે કૃત્રિમ ચેનચાળા કરવામાં તેણે બાકી રાખી નહોતી. પરંતુ તે કોઇ બદમાશ હતો એટલું હું તરત જ સ્હમજી ચૂકી હતી. દિનકરે મ્હારા પિતાના સ્વરૂપનું વર્ણન કર્યું હતું તે કરતાં તેનું

સ્વરૂપ ભિન્ન પ્રકારનું હતું એ જોઇને મ્હારો સંશય વધુ દઢ થયો હતો." આટલું બોલતાં બોલતાં ઉષાનું હૈયું ભરાઇ આવ્યું. ડૂસકાં ભરતાં ભરતાં તેણે પોતાનું માથું બુદ્ધિપ્રસાદના ખભા પર નાખી દીધું અને ગદ્‌ગદ કંઠે બોલીઃ "બુદ્ધિપ્રસાદ, તમારી અને દિનકરની સૂચનાની અવગણના કરીને મ્હેં તમારા બન્નેનો મ્હોટો અપરાધ કર્યો છે. આ વખતે મ્હને ક્ષમા આપો. પુનઃ આવી મૂર્ખતા હું કદાપિ નહિકરૂં."

ઉષાની પીઠ પર હાથ ફેરવતો અને તેને આશ્વાસન આપતો બુદ્ધિપ્રસાદ બોલ્યોઃ " ઉષા બ્હેન! થઇ ગયું તે થઇ ગયું. હવે તે બદલ વ્યર્થ શોક કરવાની જરૂર નથી. ઉપદેશ કરતાં અનુભવથી જ મનુષ્ય હૃદય વધારે દઢ થઇ શકે છે. જો કે હું તમારા પિતાશ્રીનો નોકર છું તો પણ તેમણે મ્હારૂં બાલ્યાવસ્થાથી જ પાલન પોષણ કર્યું છે. મ્હારા પર તેમને સંપૂર્ણ ભરોસો છે. તમે મ્હને તમારો પોતાનો બન્ધુ જ સ્હમજો. અત્યાર સુધીમાં તમારા પિતાશ્રીએ જે જે વ્યવસ્થા કરી છે અને તેમની આજ્ઞાનુસાર હું જે કંઇ પણ કરૂંછું તે બધું તમારાજ ભલાને માટે થાય છે. તમને સંપૂર્ણ સુખ પ્રાપ્ત થાય એ જ અમારો હેતુ છે."

"હવેથી તમારી પરવાનગી વગર હું કોઇ પણ સ્થળે જઇશ નહિ. તમે જે કંઇ કરોછો તે મ્હારા શ્રેયની ખાતર જ કરોછો એ હું સમજું છું!"

"હં. ઉષા બ્હેન! તે બંગલામાં તમે ગયા ત્યારપછી ત્યાં શું શું થયું હતું!" બુદ્ધિપ્રસાદના મનમાં બદમાશોની હકીકત જાણવાની આતુરતા હજી શમી ગઇ નહોતી.

બંગલામાંથી બ્હાર નીકળ્યા પછી જે કંઇ બનવા પામ્યું હતું? તે સર્વે હકીકત ઉષાએ બુદ્ધિપ્રસાદને સંક્ષિપ્તમાં કહી સંભળાવી અને બોલીઃ "બુદ્ધિપ્રસાદ! માત્ર એક જ દિવસના અનુભવથી મ્હારામાં ઘણું સ્થિત્યંતર થઇ ગયું છે, મ્હારી ચંચળતા અને અલ્લડપણું નષ્ટ થયાં છે. હવે હું દરેક વાતમાં ઉંડો વિચાર કરતાં શીખીછું. મ્હારી બાલ્યાવસ્થાના ભાવો હવે અદૃશ્ય થયા છે અને મ્હારી આંખો ઉઘડી છે એમ મ્હને લાગવા માંડ્યું છે. હવેથી કદિ પણ આવું અવિચારી કૃત્ય પુનઃ મ્હારા હાથે થવા પામશે જ નહિ."

"એમ કરશો તો તમો સુખી થશો અને અમારો પરિશ્રમ પણ સફળ નિવડશે. વારૂ, પણ આ વાત ગુપ્ત રાખવાની છે. લીલાને

સુદ્ધાં તે જણાવશો નહિ. તમારૂં વર્તન પૂર્વનાં જેવું જ રાખજો અને તેમાં સહજ પણ ફેર ન પડે તેની સંભાળ રાખજો. ”

ઉષા અને બુદ્ધિપ્રસાદ વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલી રહ્યા હતો એટલામાં મોટર બંગલા પાસે આવીને ઉભી રહી. ઉષા અને બુદ્ધિપ્રસાદ તરત જ નીચે ઉતર્યાં અને દિવાનખાનામાં ચાલ્યા ગયાં. ત્યાં લીલા એક ખુરસી પર બેસી રહેલી તેમના જોવામાં આવી. ‘રિવોલ્વર’ પણ મેજપરજ હતી. બુદ્ધિપ્રસાદે તે કબાટમાં મૂકી અને ત્યાંથી ચાલ્યો ગયો.

ઉષાને આવી પહોંચેલી જોતાંની સાથે જ લીલા ખુરસીપરથી ઉઠીને ઉષાને ગળે વળગી પડી અને તેને એક પછી એક પ્રશ્નો પૂછવા લાગી. ઉષાએ જેમ તેમ કરીને તેનું મન શાન્ત કર્યું.

આ બાજૂ ઉષા છટકી જવાથી બદમાશો નિરાશ થઇ ગયા હતા. કૃષ્ણકાન્ત તરત જ માયાના મકાને જવા નીકળ્યો. માયા પણ કૃષ્ણકાન્તની રાહ જોતી બેઠી હતી. કૃષ્ણકાન્ત અલ્પસમયમાં જ માયાના ઘેર આવી પહોંચ્યો. તેની ભયંકર મુખમુદ્રા જોઇને માયાએ બ્હીતાં બ્હીતાં પૂછ્યું. “કેમ શું થયું ?”

માયાના પ્રશ્નનો કૃષ્ણકાન્તે ઉત્તર જ આપ્યો નહિ. દિવાનખાનાનાં દ્વાર બંધ કરીને તે આમતેમ ફરવા લાગ્યો. માયા તેના તરફ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિ ફેંકી રહી હતી. કોઇ નવીન પકડી આણેલા વ્યાઘ્રના જેવી જ કૃષ્ણકાન્તની મુખમુદ્રા અત્યારે ભયંકર ભાસતી હતી. થોડીવાર પછી માયા પુનઃ બોલીઃ “ ઉષા છટકી ગઇ છે કે શું ?”

“ હા, ” કૃષ્ણકાન્ત ધીમે રહીને બબડ્યો. ત્યારબાદ તે માયા પાસે આવીને ઉભો રહ્યો અને બોલ્યોઃ ! ” એટલી ન્હાની છોકરી અમારા પંઝામાંથી છટકી ગઇ ! તેના બાપ કરતાં પણ તેનામાં ધૈર્ય અને સમયસૂચકતા એ બે ગુણો વધારે પ્રમાણમાં ખીલેલા છે. પોતે શત્રુઓની જાળમાં ફસાઇ પડી છે એમ જાણવા છતાં પણ તે બિલકુલ ગભરાયલી જણાતી નહોતી. તેની શાન્ત મુખ મુદ્રાએ જ મ્હને ભૂલથાપ ખવડાવી છે. બરોબર અણીના વખતે તેણે એવી તો યુક્તિ રચી કે અમે બધા ફસાયા. અને તે છટકી જવા પામી. ઉષા ન્હાસી ગઇ એવું સાંભળતાની સાથે જ હું તેની પાછળ દોડ્યો. બહાર જઇને જોઉં છું તો બુદ્ધિપ્રસાદ મોટર સાથે આવીને ઉભો હતો. તે તેને મોટરમાં બેસાડીને લઇ ગયો. આ છોકરીના અંગમાં ક્રમળાનું તેજસ્વી રક્ત ખેલી રહ્યું છે. બુદ્ધિપ્રસાદ માટે મ્હને આજ દિન સુધી બિલ-

કુલ ચિન્તા જ નહોતી. પરન્તુ તે પણ કારસ્થાની હોય એમ જણાય છે. હવેથી તેના પર પણ સખ્ત દેખરેખ રાખવી પડશે. લક્ષ્મીપ્રસાદે પોતાની બધી સંપત્તિ ક્યાં છૂપાવી છે, એ વાતની ઉષાને કદાચ ખબર નહિ હોય. પરંતુ બુદ્ધિપ્રસાદને તો હોવી જ જોઇએ. લક્ષ્મીપ્રસાદના બંગલા સામેનું એક ઘર અમે ભાડે રાખી લીધું છે. તે ઘર બે માળનું છે. બન્ને માળમાં દુર્બિન રાખવાથી ઉષા અને બુદ્ધિપ્રસાદની હિલચાલ પર સખ્ત દેખરેખ રાખી શકાશે. ”

અલ્પ સમય પછી કૃષ્ણકાન્ત પુનઃ બોલવા લાગ્યોઃ “એવો સરસ લાગ હાથમાં આવ્યો હતો કે વાત જ કરવાની નહિ. પરંતુ તે લક્ષ્મીપ્રસાદની છોકરી છે એટલું જ મ્હારે સ્મરણમાં રાખવું જોઇતું હતું. જો મ્હેં એમ કર્યું હોત તો હાથમાં આવેલી બાજી આમ બગડવા પામત નહિ. પરંતુ નિરાશ થવાથી કંઇ વળે તેમ નથી. માયા! હવે બધી બાજી ત્હારા હાથમાં છે. તું તેને વારંવાર મળવા જા. પરંતુ સંપૂર્ણ સાવધાનતા રાખજે. કારણ કે હવે તેને પ્રત્યેક મનુષ્યપર સંશય આવ્યા વગર રહેનાર નથી. માયા! કેમ કંઇ બોલતી નથી? ત્હારા મનમાં શી વિચાર પરંપરા ચાલી રહી છે?”

“ કંઇ નહિ. મ્હને એક નવીન કલ્પના ઉદ્ભવી છે. “ માયા ગંભીર સ્વરે બોલીઃ “જૂઓ, હું એક ઉપાય બતાવું. ‘ જે ઠેકાણે પેટી દાટવામાં આવી છે તે ગુપ્ત સ્થળ શત્રુઓ જાણી ગયા છે માટે ત્યાંથી કાઢી લઇને બીજે સ્થળે છૂપાવજો. ” એવી મતલબનો ઉષા પર એક પત્ર લખીએ તો? ”

“ એમ કરવાથી શો ફાયદો? ” કૃષ્ણકાન્ત બોલ્યો.

“ તેમ થશે તો ઉષા તરત જ તે પત્ર બુદ્ધિપ્રસાદને વંચાવશે. અને બુદ્ધિપ્રસાદ જો તે પેટી ખસેડવાની કંઇ હિલચાલ કરશે તો તે દુર્બિનની સહાયથી આપણો માણસ જોઇ શકશે. પુનઃ આગળ કેમ કરવું તેનો વિચાર આપણે કરશું. ”

“ હેં? ” કૃષ્ણકાન્ત સ્મિત કરતો બોલ્યોઃ “ બુદ્ધિપ્રસાદ એમ ફસાઇ પડે એવો નથી. તો પણ ત્હારી યુક્તિનો એક વાર ઉપયોગ કરી જોઉં. ‘ લાગ્યું તો તીર નહિંતર થોથું ’ તો છે જ. જો યુક્તિ પાર પડી તો ભેદ સ્હમજી શકાશે અને નહિ પાર પડે તો તેથી કંઇ નુકસાન થવાનું નથી. ”

બરાબર મધ્યરાત્રિના સમયે કૃષ્ણકાન્ત માયાના ઘેરથી જવા લાગ્યો. રસ્તાપર આવતાંની સાથે તેણે ચોમેર દષ્ટિપાત કર્યો. દૂરથી તેણે એક પોલિસ સિપાઇને પોતાના હાથમાંની સોટી આમતેમ ફેરવતો ચાલ્યો જતો જોયો. કૃષ્ણકાન્ત ત્યાંથી ઝપાટાબંધ ચાલવા લાગ્યો. માયાની સામેના બંગલાની દિવાલ ઓથે ઉભી રહીને એક વ્યક્તિ કૃષ્ણકાન્ત અને માયાની હિલચાલ પર દેખરેખ રાખતી હતી. કૃષ્ણકાન્તના ગયા પછી માયાના દિવાનખાનામાંનો દીપક બૂજાઇ ગયો. પેલી વ્યકિત કૃષ્ણકાન્તની પાછળ ગઇ નહિ. તેમ કરવાનું તેને સુરક્ષિત લાગ્યું. નહિ હોય અગર અત્યારે તેને તેમ કરવાની જરૂર નહિં જણાઇ હોય.

બીજે જ દિવસે, ઉષાના નામનું એક પત્ર આવ્યું. તે વાંચીને ઉષાએ બુદ્ધિપ્રસાદને બોલાવ્યો અને તે પત્ર તેના હાથમાં મૂક્યું. પત્ર વાંચી રહ્યા પછી બુદ્ધિપ્રસાદે કંઇ પણ બોલ્યા વગર ઉષા સામું જોઇ સ્મિત કર્યું.

ઉષા પણ સ્મિત કરતી બોલી: "બુદ્ધિપ્રસાદ! તમારાથી કોઇ પણ વાત ગુપ્ત નહિ રાખવાનું મ્હેં તમને જે વચન આપ્યું છે તે પાળ્યું કે નહિ?"

"હા;" બુદ્ધિપ્રસાદ બોલ્યો: "જ્યાં સુધી આમ વચન પાળશો ત્યાં સુધી લેશ માત્ર પણ ભય રાખવાનું કારણ નથી. તમારા પિતાશ્રીએ તમને મ્હારા સ્વાધીન કર્યા હોવાથી, મ્હારા પ્રાણના ભોગે પણ તમારૂં સંરક્ષણ કરવું એ મ્હારો ધર્મ છે. ગઇ કાલે તેવો જ પ્રસંગ બન્યો હતો. સારૂં થયું કે ઇશ્વરકૃપાથી તમે તે બદમાશોના સપાટામાંથી છટકી શકયાં. પરંતુ હવે પુનઃ તેમના સપાટામાં સપડાયાં તો છટકી શકવાની આશા જ રાખશો નહિ."

"હવે એવો પ્રસંગ હું આવવા જ નહિ દઉં." થોડીવાર શાન્ત રહ્યા પછી ઉષા પુનઃ બોલવા લાગી: "બુદ્ધિપ્રસાદ! મ્હારે તમને એક વાત પૂછવી છે. તમે તેનો સરળ અને સ્પષ્ટ ઉત્તર આપશો કે?

"શી વાત પૂછવા ઇચ્છો છો?"

"બુદ્ધિપ્રસાદ! પિતાશ્રી હયાત છે કે?"

બુદ્ધિપ્રસાદ ઉષા પ્રત્યે તાકી રહ્યો. થોડી વાર પછી ગંભીર વદને તે બોલ્યો: "બ્હેન! તત્સંબંધી હાલ એક શબ્દ સરખો પણ નહિ ઉચ્ચારવાનો મ્હારો દૃઢ નિશ્ચય છે."

આ ઉત્તર સાંભળીને ઉષા મ્હોઢેથી હસવા લાગી. તે જોઇને બુદ્ધિપ્રસાદ બોલ્યો: "તમને શાથી હસવું આવેછે?"

“ કંઇ નહિ. ” ઉષા બોલી: “ મ્હારા પ્રશ્નનો ઉત્તર તમારી પાસેથી મળી ચૂક્યો ! મ્હારા પિતાશ્રી હયાત છે એવી હવે મ્હારી ખાત્રી થઇ છે. કારણ કે જો તે હયાત ન હોય તો તે વાત ગુપ્ત રાખવા માટે તમે આટલી બધી ચિન્તા શા સારૂ રાખો ? ગઇ કાલના પ્રસંગ પરથી, આ બધી ખટપટ ચાલી રહી છે તે માત્ર પિતાશ્રીની સંપત્તિને લીધે જ છે એવી મ્હારી પ્રતીતિ થઇ છે. મ્હને લક્ષ્મી પ્રત્યે બિલકુલ મોહ નથી. ચોરી, ખૂન અને એવા અનેક અત્યાચારોને જન્મ આપનાર લક્ષ્મી જ છે. દ્રવ્યની લોલુપતાથી મ્હોટાં મ્હોટાં મહારાજ્યો પણ તલ્વાર પકડીને લઢવા માટે તૈયાર થાય છે. ”

“ ખરી વાત છે. ” બુદ્ધિપ્રસાદ બોલવા લાગ્યો: ” લક્ષ્મી જ બધા અત્યાચારની ઉત્પાદક છે. પરંતુ તેનો યોગ્ય ઉપયોગ કરનાર પાસે જો તેનો સારો સંગ્રહ હોય તો તેને લીધે કેટલાંક સુકૃત્યો પણ થઇ શકે છે. વારૂ, પણ અત્યારે આપણે આ પત્ર સંબંધી કંઇક વિચાર કરીએ. મ્હને તો એમ જ લાગે છે કે તમને પ્રથમનો પત્ર લખનાર વ્યક્તિએ જ આ પત્ર પણ લખ્યો હોવો જોઇએ. કારણકે તમારા પિતાશ્રી આવું અવિચારી કાર્ય કદિ પણ કરે જ નહિ એવી મ્હને પ્રતીતિ છે. પોતાનું રહસ્ય શત્રુને જાણી જવા દે એવા ભોળા નથી. ”

“ મ્હને પણ એમ જ લાગે છે. અને જો પિતાશ્રી એમજ કરવા ઇચ્છતા હોય, તો તે આ પત્ર તમારા પરજ લખે. કારણ કે હજી તેમણે મ્હને નજરે પણ જોઇ નથી તો પછી તેમની સંપત્તિ ક્યાં છે, એ વાતની મ્હને ખબર પણ ક્યાંથી હોય ? ”

“ ત્યારે તમે એક કામ કરો ! ” બુદ્ધિપ્રસાદ બોલ્યો: “ લીલા અને દિનકરને આ પત્ર બતાવો. અને તેમને એમ જણાવો કે આ પત્ર પરથી શું કરવું તેની મ્હને કશી સ્હમજણ પડતી નથી. તે સાથે એમ પણ કહેજો કે બુદ્ધિપ્રસાદને આ પત્ર વંચાવ્યો હતો પરંતુ તે પણ આ પત્ર વાંચીને, મુંઝાઇ ગયા છે. ”

“ બહુ સારૂં. આપની સૂચના પ્રમાણે જ કરીશ. ” ઉષા બોલી.

ત્યારપછી તે પત્રના સંબંધમાં વિવિધ પ્રકારના તર્કવિતર્ક કરતો બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૯ મું.

## નવલખી પેટી.

મધ્યરાત્રિના સમયે સોનેરીટોળી (કૃષ્ણકાન્ત અને તેના અનુયાયીઓ)ની સભા તેમના નક્કી કરી રાખેલા ગુપ્ત સ્થળે ભરાઇ. બદમાશોના મ્હોંપર કાળાં કપડાં વિંટાળેલાં હતાં. આજની સભા લક્ષ્મીપ્રસાદના કામનો નિર્ણય કરવા માટે જ બોલાવવામાં આવી હતી. સર્વ બદમાશો આવી ગયા પછી સભાનું કામકાજ શરૂ થયું. કૃષ્ણકાન્ત પ્રમુખસ્થાને બિરાજ્યો હતો. તે બોલ્યો: "લક્ષ્મીપ્રસાદના મુનિમ બુદ્ધિપ્રસાદને તમારામાંનો કોઇ ઓળખે છે કે?"

"હા; હું તેને સારી રીતે ઓળખું છું. હજારો માણસની સંખ્યામાંથી હું તેને તરત જ ઓળખી શકું તેમ છું. કદાચ તેણે વેષાંતર કર્યું હોય તો પણ હું ભૂલ થાપ ખાઉં તેમ નથી." એમ બોલીને રમણિકે બુદ્ધિપ્રસાદના સ્વરૂપનું એવું તો તાદૃશ વર્ણન કર્યું કે સર્વે બદમાશોને એમ જ લાગ્યું કે બુદ્ધિપ્રસાદ તેમની દૃષ્ટિ સમક્ષ જ ન ઉભો હોય!

એ સાંભળીને કૃષ્ણકાન્ત બોલ્યો: "રમણિક ત્હારૂં શિર સુવર્ણનું બનેલું હોત તો પણ તે ખરીદવા સારૂ હું ગમે તેટલી કિંમત આપત."

"તે સુવર્ણનું નથી ત્યારે જ હજી સુધી તેનું અસ્તિત્વ રહેવા પામ્યું છે." સ્મિત કરતાં રમણિક બોલ્યો.

"વારૂ, તમારામાંના સર્વ કોઇ હવે બુદ્ધિપ્રસાદને ઓળખી શકશે જ એવી મ્હારી ખાત્રી છે. તેના વિષે વિશેષ હકીકત કોઇના જાણવામાં છે.?" કૃષ્ણકાન્ત બોલ્યો.

બુદ્ધિપ્રસાદના પૂર્વ ઇતિહાસ સંબંધી કોઇને વિશેષ માહિતી નહોતી. દિનકર દ્વારા માત્ર જે થોડી ઘણી હકીકત સાંભળી હતી તે ઉપરથી કૃષ્ણકાન્ત બોલવા લાગ્યો: "બુદ્ધિપ્રસાદનું મૂળ વતન મોરબીમાં છે. તેનાં માતા પિતા, ભાઇબ્હેન આદિ કોઇ પણ હયાત નથી. આશરે ચૌદ વર્ષ પહેલાં તેની સ્થિતિ ઘણી કઢંગી થઇ ગઇ હતી. લક્ષ્મીપ્રસાદ પણ ફરતો ફરતો મોરબીમાં જઇ ચઢયો હતો. અને તેની સાથે બુદ્ધિપ્રસાદનો મેળાપ થયો ત્યારથી તે લક્ષ્મીપ્રસાદ સાથે રહે છે. બુદ્ધિપ્રસાદ મિતભાષી, બુદ્ધિશાળી અને નિમકહલાલ

છે. દ્રવ્યલોભથી તેને આપણા પક્ષમાં લઇ શકાય તેમ નથી. લક્ષ્મીપ્રસાદે જો તે પેટી તેને સ્વાધીન કરી હશે તો તેને જીવતો બાળી મૂકીશું તોપણ તે વાતની બાતમી આપણને બુદ્ધિપ્રસાદ પાસેથી મળી શકશે નહિ."

"ત્યારે શું આ શિકાર છોડી દેવો ?" બધા બદમાશો એકી સાથે બોલી ઉઠયા.

"નહિ, નહિ;" કૃષ્ણકાન્ત બોલ્યો: "એમ પણ થઇ શકે તેમ નથી. પરંતુ આ કાર્ય ઉતાવળ કરવાથી પાર પડી શકે તેમ નથી. રાત્રિદિવસ પ્રયત્નશીલ રહીને યોગ્ય સમય પ્રાપ્ત થાય ત્યાં સુધી ધૈર્ય રાખવાની જરૂર છે. બીજો કોઇ ઉપાય જ નથી. બુદ્ધિપ્રસાદ ગમે તેવો કાર્યદક્ષ હશે તોપણ તે એક મનુષ્ય જ છે. કોઇ પણ સમયે તે ભૂલ કર્યા વગર રહેશે નહિ."

"બરાબર." રમણિક બોલ્યો: "તમારૂં કહેવું સત્ય છે. લક્ષ્મીપ્રસાદના બંગલાની સામે આપણે જે ઘર ભાડે રાખ્યું છે તેના બીજા અને ત્રીજા માળપર દૂર્બિન ગોઠવી દેવામાં આવ્યાં છે. બુદ્ધિપ્રસાદની હિલચાલપર બન્ને માણસો રાત્રિ દિવસ સખ્ત નજર રાખે છે. આ સિવાય બીજાં બે ત્રણ માણસોને તેના બંગલાની આસપાસ ફરતાં રાખવાં એવો મ્હારો વિચાર છે."

કૃષ્ણકાન્તે રમણિકના વિચાર પ્રત્યે સંમતિ દર્શાવી. રમણિકે યોગ્ય વ્યવસ્થા પણ કરી નાંખી. ત્યારબાદ મંડળી બરખાસ્ત કરવામાં આવી.

કૃષ્ણકાન્તની મંડળીમાં કોઇ પણ માણસને તેનું નામ લઇને બોલાવવાનો રિવાજ નહોતો. તેમના મ્હોંપર વિંટાળેલા કાળાં કપડાં ઉપર નંબર ટાંકવામાં આવ્યા હતા. અને તે ઉપરથી જ તેઓ પરસ્પર ઓળખી શકતા હતા. અમે જે નામો આપેલાં છે તે માત્ર વાંચકોની સુગમતાની ખાતર જ આપેલાં છે. કૃષ્ણકાન્ત અને રમણિક સાધારણ અંગ્રેજી જાણતા હતા. મંડળીના અન્ય બદમાશોથી કોઇ વાત ગુપ્ત રાખવાની હોય ત્યારે તેઓ બન્ને અંગ્રેજીમાં વાતચિત કરતા. આથી કેટલાક બદમાશો અસંતુષ્ઠ રહેતા અને એ બન્નેનાં મ્હોં જોવા માટે નિરંતર લાગ શોધતા. પરંતુ અદ્યાપિ પર્યંત તેમની તે આશા સફળ થઇ શકી નહોતી.

બીજે દિવસે સ્હવારે માયા ઉષાને મળવા ગઇ. તેણે તેનું આદરપૂર્વક સ્વાગત કર્યું. તેઓ બન્નેએ કેટલાક સમય સુધી વાતચિત કરી. પરંતુ જ્યારે ઉષાના મ્હોંએ અમુક બદમાશોએ તેને

ફસાવી હતી, એ સંબંધી એક અક્ષર સુદ્ધાં તેણે સાંભળ્યો નહિ ત્યારે પોતાના વિષે પણ ઉષાને સંશય આવ્યો હોવો જોઇએ એમ માયાને લાગ્યા વગર રહ્યું નહિ. ઉષા એક ભોળી છોકરી નથી, પરંતુ ઘણી જ કાબેલ તરુણી છે, એવી તેની પ્રતિતિ થઇ. તેની સાથે સાવધાનતાથી વર્તવાનો માયાએ પોતાના મનમાં નિશ્ચય કર્યો. એટલામાં ઉષાએ પોતાના પોલકાના ગજવામાંથી પેલો પત્ર કાઢ્યો અને તે માયાના હાથમાં મૂક્યો. તે વાંચીને માયાની શંકા દૂર થઇ ગઇ. જો પોતાનાપર વિશ્વાસ ન હોય તો ઉષા આવો પત્ર પોતાને બતાવે જ નહિ એમ તે પોતાના મનમાં માનવા લાગી. તે પત્ર તરફ એકીટશે જોઇ રહેલી માયા ઉષાને સંબોધીને બોલી: "ઉષા, ત્હારા પિતા જીવે છે ખરૂં ?"

"પણ મ્હને હજી તે બાબતમાં ચોક્કસ વિશ્વાસ ઉત્પન્ન થતો નથી." નિરાશ વદને ઉષા બોલી.

"કેમ વારૂ; આ પત્રપરથી ત્હારા પિતા હયાત છે એવી ત્હારી ખાત્રી નથી થતી ?"

"બિલકુલ નહિ; કારણકે પત્રમાં લખ્યા પ્રમાણેની ગુપ્ત સંપત્તિ શોધવા માટે મ્હેં બહુ બહુ પ્રયત્નો કર્યા. કબાટ. પેટીઓ અને ભોંયરૂ વગેરે સર્વ સ્થળે તપાસ કરવાથી પણ એક કોડી સુદ્ધાં મ્હને મળી શકી નથી. જો આટલી બધી સંપત્તિ મ્હારા હાથમાં આવી જાય તો–"

"તો શું ?" માયા વચ્ચે જ બોલી ઉઠી: "તું આટલી બધી સંપત્તિ શું કરીશ ?"

"બધી સંપત્તિ હું એક બેન્કમાં જમા કરાવીશ અને મ્હારા પિતાનું સંકટ દૂર કરવામાં તેનો વ્યય કરીશ. પરંતુ તે મ્હારા હાથમાં આવે એટલા માટે મ્હારે શું કરવું તેની મ્હને કંઇ જ સ્હમજણ પડતી નથી." આટલું બોલતાં બોલતાં ઉષાની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તે બોલવા લાગી: "માયામાશી ! ઘરમાં હજારો રૂપિઆની નોટો છે પણ તે મ્હારે શા ઉપયોગની ? એક કોડી સુદ્ધાં પણ મ્હને તેમાંથી થોડી જ મળનાર છે ? તે સંપત્તિ બધી મ્હારા સ્વાધીન નથી. વળી હું એ બધી મિલ્કતની હકદાર માલિક છું એવું સાબીત કરવા માટે મ્હારી પાસે કંઇ પૂરાવો પણ નથી. પિતાશ્રીએ 'વિલ' કર્યું નથી કે જેથી હું તેની ઔરસ કન્યા છું, એવું પણ સાબીત કરી શકું. પિતાશ્રી પ્રત્યક્ષ હાજર હોય તો જ હું તેમની હક્કદાર પુત્રી છું એવું સાબીત થઇ શકે."

ઉષાનું આ સંભાષણ સાંભળીને તે લક્ષ્મીપ્રસાદની જ પુત્રી છે કે સોનેરીટોળીની આંખમાં ધૂળ નાખવાના ઉદ્દેશથી, ખરી કન્યાને છૂપાવીને આ કોઇ અનાથ છોકરીને અહિં રાખવામાં આવેલ છે, એવી શંકા માયાના મનમાં ઉદ્ભવી. ગમે તેમ કરીને પણ ઉષાને પોતાના કબજામાં લેવાનો તેણે નિશ્ચય કર્યો. જો તે લક્ષ્મીપ્રસાદની જ પુત્રી હશે તો પોતાની પુત્રીને છોડાવવાનો પ્રયત્ન લક્ષ્મીપ્રસાદ કરશે જ. અને જો તેમ નહિ હોય તો આ છોકરી પોતાના કારસ્થાનમાં ઉપયોગી થઇ પડશે એવો નિશ્ચય માયાએ પોતાના મનમાં કર્યો. તે બોલી: "ઉષા! ત્યારે ભવિષ્યમાં ત્હારૂં શું થશે ? અન્નવસ્ત્ર માટે તો પૂરતી વ્યવસ્થા જોઇશે જ ને ?"

" મ્હારા પિતાશ્રીએ બુદ્ધિપ્રસાદના નામપર દશ બાર હજાર રૂપિઆની રકમ બેન્કમાં જમા કરાવી હોવાથી હાલ તો ચિન્તા રાખવા જેવું નથી. ભવિષ્યમાં વળી ઇશ્વર જેવો ધણી છે."

" એવું શું બોલે છે, ઉષા! " લીલા બોલવા લાગી: " મ્હારી માતાનો આશ્રમ ત્હારો જ છે. આપણે બન્ને ત્યાં જઇને રહીશું. મ્હારી માતા ત્હારા પ્રત્યે પણ મ્હારા જેટલો જ પ્રેમ ધરાવે છે એ તો તું પણ કયાં નથી જાણતી ?"

દિવાનખાનામાં આ પ્રમાણે સંવાદ ચાલી રહ્યો હતો એવામાં નિત્ય નિયમ પ્રમાણે દિનકર ત્યાં આવી પહોંચ્યો. હમણાં ઉષાનો દિનકર પ્રત્યેનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો જતો હતો. તેમ થવાનાં બે કારણો હતાં. એક તો તે પોતાના પિતાનો સ્નેહી હતો અને બુદ્ધિપ્રસાદનો પણ તેના ઉપર વિશ્વાસ હતો. બીજું કારણ એ હતું કે તેના વિષે ઉષાના અંતરમાં પ્રેમભાવના જાગ્રત થઇ હતી.

આજે દિનકર પોતાની સાથે એક પેટી લાવ્યો હતો. તે પેટીમાં પુષ્પ હતાં. તેણે તે પેટી ઉષાને ભેટ કરી. ઉષાએ સ્મિત કરતાં કરતાં આદરપૂર્વક તેનો સ્વીકાર કર્યો. માયા નજીકમાં જ બેઠી હતી. તે પોતાના મનમાં જ બબડવા લાગી: " આ શું? આ લુચ્ચા બાતમીદારનું મન ઉષામાં આટલું બધું તે શું ગુંથાઇ ગયું છે કે તે મ્હારા તરફ લક્ષ્ય પણ આપતો નથી. આ છોકરી પણ તેને આટલી બધી છૂટ શાથી લેવા દેતી હશે? આ ભિખારી જેમ તેમ નોકરી કરીને પેટપૂરતું કમાય છે. આવી લક્ષાધિપતિની કન્યાપર પ્રેમ રાખવાથી તેને શો લાભ થવાનો છે?"

દિનકરના અંતરમાં પણ વારંવાર આ જ પ્રશ્ન ઉપસ્થિત થતો

હતો. " હું ગરીબ સ્થિતિનો માણસ છું. મ્હારા જેવા નિર્ધન તરુણ સાથે ઉષા લગ્ન ગ્રન્થિથી જોડાશે કે ? "

આતરફ લક્ષ્મીપ્રસાદ શેઠના બંગલા સામે કૃષ્ણકાન્તે ભાડે રાખેલા ઘરમાં દૂર્બિનથી બુદ્ધિપ્રસાદની હિલચાલપર નજર રાખનાર મનુષ્યે દિનકરના હાથમાં એક પેટી દીઠી કે તરત જ તેનું મન અસ્વસ્થ થયું. તે પેટી તરફ તે લક્ષ્યપૂર્વક તાકીને જોવા લાગ્યો. પરંતુ તે પેટી પુષ્પથી ભરેલી હતી એમ જાણવામાં આવતાંની સાથે જ તે હસી પડયો અને મનમાં જ બોલવા લાગ્યો: " હું કેવો મૂર્ખ ! ગમે તેવી પણ પેટી જોઉં છું કે તરત જ મ્હને પેલી પેટીના જ ભણકારા લાગેછે." તરત જ તેણે દૂર્બિન નીચે મૂક્યું. વિશ્રાન્તિ લેવા સારૂ તેણે ખિસ્સામાંથી સિગાર કાઢીને સળગાવી અને ધૂમ્રપાનના ગોટે ગોટા કાઢવા લાગ્યો.

વાચક, લક્ષ્મીપ્રસાદે પોતાની મિલ્કત એક પેટીમાં ભરી હતી તે વાત બદમાશો સારી રીતે જાણતા હતા. તેઓ તેને **નવલખી પેટી** કહેતા હતા. અને તે પ્રાપ્ત કરવા માટે જ તેઓ આટલી બધી ખટપટ કરી રહ્યા હતા. દિનકરે ઉષા સાથે કેટલીકવાર સુધી વાતચિત કરી. પરંતુ માયા હાજર હોવાથી તે સમયની વાતચિતમાં કંઇ ખાસ મહત્વ નહોતું. ઉષાએ પણ આ સમયે કોઇ ખાસ વિષય સંબંધી વાતચિત કરી નહિ. થોડા સમય પછી દિનકર ઉષાની રજા લઇને પોતાને ઘેર ગયો. માયા પણ તરત જ ત્યાંથી ચાલતી થઇ.

ત્યારબાદ બુદ્ધિપ્રસાદ ધીમે પગલે ઉષાના દિવાનખાનામાં આવ્યો. સામેના મકાનમાં બે દૂર્બિનો તેણે દિવાનખાનામાં ઉભાં ઉભાં જોયાં. તેણે ઉષાને સ્વસ્થપણે બેસવાનો નેત્રસંકેત કર્યો. તે એક ખુણા પાસે ગયો અને તેણે દિવાનખાનામાં પાથરેલી જાજમનો છેડો ઉંચો કર્યો. તરત જ તેણે જમીનપરનું એક પાટીઉં ઉંચું કર્યું અને તેમાંથી એક લોખંડી પેટી કાઢી. તે પેટીપર ' લક્ષ્મીપ્રસાદ ' એવું નામ લખેલું હતું. તરતજ પાટીઉં ઢાંકી દઇને તેના પર જાજમ પાથરી દીધા પછી તે પેટી લઇને બુદ્ધિપ્રસાદ દિવાનખાનાની બહાર ચાલ્યો ગયો.

તરત જ સામેના મકાનમાંથી એક માણસ દોડતે પગે લક્ષ્મીપ્રસાદના બંગલા પાસે આવી પહોંચ્યો અને તેણે દ્વારપર જોરથી એક થાપો માર્યો. ઉષાએ લીલાને દ્વાર ઉઘાડવાની સૂચના કરી અને પોતે દિવાનખાનામાં જ બેસી રહી.

લીલાએ દ્વાર ઉઘાડયું એટલે આવનાર માણસ તેને ઉદ્દેશીને બોલ્યો: " બુદ્ધિપ્રસાદ કયાં છે ! મ્હારે તેમની સાથે ઘણું અગત્યનું કામ છે ? "

"બુદ્ધિપ્રસાદ અત્યારે ઘેર નથી. તે બહાર ગયા છે." એટલું બોલીને લીલાએ દ્વાર બંધ કરી દીધું. આવનાર માણસ અંદર પ્રવેશ કરી શકયો નહિં.

પેલો મનુષ્ય બંગલાના પાછળના ભાગમાં આવ્યો તો ત્યાં તેણે દીવાલ પાસે એક સીડી ઉભી કરેલી જોઇ. બુદ્ધિપ્રસાદ આ સીડીપર ચઢીને જ પલાયન કરી ગયો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ. તે મનુષ્ય સીડી પર ચઢી ગયો અને પાછળના ભાગમાં કૂદી પડયો. તેનો બીજો એક મદદનીશ તેને ત્યાં મળ્યો. તેણે ધીમેથી પેલા મનુષ્યને પૂછ્યું. "શી ગરબડ છે?"

"બુદ્ધિપ્રસાદ પેટી લઇને પલાયન કરી ગયો છે." એટલું કહીને પેલા મનુષ્યે તેને બીજા માર્ગે જવાની સૂચના આપી. બન્નેજણા બુદ્ધિપ્રસાદની પૂંઠ પકડવા માટે જૂદા જૂદા માર્ગે નીકળી પડયા.

બુદ્ધિપ્રસાદ સમુદ્ર કિનારે આવી પહોંચ્યો. એટલે એક સ્ટીમબોટમાં બેસીને તે સમુદ્રની સહેલ કરવા નીકળી પડયો. બુદ્ધિપ્રસાદની સ્ટીમબોટ સમુદ્રમાં હજી ઝાઝી દૂર નહિ ગઈ હોય એટલામાં પેલો મનુષ્ય પોતાના કેટલાક મિત્રો સહિત સમુદ્ર કિનારે આવી પહોંચ્યો. બુદ્ધિપ્રસાદ બોટમાં બેસીને સમુદ્રમાં સહેલ કરતો હતો એ જોઇને તેણે પણ એક સ્ટીમબોટ ભાડે કરી લીધી. બોટમાં બેઠા પછી તે ખારવાને ઉદ્દેશીને બોલ્યો: "પેલી બોટ પાસે આ બોટ સત્વર લઇ જઇશ તો હું તને સો રૂપિયા બક્ષિસ તરીકે આપીશ." સરસર કરતી બોટ જળ માર્ગ કાપવા લાગી..

બુદ્ધિપ્રસાદની બોટની ગતિ કંઇ ધીમી નહોતી. તેણે પણ પોતાના ખારવાને બોટ ઝપાટાબંધ ચલાવવા માટે એક સારૂં ઇનામ આપવાનું જણાવ્યું હતું. બન્ને બોટની હરિફાઇ આ પ્રમાણે ચાલી રહી હતી.

પાછળની બોટમાં બેઠેલા મનુષ્યોને જ્યારે એમ લાગ્યું કે આગળની બોટ પાસે એકદમ પહોંચી શકાશે નહિ ત્યારે પેલા મનુષ્યે બુદ્ધિપ્રસાદને બ્હીવરાવવા સારૂ, પોતાના ગજવામાંની 'રિવોલ્વર' કાઢી અને એક બ્હાર કર્યો. બુદ્ધિપ્રસાદે 'રિવોલ્વર'નો અવાજ સાંભળ્યો એટલે પોતે ભય પામ્યો હોય તેવી મુખમુદ્રા કરી અને બોટની ગતિ ધીમી કરવાની ખારવાને સૂચના કરી. અલ્પ સમયમાં જ ઝપાટાબંધ ચાલી આવતી બોટ બુદ્ધિપ્રસાદની બોટની નજીકમાં આવી પહોંચી.

"બોટ ઉભી રાખ અને ત્હારી પાસેની પેટી મ્હને આપ!"

તે બોટની નજીક પહોંચતાંની સાથે જ પેલા મનુષ્યે બુદ્ધિપ્રસાદને બૂમ પાડીને કહ્યું.

બુદ્ધિપ્રસાદે એક વાર ચોમેર દૃષ્ટિપાત કર્યો અને પોતાની નજીકમાં પડેલી પેટી ઉંચકીને સમુદ્રમાં ફેંકી દીધી. બુદ્ધિપ્રસાદનું આવું અવિચારી કૃત્ય જોઇને પેલો મનુષ્ય ગુસ્સે થઇ ગયો. હવે શું કરવું તેની તેને સૂઝ પડી નહિ. બુદ્ધિપ્રસાદે પોતાની બોટ પરના ખારવાને નેત્રસંકેત કર્યો એટલે તેણે ઝપાટાબંધ બોટ કિનારા તરફ લઇ જવા માંડી. બુદ્ધિપ્રસાદે પાછળ ફરીને 'રિવોલ્વર'નો એક ભડાકો કર્યો. પાછળની બોટના એન્જીનને ગાબડું પડ્યું. તરત જ પેલી બોટ અટકી પડી અને બુદ્ધિપ્રસાદની બોટ કિનારા પાસે આવી પહોંચી. પેલા મનુષ્યને કિનારે આવતાં બહુ જ વિલંબ લાગ્યો.

બુદ્ધિપ્રસાદના નિત્યના ગંભીર વદન પર આજે આનંદની છટા સ્પષ્ટ રીતે વિલાસી રહી હતી. જેવો તેણે દિવાનખાનામાં પગ મૂક્યો કે તરત જ ઉષાએ આશ્ચર્યપૂર્ણ સ્વરે કહ્યું: "બુદ્ધિપ્રસાદ આજે તો કંઇ બહુ જ આનંદિત જણાઓ છો! કંઇ નવાજૂની લાવ્યા છો કે શું?"

"ના; ખાસ નવીન તો નથી. પરંતુ હવે આપણી સંકટરાત્રિ અલ્પ સમયમાં જ પૂરી થશે અને પુનઃ સુખનો ભાનુ પ્રકાશશે એમ મ્હને લાગે છે."

ઉષા બુદ્ધિપ્રસાદનો સ્વભાવ સારી રીતે જાણતી હતી. ગમે તેટલી પૂછપરછ કરવા છતાં પણ પોતાની ઇચ્છા સિવાય બુદ્ધિપ્રસાદ એક શબ્દોચ્ચાર સુદ્ધાં નહિ કરે એવી તેની ખાત્રી હતી; તોપણ બુદ્ધિપ્રસાદ પર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. તેનું વચન સત્ય જ હશે એમ માનીને તે વિશેષ પૂછપરછ ન કરતાં ઉષા ચૂપ રહી.

# પ્રકરણ ૧૦ મું.

## ઉજાણીનું આમન્ત્રણ.

મધ્યરાત્રિના સમયે કૃષ્ણુકાન્ત માયાના મકાને આવ્યો. અત્યારે તેની મુખમુદ્રા સંતપ્ત જણાતી હતી. કૃષ્ણુકાન્તને આવેલો જોઇને માયા બોલી: "કેમ કંઇ નવાજૂની લાવ્યા છો કે શું?"

"શાની કપાળની નવાજૂની?" એક ખુરસી પર બેસતાં બેસતાં કૃષ્ણુકાન્ત બોલ્યો: "બિચારો સોમનાથ મરતાં મરતાં બચી ગયો એટલું વળી સુભાગ્ય! બુદ્ધિપ્રસાદ પેલી નવલખી પેટી લઇને બંદર પર ગયો અને એક સ્ટીમબોટ ભાડે કરીને સમુદ્રમાં ફરવા નીકળ્યો. અમે તેની પૂંઠ પકડી. પરંતુ બુદ્ધિપ્રસાદે તે પેટી સમુદ્રમાં ફેંકી દીધી અને કિનારા તરફ પાછા ફરતી વખતે સોમનાથના અંગપર 'રિવોલ્વર' ફોડી. સુભાગ્યે તે સોમનાથને વાગવા પામી નહિ. પરંતુ મોટરબોટનું એન્જીન તૂટયું. હું પણ વેષાંતર કરીને સોમનાથની સાથે જ ગયો હતો. મોટરબોટનું એન્જીન તૂટયાની ખબર પડતાંની સાથે જ અમે બધા સમુદ્રમાં કૂદી પડયા અને તરતાં તરતાં કિનારે આવ્યા. તે બોટવાળાનું શું થયું હશે તે તો ઇશ્વર જાણે? પરંતુ આ ધાંધલમાં એક ગંભીર ભૂલ મ્હારા હાથે થવા પામી છે. આજ સુધીમાં માત્ર રમણિક સિવાય કોઇ પણ મનુષ્ય મ્હારો ચ્હેરો જોઇ શકયું નથી. જ્યારે અમે સમુદ્રમાં કૂદી પડયા ત્યારે મ્હારા મ્હોંપરનું કપડું ખસી જવાથી સોમનાથ મ્હારૂં મ્હોં જોઇ ગયો છે. જો કે મ્હેં તરત જ મ્હારૂં મ્હોં ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ સોમનાથની મુખમુદ્રાપરથી તો તે મ્હને ઓળખી ગયો હોવો જ જોઇએ એમ મ્હને ખાત્રી પૂર્વક લાગે છે."

"હશે, તેથી શું નુકસાન થવાનું છે? પરંતુ પેલી પેટીનું શું થયું?" માયા બોલી.

"હવે પેટીની આશા છોડી દે." કૃષ્ણુકાન્ત નિરાશ વદને બોલ્યો: "માયા, જે ઠેકાણે બુદ્ધિપ્રસાદે પેટી નાખી છે તે ઠેકાણે એટલું બધું ઉંડું પાણી છે કે હું, લક્ષ્મીપ્રસાદ, કે સાક્ષાત્ બ્રહ્મા આવે તો તેમનાથી પણ તે પેટી શોધી શકાય તેમ નથી."

"મ્હને લાગે છે અત્યારે તમે કેફમાં છો. નહિંતર તમારી બુદ્ધિ આટલી બધી બ્હેર મારી જાય નહિ." માયા સ્મિત કરતી બોલી.

"માયા ! આમ મશ્કરી કરવી જવા દે. હું કદિ પણ વધારે કેફ કરતો જ નથી: મ્હારા શરીરની મ્હને ઘણીજ કિંમત છે. હું, પણ ત્હારા બોલવાનો અર્થ હું સ્હમજી શકયો છું. એમ કંઇ હું બુદ્ધિપ્રસાદની યુક્તિથી ફસાઉં તેવો નથી. હું ધારૂં છું તે કરતાં પણ તે ઘણો જ લુચ્ચો હોય એમ જણાય છે. તેના આજના આચરણથી બે કલ્પના થઇ શકે છે. એક તો એ કે ઉપાપર લખેલો પત્ર તેના વાંચવામાં આવ્યો હોવો જોઇએ અને તેથી તે **નવલખી પેટી** કોઇ સુરક્ષિત સ્થળે મૂકી આવવા સારૂ તે ઘેરથી નીકળ્યો હોવો જોઇએ. પરંતુ અમે તેની પાછળ પડેલા છીએ, એવી ખબર પડવાથી, અમને નિરાશ કરવા સારૂ, તે પેટી તેણે સમુદ્રમાં ફેંકી દીધી હોવી જોઇએ. બીજી કલ્પના એ છે કે પેલી પેટી તેણે કોઈ સુરક્ષિત સ્થળે મૂકીને, એક બીજી ખાલી પેટી લઇને જ તે ઘેરથી નીકળ્યો હોવો જોઇએ. અને 'પેટી તો સમુદ્રના તળીએ જઇને બેઠી' એમ માનીને, અમે તે મેળવવાના પ્રયત્નો છોડી દઇએ એવું કરવા સારૂ તેણે આમ કર્યું હોવું જોઇએ. ગમે તેમ હોય પરંતુ હું તેની હિલચાલ પર હજી પણ વધારે બારિક તપાસ રાખતો રહીશ અને બંદરપર પણ મ્હારાં માણસો ગોઠવી દઇશ."

માયાએ કૃષ્ણકાન્તને દૃઢ સ્નેહાલિંગન આપ્યું અને તેનો હાથ પોતાના હાથમાં લઇને તેની નજીકમાં બેસતાં ધીમેથી બોલી: "તમને એક ગમ્મત દેખાડું ?"

કૃષ્ણકાન્તે ઉત્સુકતાથી પૂછ્યું: "માયા, શું છે ? બોલ, તું કહે તેમ કરવાને હું તૈયાર છું."

માયા કૃષ્ણકાન્તનો હાથ પકડીને ઉભી થઇ. તેણે મેજપરનો દીપક હોલવી નાખ્યો અને બન્ને જણાં દિવાનખાનાના દ્વાર પાસે આવીને ઉભાં રહ્યાં. એટલામાં સામેના મકાનની દિવાલ પાસે થઇને એક મનુષ્ય લપાતો છૂપાતો સરિઆમ રસ્તા તરફ ચાલ્યો ગયો.

"આ કોણ ?" કૃષ્ણકાન્ત આશ્ચર્ય પામતો બોલ્યો.

"કોણ જાણે ? દરરોજ રાત્રિએ જ્યારે તમે અહિંથી જાઓ છો અને હું દીપક હોલવી નાખુંછું કે તરત જ તે મનુષ્ય અહિંથી ચાલ્યો જાયછે."

"હું જાઉં છું ત્યાર પછી જ તે અહિંથી જાય છે કે ?"

"હા; પહેલાં તો હું એમ ધારતી હતી કે તે બીજા માળે ભાડે રહેતો હોવો જોઇએ. પરંતુ હું દીપક હોલવી નાખું છું કે તરત જ

તે અહિંથી ચાલ્યો જાય છે તેથી મ્હારી હિલચાલ પર નજર રાખવા સારૂ જ તે અહિં આવતો હોવો જોઇએ એમ મ્હને લાગે છે. પરંતુ મુખ્યત્વે કરીને તો તમારી આવ જા પર દેખરેખ રાખવા સારૂ જ તે અહિં આવતો હોવો જોઇએ."

"પરંતુ જ્યારે તે મ્હારી પૂંઠ પકડતો નથી ત્યારે અહિં જ બેસીને મ્હારી હિલચાલ પર નજર રાખવામાં તેનો શો ઉદ્દેશ હોવો જોઇએ ?"

"મ્હારા મનમાં પણ એ જ પ્રશ્ન ઉપસ્થિત થયો છે."

"પણ તે મ્હારી હિલચાલપર જ નજર રાખે છે એમ પણ શી રીતે માની શકાય ?"

"તેની નજર આ દિવાનખાનાપર જ છે એટલું તો હું ખાત્રી પૂર્વક કહું છું." એટલું કહીને માયાએ પુનઃ દીપક પ્રકટાવ્યો અને બન્ને જણાં એક પલંગ પર જઇને બેઠાં.

પેલો મનુષ્ય થોડે દૂર નહિ ગયો હોય એટલામાં તેણે પાછા ફરીને માયાના દિવાનખાના તરફ દૃષ્ટિ ફેંકી. દિવાનખાનામાં પુનઃ દીપકનો પ્રકાશ પડવા લાગ્યો હતો એ જોઇને તે ત્યાં જ ઉભો રહ્યો અને સ્વગત બોલ્યો: "આ લોકોની પણ મ્હારાપર નજર હોય એમ લાગે છે! ઠીક છે. આ જગત અનેક ચમત્કારોથી પ્રપૂર્ણ છે. પરંતુ માત્ર સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારને જ આવા ચમત્કારો જોવાના પ્રસંગ મળે છે." એટલું બોલીને તે મનુષ્ય આગળ ચાલવા લાગ્યો.

પલંગપર બેઠાં બેઠાં થોડી વાર વિચાર કર્યા પછી કૃષ્ણકાન્ત બોલ્યો: "માયા! આ મનુષ્યને સત્વર પકડવો જોઇએ. તેમ કર્યા વગર આ રહસ્ય કળી શકાય તેમ નથી."

"ઠીક છે. આવતી કાલે તમે અહિં હશો ત્યારે જ હું હંમેશના વખતે દીપક હોલવી નાંખીશ. પછી આપણે બન્ને જણાં એકદમ તેને નીચે જઇને પકડશું." માયા બોલી.

"આ મનુષ્ય અહિં જ મ્હારી હિલચાલ પર દેખરેખ રાખવા સારૂ કેમ આવતો હશે ?" કૃષ્ણકાન્ત બોલ્યો. તેના મુખમુદ્રાપર ચિન્તાની છાયા પ્રસરી ગઇ. તેના કપાળ પર કરચલીઓ પડી.

"આવી સુકુમાર અવસ્થામાં ચિન્તામગ્ન થવાની શી જરૂર છે ?" માયા સ્મિત કરતી બોલવા લાગી: "આમ ચિન્તામગ્ન રહેવાથી આપના અપ્રતિમ સૌન્દર્યને કદાચ સહજ પણ નુકસાન થવાનો સંભવ રહે છે."

"હું વૃદ્ધ થઇ જઇશ એવી ત્હને ચિન્તા થવા લાગીછે કે ?" કૃષ્ણકાન્ત મોટેથી હસવા લાગ્યો અને બોલ્યો: "મ્હારૂં શરીર તો વૃદ્ધ થવાનું હશે ત્યારે થશે, પરંતુ માયા, મ્હારી બુદ્ધિ તો દિનપ્રતિદિન વિકાસ પામતી જાય છે એટલું નક્કી માનજે. ત્રણ ત્રણ વખત લક્ષ્મી-પ્રસાદને પકડવાના પ્રયત્નો કરવા છતાં પણ નિરાશા જ પ્રાપ્ત થતી જાય છે. કોણ જાણે કે મ્હારી કલ્પનાઓમાં શું ભૂલ થવા પામતી હશે!"

"અત્યાર સુધીમાં તો તમે દરેક પ્રયત્નમાં યશસ્વી જ નિવડયા છો. પરંતુ મ્હને લાગે છે કે આ સમય જ અનુકૂળ નહિ હોય. ભાગ્યચક્ર કંઇ સતત સ્થિર જ હોય છે કે?" માયા બોલી.

માયાના પ્રશ્નનો ઉત્તર ન આપતાં કૃષ્ણકાન્ત તરત જ ઉભો થયો. તેણે એક સિગાર સળગાવી. ધૂમ્રના ગોટા ઉડવા લાગ્યા. સિગાર પીતાં પીતાં તે દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યો. બીડી પીતાં કૃષ્ણકાન્ત કંઇ પણ નવીન જ કલ્પનાઓ રચે છે એમ માયા તરત જ સહમજી ગઇ. થોડી વાર પછી સિગાર ફેંકી દઇને કૃષ્ણકાન્ત માયા પાસે આવીને બેઠો અને બોલ્યો: "કુર્લાના સ્ટેશન નજીકના પેલા જૂના બંગલામાં ઉજાણી કરવાની વ્યવસ્થા કરવાની છે."

"શા માટે ?" માયાએ પ્રશ્ન કર્યો.

"તું ઉજાણીનું આમન્ત્રણ આપીને ઉષાને ત્યાં લાવી શકીશ ?"

"પ્રયત્ન કરી જોઉં."

"આ પ્રયત્ન સફળ જ થવો જોઇએ. અને જો તેમ થયું તો ઉષા આપણા પંઝામાં આવી જ સ્હમજ. તે બંગલામાં જે જે ગુપ્ત સ્થળો છે તે બધાં મ્હારા જાણવામાં છે. જ્યાં સુધી ઉષાને આપણા કબ્જામાં નહિ લઇ શકીએ ત્યાં સુધી લક્ષ્મીપ્રસાદનું કોકડું ઉકેલી શકાય તેમ નથી. જો લક્ષ્મીપ્રસાદ હયાત હોય તો પોતાની એકની એક પુત્રી, તથા ઘરબાર વગેરે ત્યજીને આમ ગુપ્ત રીતે શા માટે છૂપાઇ રહે? વારૂ, તે મરણ પામ્યો છે એમ માનીએ તો સમુદ્રમાંથી બચવા પામેલો તે પાંચ હજાર રૂપિઆવાળો મનુષ્ય કોણ? અને તે કયાં હોવો જોઇએ? બુદ્ધિપ્રસાદે પેલી પેટી સમુદ્રમાં શા માટે ફેંકી દીધી? તેમ જ ત્હારા મકાન પર બારિક તપાસ રાખનારો મનુષ્ય કોણ? આ બધા પ્રશ્નોનો વિચાર કરતાં હું એવો જ નિર્ણય કરી શકું છું કે લક્ષ્મીપ્રસાદ હયાત જ હોવો જોઇએ. અને આ ખટપટ પણ તેના પ્રયત્નથી જ થતી હોવી જોઇએ. ઠીક છે. ગમે તેમ હોય, તો-પણ આ કૃષ્ણકાન્ત તેનો પીછો છોડનાર નથી એટલું તો તું ખાત્રી પૂર્વક માનજે."

"ખરેખર, ઇશ્વરે આપણી બન્નેની જોડી તો યોગ્ય જ મેળવી આપી છે હોં ?" માયા સ્મિત કરતી બોલી.

"પ્રિયે, ત્હારા સૌન્દર્યની સાથે ત્હને કારસ્થાનપટુત્વ પણ ઇશ્વરે સ્હારૂં આપ્યું છે." કૃષ્ણકાન્ત માયા પ્રત્યે પ્રેમકટાક્ષ ફેંકતો બોલવા લાગ્યો: "પરંતુ, મ્હારી બુદ્ધિ શયતાનના જેવી જ છે. મૃત્યુ પામતાં સુધી હું આ જગતમાં ભટકતો જ રહીશ."

"મૃત્યુ પામતાં સુધી ?" ભય પામતી માયા બોલી.

"હાસ્તો ને ? અન્ય માણસો મૃત્યુ પામવાની સ્થિતિમાં હોય છે ત્યારે તેની શય્યાની આસપાસ તેનાં આપ્તજનો બેઠાં હોય છે. વૈદ્યરાજ તેની નાડી તપાસતા હોય છે અને બ્રાહ્મણો ઇશ્વરસ્તવન કરી રહ્યા હોય છે. હું એવી રીતે મરણ પામી શકીશ એમ તું માને છે કે ? કદિ નહિ. હું મનુષ્ય નથી પરંતુ માનવરાક્ષસ છું. પરંતુ માયા તે બદલ મ્હને અભિમાન આવે છે. મ્હને રાક્ષસી મરણ પ્રાપ્ત થાય એટલી જ મ્હારી મહત્વાકાંક્ષા છે."

કૃષ્ણકાન્તના આવા ભયંકર ઉદ્દ્ગારો સાંભળીને માયા ગભરાઈ ગઇ. ભયપૂર્ણ દૃષ્ટિએ તે કૃષ્ણકાન્ત તરફ તાકી રહી. તેનાથી એક શબ્દોચ્ચાર પણ થઇ શકયો નહિ. માયાના મનની આવી સ્થિતિ જોઇને કૃષ્ણકાન્ત મોટેથી હસવા લાગ્યો. તેની ક્રૂર મુખમુદ્રા હવે હંમેશના જેવી ગંભીર જણાવવા લાગી. હવે માયાનું મન કંઇક શાન્ત થયું. તે ધીમેથી બોલી; "ઉજાણી માટે કયો દિવસ નક્કી કર્યો છે ?"

"આવતી કાલે જ રાખીએ ! હું તે માટેની બધી તૈયારીઓ હમણાં જ કરી નાખું છું."

"ઉષાની સાથે બુદ્ધિપ્રસાદને પણ આમન્ત્રણ આપીએ તો ? એક કાંકરે બે પક્ષી મારી શકાશે. ઉષાની સાથે તેને પણ આપણા કબજામાં લઇ શકશે."

"શાબાશ ! મ્હારી વ્હાલી માયા, ત્હારી કલ્પનાશક્તિ પણ અજબ છે હોં ? વારૂ, તેમ કર. ઠીક ત્યારે હું જાઉં છું." એટલું બોલીને કૃષ્ણકાન્તે માયાને એક મધુર ચુંબન કર્યું. અને તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઉષાને તથા બુદ્ધિપ્રસાદને ઉજાણીનું આમાન્ત્રણ આપવા માટે કેવી યુક્તિ રચવી તેનો વિચાર કરવા સારૂ માયા પલંગ પર જઇને સૂતી.

× × × ×

છાપખાનાનાનું સર્વ કામ આટોપીને દિનકર અત્યારે પોતાના ઘેર જતો હતો. છાપખાનામાં આજે વિશેષ કામ હોવાથી જ તેને આટલું બધું મોડું થયું હતું. જેવો દિનકર પોતાના ઘરમાં પ્રવેશ કરવા જાય છે, તેવામાં જ પાછળથી કોઇ મનુષ્યે તેનો હાથ પકડયો. દિનકરે પાછા ફરીને જોયું તો આવનાર મનુષ્યે પોતાનું સર્વાંગ શ્વેત વસ્ત્રોથી ઢાંકી દીધું હતું એમ તેને જણાયું. તેની મુખમુદ્રા જોતાંની સાથે જ દિનકર સહજ ચમક્યો. દિનકર કંઇ બોલવા જતો હતો તેવામાં તે મનુષ્યે પોતાના નાક પર આંગળી કરીને તેને ચૂપ રહેવાની સૂચના કરી અને તે ધીમેથી બોલ્યો: "દિનકર! કંઇ પણ ધાંધલ કરવાની અત્યારે જરૂર નથી. મ્હારે ત્હારી સાથે કેટલીક ગુપ્ત વાતચિત કરવાની છે. મ્હારી સાથે ચાલ."

દિનકર તે મનુષ્યને ઓળખી ચૂક્યો હતો. તરત જ દિનકર તે મનુષ્યની સાથે ચાલતો થયો. તેઓ બન્ને થોડે દૂર ગયા હશે એવામાં એક ભાડૂતી ગાડી તેમના જોવામાં આવી. બન્ને જણા ગાડીમાં બેસી ગયા. ગાડી ચાલવા લાગી. આ આવનાર મનુષ્ય કોણ, તે દિનકરને ક્યાં લઇ ગયો, અને તેની સાથે તે મનુષ્યે શી વાતચિત કરી, એ સર્વ વાતની આ બન્ને જણા સિવાય ત્રીજી કોઇ પણ વ્યક્તિને ખબર પડી નહિ.

બીજે દિવસે સ્હવારે સાડા દશ વાગ્યા એટલે દિનકર મુંબઇ-બેન્કમાં ગયો અને તેણે પાંચ હજાર રૂપિઆની રકમ પોતાના નામે જમા કરાવી. તેણે જે નોટો બેન્કમાં આપી તે ગણવાની મેનેજર સાહેબને બહુ તકલીફ પડી. કારણકે એ બધી નોટો પાણીમાં ભીંજાઇ જવાથી એક બીજા સાથે ચોંટી ગઇ હોય તેવી જ જણાતી હતી.

આ તરફ માયાએ બીજે દિવસે ઉષાને ઉજાણીમાં આવવા માટે આમન્ત્રણ આપી દીધું હતું. તેણે તે આમન્ત્રણ સ્વીકાર્યું પણ હતું. જ્યારે ઉષા સુશીલાબાઇના આશ્રમમાં રહેતી હતી ત્યારે તેને હમેશાં ખુલ્લી હવામાં ફરવા જવાનું મળતું હતું. પરંતુ મુંબઇમાં આવ્યા પછી તેને તે આનંદ મળતો નહોતો, એટલુંજ નહિ પરંતુ અહિંનું જીવન તેને દૃઢ બંદીવાસ જેવું લાગતું હતું. માયાના આમન્ત્રણથી ઉષાને અત્યંત આનંદ થયો. ઉષાએ બુદ્ધિપ્રસાદને આમન્ત્રણની હકીકત કહી અને તેને પણ આમન્ત્રણ આપેલું હતું, એ વાત તેને કહી સંભળાવી.

"માયાએ મ્હને પણ આમન્ત્રણ આપેલું છે?" બુદ્ધિપ્રસાદે આશ્ચર્ય પામતાં પૂછયું.

"હા, તમને સાથે લઇને આવવાનો તેમણે ઘણો જ આગ્રહ કર્યો છે." ઉષા બોલી.

"વારૂ, ત્યારે હું પણ તમારી સાથે આવીશ" એટલું બોલીને બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો. બુદ્ધિપ્રસાદે પોતાનો આનંદ ઉષાને જણાવા દીધો નહિ. માયા સાથે તેણે જે વાર્તાલાપ કર્યો હતો તે બધો તેણે ગુપ્ત રીતે સાંભળી લીધો હતો. માયાના આમન્ત્રણથી બુદ્ધિપ્રસાદને શક ગયો હતો. અને તેથી જ ઉષાને એકલી ન મોકલતાં પોતે પણ તેની સાથે જવાનો નિશ્ચય કર્યો હતો. ઉષાએ તેને પોતાની સાથે આવવાનો આગ્રહ કર્યો તેથી બુદ્ધિપ્રસાદને વિશેષ:આનંદ થયો.

મોટર તૈયાર થઇ એટલે બુદ્ધિપ્રસાદ અને ઉષા તેમાં બેઠા. મોટર ઝપાટાબંધ દોડવા લાગી. આજે ઉષાના અંતરમાં અનહદ આનંદ થતો હતો. પરંતુ જો દિનકર સાથે હોત તો વળી અધિક આનંદ થાત, એમ તેના મનમાં થયા કરતું હતું. દિનકરને પણ માયા આમન્ત્રણ આપે તો સારૂં, એવી તેની ઇચ્છા હતી. પરંતુ પોતે જો દિનકરને આમન્ત્રણ આપવાની માયાને સૂચના કરે તો તે પોતાનો દિનકર પ્રત્યેનો ગુપ્ત પ્રેમ જાણી જાય, એમ માનીને તેણે માયાને તેમ કરવાની સૂચના કરી નહોતી. ઉષા મોટરમાં બેઠી બેઠી ચોમેર દૃષ્ટિપાત કરતી હતી એવામાં મોટર બીજા માર્ગે વળી. તરત જ ઉષાએ દિનકરને સાયકલપર બેસીને એક ત્રીજા જ માર્ગે જતો જોયો. તેણે પોતાના હાથમાંનો રૂમાલ ફરફરાવીને તેને ઇશારત કરી. દિનકરે પણ પોતાનો હાથ ઉંચો કર્યો અને તેની ઇશારતનો પ્રત્યુત્તર આપ્યો.

દિનકર ઉષાને અત્યારે મોટરમાં બેસીને જતી જોઇને આશ્ચર્યચકિત થયો. અત્યારે તે ક્યાં જતી હશે, તે તેનાથી સ્હમજાયું નહિ. બુદ્ધિપ્રસાદ તેની સાથે છે એટલે ચિન્તા કરવા જેવું નથી એમ તેણે વિચાર્યું. પરંતુ તરત જ તેણે પોતાની સાયકલ ફેરવી. અને જે રસ્તે થઇને મોટર જતી હતી, તેની પાછળ પાછળ ઝપાટાબંધ તે પોતાની સાયકલ દોડાવવા લાગ્યો. દિનકર મોટરની પછવાડે આવતો હશે એવી ઉષાની કલ્પના પણ નહિ હોવાથી, તેણે પાછળ ફરીને જોયું નહિ. મુંબઇની મ્હોટી મ્હોટી ગગનચુમ્બિત ઇમારતોની શોભા જોવામાં તે લીન થઇ ગઇ હતી. બુદ્ધિપ્રસાદે તો દિનકરને જોયો જ નહોતો એટલે તે નજીકમાં હશે એવી તેને કલ્પના પણ શાની હોય! તે પોતાનાજ વિચારોમાં ગુંથાઇ ગયો હતો.

અલ્પ સમયમાં જ મોટર નિર્ણિત કરેલા સ્થળે આવીને ઉભી રહી. માયા બંગલાના દ્વાર પાસે જ આવીને ઉભી હતી. તેણે બુદ્ધિપ્રસાદ અને ઉષાને પ્રેમપૂર્વક આવકાર આપ્યો. ઉષા અને બુદ્ધિપ્રસાદ મોટરમાંથી નીચે ઉતર્યાં. ઉષાનો હાથ પકડીને માયા તેને ઉદ્યાનમાં આનંદવિનોદ કરી રહેલાં અન્ય માણસો પાસે લઇ ગઇ. બુદ્ધિપ્રસાદે મોટરવાળાને મોટર ઉભી રાખવાની જગ્યા બતાવી અને પોતે દ્વાર પાસે ઉભો રહીને આમતેમ જોવા લાગ્યો. એટલામાં દિનકર પણ ત્યાં આવી પહોંચ્યો. દિનકરને જોતાંની સાથે જ બુદ્ધિપ્રસાદ વિસ્મય પામતો બોલ્યો: "દિનકર, તું અત્યારે અહિં ક્યાંથી? ત્હને પણ ઉજાણીનું આમન્ત્રણ આપવામાં આવ્યું છે કે શું?"

"શું અહિં આજે ઉજાણીની વ્યવસ્થા કરવામાં આવી છે?" સ્મિત કરતો દિનકર ધીમેથી બોલ્યો: "મ્હને તો ખબર પણ નથી? તમને આમન્ત્રણ આપવામાં આવ્યું હોય એમ લાગે છે! તમે ક્યાં જાઓ છો એ જાણવા સારૂ જ હું તમારી પાછળ પાછળ આવ્યો છું. ચાલો, જે થયું તે ઠીક જ થયું છે."

"એમ કેમ? ત્હને આમાં કંઇ સંશય જેવું લાગે છે કે?"

"મ્હને પ્રત્યેક બાબતમાં સંશય ઉત્પન્ન થાય છે. અહિં કંઇક નવાજૂની તો—"

"તું અહિં આવ્યો એ ઠીક જ થયું છે." બુદ્ધિપ્રસાદ વચ્ચે જ બોલી ઉઠયો: "આ બંગલો કોનો છે, દિનકર!"

"આ બંગલો ઘણા સમયથી ઉજ્જડ છે. કારણ કે આ બંગલામાં ભૂત થાય છે એવો લોકપ્રવાદ છે. પરંતુ મ્હને તે બાબતમાં સત્ય હોય એમ લાગતું નથી."

"ત્યારે તો જરૂર કંઇ કારસ્થાન જ રચાયું હોવું જોઇએ. ઉષાને સૂચના કરી દઉં કે? તેને લઇને અહિંથી પાછા જ ફરીએ તો કેમ?"

"નહિ, નહિ; એમ કરવાનું કંઇ જ કારણ નથી. માત્ર સાવધાનતા રાખવાની છે. આ બંગલાના ચોકીદારની સ્ત્રીને હું ઓળખું છું. તે મ્હારી આયા હતી. અને તેથી તે મ્હને ચ્હાય છે. હું તેને મળીને હમણાં જ બધી તપાસ કરી લઉં છું. તે આપણને ઘણી જ મદદરૂપ થઇ પડશે." એટલું કહીને દિનકર ત્યાંથી ચાલતો થયો.

બુદ્ધિપ્રસાદ વિચારમાં લીન થઇ ગયો હતો. તે આમતેમ ફર્યા કરતો હતો. દિનકરને આયા સાથે બંગલાના દ્વાર પાસે જ મેળાપ

થયો. તેને જોતાંની સાથે જ દિનકર બોલ્યોઃ "માશી, તબિઅત તો મજામાં છે ને?"

વૃદ્ધાએ દિનકરને તરત જ ઓળખી લીધો. તે દિનકર પ્રત્યે વાત્સલ્યપૂર્ણ દૃષ્ટિથી નિહાળી રહી અને બોલીઃ "દિનકર! આજે તો તું ઘણે દિવસે મળ્યો હોં? અહિં ત્હને પણ આમન્ત્રણ થયું છે કે?"

"ના, ના; અહિં ઉજાણીનો ઉત્સવ થાય છે એવી મ્હને ખબર સુદ્ધાં નહોતી. અહિં સ્હેજ કામ હોવાથી આવ્યો હતો. ઘણા સમયથી તમને મળ્યો નહોતો એટલે એમ થયું કે લાવ ને માશીને પણ મળતો જાઉં. હું અહિં આવ્યો તો કેટલાક મ્હારા મિત્રોની સાથે પણ મ્હારો મેળાપ થયો. માશી! મ્હને લાગે છે કે અહિં કોઇ પણ પ્રકારનો દગોફટકો થવાનો સંભવ છે."

"દગોફટકો શાનો?" વૃદ્ધા આશ્ચર્ય પામતી બોલી.

"તે વિશે કંઇ પણ અગાઉથી કહી શકાય નહિ. આ બંગલામાં કોઇ ગુપ્ત દ્વાર કે ભોંયરૂં છે કે?"

"હા; દિવાનખાનાની બાજૂની એક ઓરડીમાં એક ગુપ્ત દ્વાર છે. તેમજ એક ભોંયરૂં પણ છે. મ્હારી સાથે ચાલ, હું ત્હને તે બન્ને બતાવી દઉં છું."

દિનકર તે વૃદ્ધાની સાથે ગયો અને તેણે આખો બંગલો બારિકીથી તપાસ્યો. આ વખતે ઉદ્યાનમાં બધા લોકો ફળાહાર કરતાં બેઠાં હતાં. દિનકરને આ લાગ ઠીક મળી ગયો. તેણે તમામ ઓરડીઓમાં બારિક તપાસ કરી લીધી.

ત્યારપછી તે વૃદ્ધાની સાથે દિનકર બંગલાના દ્વાર પાસે આવ્યો અને બુદ્ધિપ્રસાદને દૂરથી ઇસારો કર્યો. બુદ્ધિપ્રસાદ તરત જ તેની પાસે આવી પહોંચ્યો. દિનકર તેને ઉદ્દેશીને બોલ્યોઃ "પાન સોપારી લેવા માટે બધી મંડળીને દિવાનખાનામાં જવાનું હોય એમ મ્હને લાગે છે. મંડળી ફળાહાર કરતી બેઠી છે. પેલી બાજૂનાં દ્વાર ખુલ્લાં હોવાથી ત્યાંથી જ બધા દિવાનખાનામાં જશે. હું અહિં ગુપ્ત રીતે છૂપાઇ જાઉં છું. સાવધ રહેજો!"

"દિનકર! હું આમતેમ ફરતો હતો ત્યારે બંગલાના પછવાડેના ભાગમાં બે ત્રણ માણુસો ગુપ્ત રીતે છૂપાઇને બેઠેલાં છે એવી મ્હારી ખાત્રી થઇ છે. તેઓ ધીમે સ્વરે કંઇક છૂપી મસલત કરતાં હતાં પણ હું તેમનાથી દૂર હોવાથી તે સાંભળી શક્યો નહોતો. કદાચ ઉજાણીની વ્યવસ્થા કરવા સારૂ બે ત્રણ બહારનાં માણુસોને

પણ બોલાવવામાં આવ્યાં હોય! ગમે તેમ હોય, પણ આપણે ઘણી જ સાવધાનતા રાખવાની છે એટલું તો નક્કીજ!" એટલું બોલીને બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો. દિનકર પણ પોતે નક્કી કરેલા ગુપ્ત સ્થળે છૂપાઈ ગયો. તે સ્વગત વિચારવા લાગ્યોઃ! "લક્ષ્મીપ્રસાદશેઠ માટે ચાલી રહેલી આ બધી ખટપટ એક નવલકથા લખી શકાય તેવી જ છે. અને તે નવલકથા લખીશ પણ હું જ! આવી આશ્ચર્ય-પૂર્ણ નવલકથા વાંચીને વાચકો પણ દિઙ્મૂઢ થઇ જશે અને તેની પ્રશંસા સર્વત્ર થશે."

થોડા સમય બાદ ઉદ્યાનમાંના સર્વે લોકો ફળાહાર કરી રહ્યા એટલે તેઓ સૌ દિવાનખાનામાં જવા લાગ્યાં. સૌથી પહેલાં માયા દિવાનખાનામાં આવી. તેણે સૌને પાન, સોપારી, બીડી વગેરે આ-પવા માંડયા. ઉષા તો બગીચામાંના પુષ્પો ચૂંટવામાં ગુંથાઈ ગઇ હતી. યથેચ્છ પુષ્પો એકઠાં કરી લીધા પછી તે પણ દિવાનખાના તરફ જવા લાગી. પરંતુ તે દિવાનખાના પહોંચી એટલે દિવાનખાનાનું પ્રવેશ દ્વાર બંધ કરેલું હતું એમ તેના જોવામાં આવ્યું. આમતેમ દૃષ્ટિપાત કરતી તે ત્યાં ઉભી હતી એટલામાં બે બદમાશો ત્યાં આવી પહોંચ્યા. એક બદમાશે તેના મ્હોંમાં લૂગડાનો ડૂચો દીધો અને બી-જાએ તેના હાથપગ બાંધી દીધા. ત્યાર પછી તેને બાજૂની ઓરડીમાં પૂરી દઇને તેને લઈ જવા સારૂ તેઓ બન્ને ગાડી લઇ આવા સારૂ તેઓ બન્ને ત્યાંથી ચાલ્યા ગયા.

ઉષા ગભરાઈ ગઈ મ્હોંમાં ડૂચો મારેલો હોવાથી તેનાથી બૂમ પાડી શકાય તેમ નહોતું. અને હાથપગ બાંધી લેવામાં આવ્યા હો-વાથી ચાલી શકાય તેમ પણ નહોતું. સૌની પાછળ ઉદ્યાનમાં એકલી રહેવાથી જ પોતાનાપર આ સંકટ આવ્યું એમ તે વિચારવા લાગી.

દિનકર જે ગુપ્ત સ્થળે છૂપાઇને બેઠો હતો તે સ્થળ આ ઓ-રડીમાં જ હતું. ઉષાપર હૂમલો કરવામાં આવ્યો તે વેળાએ એક શ-બ્દોચ્ચાર કરવા જેટલો સમય પણ તેને મળ્યો નહોતો. તેમજ પેલા બદમાશોએ પણ બધી વ્યવસ્થા ઘણી જ ચૂપકીદીથી કરી હતી. પરંતુ તેમની હિલચાલનો ધ્વનિ દિનકરના સાંભળવામાં આવ્યા વ-ગર રહ્યો નહિ. તે તરત જ સાવધ થઈ ગયો. હિલચાલ બંધ પડી કે તરત જ તે ગુપ્તદ્વારમાં થઇને ઓરડીમાં આવ્યો. તેને જોતાંની સાથેજ ઉષા અત્યંત આશ્ચર્ય પામી. માત્ર નેત્રસંકેતદ્વારા જ તેણે તેને આ-વકાર આપ્યો.

દિનકરે તરત જ ઉષાને બંધનમુક્ત કરી અને ઓરડીનું ગુપ્ત દ્વાર બંધ કરીને ઉષાને પોતાની સાથે ગુપચુપ આવવાની સૂચના કરી. તેઓ બન્નેએ થોડે દૂર ગયા પછી દિનકરે એક બીજું દ્વાર ઉઘાડયું. તેમાં થઇને બંગલાની બહાર જવાનો માર્ગ હતો. દિનકર અને ઉષા એ રસ્તે થઇને બંગલાની બહાર જવા લાગ્યાં.

તદ્દન નિરાશાવસ્થામાં એકાએક પોતાને મુક્તિ મળી, અને તે પણ દિનકરની સહાયથી જ, તે જોઇને ઉષા અધિક આનંદ પામી. દિનકર પ્રત્યેની તેની આદરબુદ્ધિ પ્રેમમાં ફેરવાઈ ગઈ. તેણે દિનકરનો હાથ પ્રેમપૂર્વક દબાવ્યો અને ધીમે સ્વરે બોલી: " દિનકર, તમે એકાએક અહિં કેવી રીતે આવી ચઢયા ? "

" ઉષા ! " દિનકર સ્મિત કરતો બોલ્યો: " મ્હારા મનોદેવતાએ જ મ્હને અહિં આવવાની પ્રેરણા કરી. તમે મ્હને ચ્હાતા હો કે નહિ, પરંતુ મ્હને તમારી પાસે આવવાની ઇચ્છા અહર્નિશ થયાં કરે છે. મ્હારી એ ઇચ્છાનું પ્રાબલ્ય એટલું તો વધતું ચાલ્યું છે કે મ્હારૂં મન પણ હવે મ્હારી સ્વાધીનતામાં રહ્યું જ નથી."

દિનકરના આ ઉદ્ગારો સાંભળીને ઉષાનું વદન પ્રફુલ્લ થયું. તેના સુકુમાર ગાલપર લાલી ચડી આવી. તે કંઇક બોલવા જતી હતી એવામાં દિનકર બોલવા લાગ્યો: " ઉષા ! વધારે વાતો કરવાનો સમય અત્યારે નથી. પહેલાં આપણે બહાર નીકળી જવું જોઇએ. નહિતર વળી કોઇ નવીન જ આફત શિરપર આવી પડશે. "

આ પ્રમાણે વાતચિત કરતાં તેઓ બન્ને બંગલાના દ્વાર પાસે આવી પહોંચ્યાં. ત્યાંથી દિનકર ઉષાને લઇને મોટર, ગાડીઓ, વગેરે ઉભાં રાખવાની જગ્યા પાસે ગયો. બુદ્ધિપ્રસાદ પણ ત્યાં અલ્પ સમયમાં જ આવી પહોંચ્યો. દિનકરે તેને સર્વ હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી. મોટર તૈયાર કરવા જતાં અવાજ થશે અને તેથી દુશ્મનો ચેતી જશે એમ ધારીને, તેઓ બન્ને ત્યાં મિજબાનીમાં આવેલા અન્ય ગૃહસ્થોના ઘોડાપર બેસીને પલાયન કરી જવાના નિર્ણય પર આવ્યા. દિનકરે ઉષાને ઘોડાપર બેસતાં આવડે છે કે કેમ તે પૂછી લીધું. તેણે હા પાડી એટલે તેણે તરત જ ત્રણ ઘોડા છોડયા. ત્રણે જણા ઘોડા પર બેસી ગયાં અને બુદ્ધિપ્રસાદે મોટરવાળાને ઘેર આવવાની સૂચના કર્યા પછી ત્રણે જણાએ ત્યાંથી પોતાના ઘોડા દોડાવી મૂકયા.

આ બાજુ દિવાનખાનામાં બેઠેલી મંડળી એટલી તો આનંદવિનોદમાં નિમગ્ન થઈ ગઇ હતી કે અત્યાર સુધી ઉષા દિવાનખા-

નામાં આવી નથી એ વાત તેમના લક્ષ્યમાં જ આવી નહિ. માયા જો કે મંડળીની સાથે આનંદવિનોદમાં ભાગ લેતી હતી, તથાપિ તેનું લક્ષ્ય બાજૂની ઓરડીમાં શી હિલચાલ થાય છે, તે તરફ જ હતું. ત્યાં થયેલી ધમાધમી તેણે સાંભળી હતી અને તેથી તે પણ હવે નિશ્ચિંત થઈ હતી. પરંતુ એવામાં ઘોડાના ડાબલાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે ચમકી. તે ઉઠીને બારીમાં જઇને ઉભી રહી તો બુદ્ધિપ્રસાદ દિનકર અને ઉષાને ઘોડાપર બેસીને સ્ટેશન તરફ જતાં તેણે જોયાં. નિરાશાની છાયા તેની મુખમુદ્રાપર પ્રસરી ગઈ. પરંતુ તેણે આત્મસંયમ ધારણ કર્યો અને પુનઃ મંડળીમાં આવીને બેઠી.

આ બાજૂ દિનકર, બુદ્ધિપ્રસાદ અને ઉષા એ બધાં સ્ટેશન પાસે આવી પહોંચ્યાં એટલે ઘોડાપરથી ઉતરી પડયાં. અને ઘોડાને છૂટા મૂકીને એક લોકલ ગાડીમાં બેસીને તેઓ મુંબઈ આવી પહોંચ્યાં. બુદ્ધિપ્રસાદનો મોટરવાળો પણ મોટર તૈયાર થતાંની સાથે જ ત્યાંથી ક્યારનોયે પલાયન કરી ગયો હતો. પેલા ત્રણે ઘોડા બંગલા પાસે આવીને ધીંગામસ્તી કરવા લાગ્યા. ઘોડાની ધીંગામસ્તી અને હણહણાટ સાંભળતાની સાથે સૌનું લક્ષ્ય તે તરફ ગયું. તરત જ તેઓ બધા ઉઠીને બારીમાંથી જોવા લાગ્યા તો ઘોડા બંગલાના દ્વાર પાસે તોફાન કરતા હતા એમ તેમને જણાયું. કેટલાક પુરુષો ઘોડાને પકડવા સારૂ નીચે દોડી ગયા. ઘોડાવાળો સઇસ અત્યાર સુધી તબેલામાં ઉંઘતો હતો તે પણ આ બધી ધાંધલથી જાગ્રત થયો અને દોડતો બંગલાના દ્વાર પાસે આવી પહોંચ્યો. ઘોડાઓને તબેલામાં લાવીને બાંધવામાં આવ્યા. ઘોડા કેવી રીતે છૂટી ગયા હશે તેનું કારણ કોઇ કળી શક્યું નહિ. સંધ્યા સમય થવા આવ્યો હોવાથી, માયાની રજા લઇને સૌ પોતપોતાના ઘર તરફ વળ્યા. જે ગાડીમાં ઉષાને ફસાવીને લઈ જવાની હતી, તે જ ગાડીમાં બેસીને માયા પોતે જ ત્યાંથી ખિન્ન અંતકરણે પાછી ફરી.

ઉષા, દિનકર અને બુદ્ધિપ્રસાદ ઘેર સુખરૂપ આવી પહોંચ્યાં ત્યારે જ તેમને શાન્તિ વળી. તેઓ ઘેર પહોંચ્યા કે તરત જ ઉષા પોતાના દિવાનખાનામાં ચાલી ગઇ. કારણકે આજે તેને એટલી બધી હેરાનગતિ પડી હતી કે તેને વિશ્રામ લેવાની ઇચ્છા ક્યારનીયે થઇ આવી હતી.

દિનકર અને બુદ્ધિપ્રસાદ વાંચનાલયમાં આવીને બેઠા. ત્યાં તેમણે ઘણી વાર સુધી વાતચિત કરી. આજે દિનકરના હૃદયમાં ઉષા

બદલ ઘણીજ પ્રબળ પ્રેમભાવના જાગ્રત થઇ હતી. તેને ઉષાનો વિયોગ દુઃસહ થઇ પડ્યો. બુદ્ધિપ્રસાદની પેઠે પોતાને પણ ઉષાની સાથે હમેશાં રહેવાનું થાય તો ઘણું સારૂં, એવી તેને ઇચ્છા થઈ. બુદ્ધિપ્રસાદના સુખ બદલ તેને સ્પર્ધા થવા લાગી. પરંતુ તે સ્પર્ધામાં ઇર્ષ્યાનો અંશમાત્ર પણ નહોતો. બુદ્ધિપ્રસાદની સુશીલતા અને તેના શુદ્ધ અંતઃકરણ બદલ તેની સંપૂર્ણ પ્રતીતિ હતી.

બુદ્ધિપ્રસાદની વિચારપૂર્ણ મુખમુદ્રા પ્રત્યે દૃષ્ટિ ફેંકતો દિનકર બોલ્યો: "કેમ, વળી શી ગડમથલમાં પડયા છો?"

"કંઇ નહિ. વારૂ પણ, દિનકર, આ માયા બદલ હવે મ્હારી શંકા દૃઢ થવા લાગી છે. આજના કારસ્થાનમાં તેનો પણ હાથ હોવો જ જોઇએ."

"એમ?" દિનકર સ્મિત કરતો બોલ્યો: "બુદ્ધિપ્રસાદ! આપણને તો એમ નથી લાગતું. એમ માનવાને આપણી પાસે શો આધાર છે વારૂ?"

"એમ કેમ વળી? જો તે પણ કારસ્થાનમાં શામિલ નહોત તો પાનસોપારી આપતી વખતે ઉષાને તેણે કેમ યાદ કરી નહિ?"

"બીજા અતિથિઓનો સત્કાર કરવાની ગરબડમાં તે ભૂલી પણ ગઇ હોય!"

"તું ગમે તેમ કહે. મ્હને તેનાપર સંપૂર્ણ શક છે."

"તમારો સ્વભાવ જ શંકાખોર છે."

"હા; એવું તો કંઇક ખરૂં. હવે તો મ્હને પ્રત્યેક બાબતમાં સંશય જ ઉત્પન્ન થાય છે."

"મ્હારાપર પણ સંશય છે ને?" દિનકર સ્મિત કરતો બોલ્યો.

"હા;" બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો બોલ્યો: "મ્હને મ્હારા પોતાના વિષયમાં પણ શંકા ઉત્પન્ન થાય છે. બોલ કહેવું છે કંઇ?"

"બુદ્ધિપ્રસાદ!" દિનકર ગંભીર સ્વરે બોલવા લાગ્યો: "તમને મ્હારાપાર વિશ્વાસ હોય કે ન હોય, પરંતુ, ખાત્રી રાખજો કે હું કદિ પણ વિશ્વાસઘાતી થનાર નથી. તેમજ આ રહસ્ય ગુપ્ત રાખવાનું મ્હારૂં વચન પણ હું પાળીશ જ. કેટલાક બાતમીદારો ઉતાવળીઆ હોય છે. જેમ ઉડાઉ મનુષ્યના હાથમાં પૈસો રહેતો નથી તેમ ગમે તેવું ગુપ્ત રહસ્ય પણ તેઓ ગુપ્ત રાખી શકતા નથી. અર્થાત્ એકદમ તે વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ કરવાની તેમને ઇચ્છા થાય છે. ખરૂં જોઇએ

તો એમ કરવાની પણ જરૂર છે; પરંતુ હું તેમાંનો નથી. જો કે પૈસાની બાબતમાં તો હું ઉડાઉ છું એટલું મ્હારે કબૂલ કરવું જોઇએ. ૧૦૦ રૂપિઆનો પગાર મળે છે પરંતુ મહિનાની આખરે મ્હારી પાસે એક પૈસો સુદ્ધાં રહેતો નથી. પરંતુ ગમે તેવું ગુપ્ત રહસ્ય પણ મ્હારી પાસેથી કોઇ પણ જાણી શકતું નથી એટલું તો તમારે નક્કી સ્હમજવું. જ્યારે કોઇ પણ રહસ્ય મ્હારા જાણવામાં આવે છે, ત્યારે તે પ્રસિદ્ધ કરવાથી કોઇનાં હિતમાં નુકસાન થવાનો સંભવ છે કે કેમ, એ સંબંધી હું સંપૂર્ણ વિચાર કરૂં છું, અને ત્યાર પછી જ તે પ્રસિદ્ધ કરૂં છું. તમારૂં રહસ્ય ગુપ્ત રાખવાનું, તેમજ લક્ષ્મીપ્રસાદની પરવાનગી વગર તે પ્રસિદ્ધ નહિ કરવાનું હું તમને વચન પણ આપી ચૂક્યો છું."

"દિનકર! બુદ્ધિપ્રસાદ બોલવા લાગ્યો: "ત્હારા માટે જો સંશય હોય તો પછી આવી ગુપ્ત વાતો હું ત્હને જણાવું જ શામાટે? મ્હારો સ્વભાવ સંશયખોર છે. એ વાત મ્હેં માત્ર ત્હને જ કહી છે. બાકી ત્હારા પ્રત્યે મ્હારો સંપૂર્ણ વિશ્વાસ છે. આજે ઉષાનો ત્હેં છૂટકારો કર્યો છે તે બદલ હું ત્હારો અત્યંત ઋણી છું. હં, પણ દિનકર, તું આટલા બધા પૈસા શા માટે ઉડાવે છે? પગાર સારો મળે છે અને એક પાઇ પણ બચાવતો કેમ નથી? ત્હારા જેટલો પગાર મળતો હોય તો હું તો થોડા જ વર્ષમાં શાહુકાર બની જાઉં?"

"તે ખરૂં. પરંતુ મ્હારે બીજા કંઇ ઉચાટ નથી. મ્હારા સિવાય બીજા કોઇનું ભરણપોષણ કરવાનું નહિ હોવાથી. હું ભવિષ્યનો વિચાર કરતો જ નથી."

"ત્યારે તું લગ્ન શા માટે કરતો નથી? ત્હારા જેવા તરુણ, નિરોગી, સુશિક્ષિત અને હુશિઆર મનુષ્યે અવિવાહિત રહેવું એ સમાજને નુકસાનકારક છે."

"મ્હારૂં દીવાનું મન એક લક્ષાધિપતિની કન્યા પર મોહિત થઇ ગયું છે. બુદ્ધિપ્રસાદ! લક્ષાધિપતિની કન્યા હું કેવી રીતે પ્રાપ્ત કરી શકું? અને ધારો કે મ્હારી ઇચ્છા પાર પડી તો પણ શ્રીમંતની પુત્રીના લાડ કોડ પુરા પાડવાનું તેમજ તેનું દાસત્વ સ્વીકારવાનું મ્હારાથી બની શકે કે?"

"દિનકર!" બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો બોલ્યોઃ "પ્રત્યેક બાબતમાં અપવાદ હોય છે જ. જેમ અન્ય બાતમીદારો કરતાં તું વધારે દીર્ઘદૃષ્ટિ દોડાવનારો છે, તેમજ કોઇ શ્રીમંતની કન્યા પણ સંપત્તિ કરતાં

સદ્દગુણની વિશેષ કિંમત આંકી શકે એવી કેમ નહિ મળી આવે ? અત્યારથી આમ નિરાશ ન થા ! મ્હારી સલાહ માનીને હવે દ્રવ્ય સંગ્રહ કરવા માંડ. ”

“ બુદ્ધિપ્રસાદ ! તમારી યોગ્ય સલાહ બદલ હું તમારો આભારી છું. હવેથી હું અવશ્ય તદનુસાર વર્તીશ.” એટલું કહીને, સંધ્યા સમય થવા આવ્યો હોવાથી દિનકર બુદ્ધિપ્રસાદની રજા લઇને પોતાના મકાન તરફ જવા ઉઠયો.

રસ્તે ચાલતાં ચાલતાં બુદ્ધિપ્રસાદના છેલ્લા શબ્દો તેના હૃદયમાં ઘોળાવા લાગ્યા. ઉષા પ્રત્યેનો પોતાનો પ્રેમ બુદ્ધિપ્રસાદ કળી ગયો હશે કે? તેથી જ તેણે આજે મ્હને આવી સલાહ આપી હશે કે? એવા એવા વિચારો દિનકરના હૃદયમાં ઉદ્દભવવા લાગ્યા. બુદ્ધિપ્રસાદનું સુશીલ, ગંભીર અને બાહોશીભર્યું વર્તન જોઇને, તે અત્યંત આનંદ પામ્યો હતો. તેના બદલ તેના હૃદયમાં માનની લાગણી ઉત્પન્ન થઇ, અને તેની સલાહ પ્રમાણે વર્તવાનો દિનકરે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો.

આ બાજુ કૃષ્ણકાન્તે માયાના મ્હોંએ આજની ઘટના સાંભળી એટલે તે બહુ જ સંતપ્ત થયો. આજસુધીના પોતાના પ્રયત્નોમાં તેને આટલી બધી નિરાશા મળી નહોતી. આટલા આટલા પ્રયત્નો નિષ્ફળ શાથી નિવડે છે, તત્સંબંધી તે વિચારવા લાગ્યો. પોતાની વ્યવસ્થામાં ખામી રહે છે કે ભાગ્યદેવી પ્રતિકૂળ છે, તેનો નિર્ણય તે કરી શકયો નહિ. પરંતુ તે ભવિષ્યને દોષ દઇને બેસી રહે તેવો નહોતો. પુનઃ બીજી વ્યવસ્થા કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. તરત જ માયા સાથે કંઇ પણ વાતચિત ન કરતાં તે રમણિક પાસે ચાલ્યો ગયો.

રમણિકની પાસે પહોંચ્યા પછી કૃષ્ણકાન્તે તેની સાથે ઘણીવાર સુધી વાતચિત કરી. આગળ શા પગલાં લેવા તત્સંબંધી વાટાઘાટ તેઓ બન્ને કરી રહ્યા હતા તેવામાં ત્યાં એક મનુષ્ય આવ્યો અને બોલ્યોઃ “ લક્ષ્મીપ્રસાદના બંગલાના પાછળના દ્વારમાં થઇને કોઇ મનુષ્ય અંદર દાખલ થયેલ છે. ”

તરત જ રમણિક અને કૃષ્ણકાન્ત ઉભા થયા. બન્ને જણા સાયકલ પર બેસીને લક્ષ્મીપ્રસાદના બંગલા પાસે જઇ પહોંચ્યા. ત્યાં ગુપ્ત રીતે તપાસ રાખનારા પોતાના માણસોને પૂછવાથી તેમને માલુમ પડયું કે બંગલામાં ગયેલો મનુષ્ય અદ્યાપિ પર્યંત અંદર જ હતો.

કૃષ્ણકાન્તે પોતાના ખિસ્સામાંથી ‘ રિવોલ્વર ’ કાઢીને એક

મનુષ્યને આપી અને બોલ્યોઃ "તું અહીં ઉભો રહે. બંગલામાંથી જે કોઇ મનુષ્ય આવે તેને પકડજે. જો તેમ ન બને તો બેધડક આ 'રિવોલ્વર'થી તેનો જાન લેજે."

કૃષ્ણકાન્ત અને રમણિક ત્યાંથી ચાલતા થયા. તેઓ બન્ને ગુપ્ત રીતે બંગલામાં દાખલ થયા અને બન્ને જણા જૂદા જૂદા માર્ગે જઇને બંગલામાં શોધ કરવા લાગ્યા. એટલામાં પાછળના દ્વારમાંથી કોઈ મનુષ્ય બહાર પડતો હોય એમ કૃષ્ણકાન્તને લાગ્યું. તેણે તરત જ રમણિકને પોતાની પાસે આવવાની સંજ્ઞા કરી. રમણિક પાસે આવ્યો એટલે બન્ને જણાએ પેલા મનુષ્યની પૂંઠ પકડી. પેલો મનુષ્ય કંપાઉન્ડની દિવાલ પર ચઢી ગયો, અને પાછળના રસ્તા પર કૂદી પડયો. કૃષ્ણકાન્તે પોતાનો છરો તેના પર ફેંકયો, અને બન્ને જણા તે દિવાલ પર ચઢી ગયા. પરંતુ એટલામાં પેલો મનુષ્ય સાઇકલ પર બેસીને સડસડાટ કરતો ન્હાસી છૂટયો. તરત જ બન્ને જણા નીચે કૂદી પડયા. પરંતુ પેલો મનુષ્ય એટલા અલ્પ સમયમાં પણ દૃષ્ટિ-મર્યાદાની બહાર નીકળી ગયો. કૃષ્ણકાન્તે પોતાનો છરો જમીન પરથી ઉંચકીને જોયું તો તે રક્તથી ખરડાયલો હતો. બન્ને જણા ખિન્ન વદને પાછા ફરવા લાગ્યા. ચાલતાં ચાલતાં કૃષ્ણકાન્તે પૂછ્યુંઃ "રમણિક! તે મનુષ્ય કોણ હશે?"

"મ્હારાથી તો કંઇ જ કલ્પના થઈ શકતી નથી." રમણિક નિરાશાજનક સ્વરે બોલ્યો.

"મ્હારા મગજમાં એક કલ્પના ઉદ્ભવી છે, પરંતુ ખાત્રીપૂર્વક કોઈ પણ મત અત્યારે હું પ્રદર્શિત કરી શકતો નથી. પરંતુ, રમણિક! તે મનુષ્યને જખ્મ તો સખ્ત થયો છે. શસ્ત્રવૈદ્યની સારવાર વગર તેના પ્રાણ બચવાના નથી એ હું ખાત્રીથી કહું છું. આવતી કાલે તમામ શસ્ત્રવૈદ્યોને ત્યાં તપાસ કરવાથી કોઇ જખ્મી થયેલો મનુષ્ય તેમને ત્યાં આવ્યો હતો કે નહિ, અથવા તો કોઇ શસ્ત્રવૈદ્ય કોઈ જખ્મી થયેલા મનુષ્યને ત્યાં ગયો હતો કે કેમ, તે માલૂમ પડી આવશે. અને પેલો મનુષ્ય કોણ છે તે પણ સહજમાં જાણી શકાશે."

એટલું બોલી રહ્યા પછી કૃષ્ણકાન્તે રમણિકને બીજી પણ કેટલીક સૂચના કરી. ત્યારપછી બન્ને જણા છૂટા પડયા.

બંગલાની ગુપ્ત રીતે ચોકી કરવાને રોકવામાં આવેલો પેલો મનુષ્ય હવે બહુ કંટાળી ગયો હતો. કૃષ્ણકાન્તની જાળમાંથી છૂટા થવાની

તેની ઇચ્છા હતી. પરંતુ કૃષ્ણકાન્ત અને રમણિક જેવા માનવરાક્ષસો પોતાને પાતાળમાંથી પણ શોધી કાઢયા વગર રહેનાર નથી, એ વાત તે સારી રીતે જાણતો હતો. અને તેથી અનીચ્છાએ પણ તેને કૃષ્ણકાન્તની ઇચ્છાનુસાર વર્તવું પડતું હતું. કૃષ્ણકાન્ત અને રમણિકને બંગલામાં ગયાં ઘણો સમય થયો હતો છતાં પણ તેઓ પાછા ફર્યા નહિ, તેથી બીજા માર્ગે થઇને તેઓ ચાલ્યા ગયા હશે, એમ માનીને તે પણ ત્યાંથી પોતાના ગુપ્ત સ્થળે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૧ મું.

### શિકાર છટકયો.

બીજે દિવસે સ્હવારે, શહેરમાંના સર્વ શસ્ત્રવૈદ્યોના દવાખાનામાં પોતાના માણસો દ્વારા કૃષ્ણકાન્તે ઘાયલ થયેલા માણસની બાબતમાં તપાસ કરાવી પરંતુ કંઈ પત્તો લાગ્યો નહિ. કોઇ પણ જખમી માણસ શસ્ત્રવૈદ્યોના દવાખાનામાં ગયો નહોતો, તેમજ તેઓ પણ કોઈ જખમી મનુષ્યના ઉપચારાર્થે ગયા નહોતા, એવી પક્કી બાતમી મળવાથી કૃષ્ણકાન્ત અત્યંત આશ્ચર્ય પામ્યો. તે મનુષ્ય સખ્ત રીતે ઘાયલ થયો હોવો જોઇએ એવી તેની ખાત્રી હતી. આમ છતાં પણ જખ્મી થયેલા મનુષ્યે કંઈ પણ ઉપચાર કેમ નહિ કર્યો હોય તેનું કારણ તે સ્હમજી શકયો નહિ.

અત્યારે કૃષ્ણકાન્ત પોતાની કોટડીમાં બેઠો હતો. તેનું મન ઘણું જ અસ્વસ્થ હતું. તે સ્વગત બોલવા લાગ્યો "ગઈ રાત્રે મ્હેં ગંભીર ભૂલ કરી. રમણિકને બંગલામાં ન લેઈ જતાં બહાર રસ્તાપર ઉભો રાખ્યો હોત તો તેણે તે માણસને અવશ્ય પકડીને કબજે કર્યો હોત. કોણ જાણે મ્હારી બુદ્ધિને હમણાં શું થયું છે? મ્હારૂં ભાગ્યચક્ર જ હમણાં ફરવા લાગ્યું છે."

આ પ્રમાણે વિચારમગ્નાવસ્થામાં તે ઘણીવાર સુધી બેસી રહ્યો. પોતાના માનસિક દૌર્બલ્ય પર તેને તિરસ્કાર છૂટયો. ભાગ્યને દોષ દેવો એ કાયર પુરૂષનું કામ છે, પ્રયત્નનો પરાજય કોઇ પણ કરી શકતું જ નથી, એવો વિચાર કરીને લક્ષ્મીપ્રસાદને પકડવાની બાબતમાં નિરાશ ન થતાં પોતાના પ્રયત્નો અંતપર્યંત ચાલુ રાખવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો.

એટલામાં એક બાતમીદારે આવીને કૃષ્ણકાન્તને એવી ખબર આપી: "ઉપાએ ઘોડે બેસવાનું શીખવા માંડયું છે. આજે સ્હવારે તે

એક વૃદ્ધ મનુષ્ય સાથે ઘોડે બેસીને માહિમના રસ્તે ફરવા ગઇ હતી. તેમની સાથે ત્રીજું કોઇ પણ મનુષ્ય નહોતું."

આ બાતમી મળવાથી કૃષ્ણકાન્તનો ઉત્સાહ સતેજ થયો. આજે રાત્રે તેણે સોનેરી ટોળીના બદમાશોની સભા બોલાવી.

રાત્રિ નિર્ણિત કરેલા સમયે સોનેરી ટોળીના બદમાશો ભેગા થયા. કૃષ્ણકાન્તે બધા બદમાશોને સ્હમજાવ્યું કે ન્હાની ચોરીઓ કરવા કરતાં લક્ષ્મીપ્રસાદને પકડવાનું કાર્ય જો એકનિષ્ઠાથી કરશો તો દ્રવ્યની બાબતમાં ભવની ભૂખ ભાંગશે. ઉષાને પોતાના કબજામાં લીધા સિવાય લક્ષ્મીપ્રસાદને શોધી શકાશે નહિ એમ પણ તેણે તેમને જણાવ્યું. સોમનાથ અને બીજા બે ત્રણ બદમાશોએ ઉષાને ગમે તેમ કરીને પકડી આણવાનું બીડું ઝડપ્યું એટલે કૃષ્ણકાન્ત તેમની પ્રશંસા કરતે બોલ્યો: "ઉષા હમેશાં સ્હવારે ઘોડા પર બેસીને માહિમના રસ્તે ફરવા જાય છે. તેની સાથે માત્ર એક વૃદ્ધ માણસ રહે છે. ઉષાને પકડવા સારૂ તમારી ઇચ્છાનુસાર વ્યવસ્થા કરી લેજો."

"પરંતુ તેને પકડવા જતાં કદાચ તેના શરીરને કંઇ નુકસાન થાય તો?" સોમનાથ બોલ્યો.

"બને તેટલી સંભાળ રાખજો. છતાંયે કંઇ નુકસાન થવા પામે તો એમાં કંઈ હરકત જેવું નથી." કૃષ્ણકાન્ત બોલ્યો.

"જો ઘોડો તોફાની અને ભડકે એવો હશે તો તો ઉષા ઘોડા-પરથી પડી જાય તેવીજ વ્યવસ્થા કરવી પડશે. કારણ કે તેમ કર-વાથી તેને સત્વર પકડી શકાશે."

"ફાવે તેમ કરજો. પરંતુ આ વખતે શિકાર છટકવા ન પામે તેની ખાસ સંભાળ રાખવાની છે."

"તે બાબતમાં તમે તદ્દન નિશ્ચિંત રહો."

"નહિ, નહિ; સોમનાથ, આ કામ તું ધારે છે તેટલું સ્હેલું નથી. તે છોકરીની સંભાળ રાખવા સારૂ કોઇ પણ માણસ તેની પા-છળ અવશ્ય હશે જ. એકદમ ઉતાવળા થવાથી આ કામ પાર પડી શકે તેમ નથી."

"ઠીક છે. પરંતુ આ છોકરીને કેટલા દિવસની અંદર પકડી લાવવી જોઇએ?"

"આઠ દિવસમાં જ! પરંતુ ધ્યાન રાખ કે જો આ વખતે રડતે મ્હોંએ પાછો આવ્યો તો ત્હારાં સો વર્ષ પૂરાં જ થયાં સ્હમજી લેજે." કૃષ્ણકાન્તે આજ્ઞા સાથે ભયનું પણ દર્શન કરાવ્યું.

કૃષ્ણકાન્તની ભયંકર ધમકી સાંભળીને સોમનાથ અને તેના સાથીદારો ગભરાયા. જ્યારે જ્યારે સોનેરી ટોળીના કોઇ બદમાશનો કંઈ અપરાધ થતો, ત્યારે ત્યારે તેને ભયંકર સજા કરવામાં આવતી હતી, તે વાત સર્વ બદમાશો સારી રીતે જાણતા હતા. સોમનાથે કૃષ્ણકાન્તની આજ્ઞાનો કંઈજ ઉત્તર આપ્યો નહિ. પરંતુ તેનો એક બીજો સાથીદાર હિંમતપૂર્વક બોલ્યો: “ અત્યાર સુધીમાં અમારો કંઇ જ અપરાધ થયો નથી.”

“ આજ દિન સુધીમાં આવું જોખમદારીનું કાર્ય તમને સોંપવામાં આવ્યું જ નથી. આ કામ તમે ધારતા હશો તેટલું સ્હેલું નથી. બહુજ સાવધાનતા રાખવાની છે.” કૃષ્ણકાન્ત બોલ્યો.

ત્યાર બાદ મંડળી બરખાસ્ત કરવામાં આવી. કૃષ્ણકાન્ત પોતાના ખાનગી નિવાસસ્થાન તરફ ચાલ્યો ગયો.

બીજે દિવસે સ્હવારે લગભગ દસ અગીઆર વાગ્યાના અરસામાં સોમનાથ એક શ્રીમંત વ્યાપારીનો વેષ ધારણ કરીને નીકળી પડ્યો. ઉષાને ઘોડે બેસવાનું શિખડાવનાર સઇસનું ઘર સોમનાથ અગાઉથી જોઇ આવ્યો હતો. અત્યારે સોમનાથ તે સઇસને ઘેર આવ્યો. તે વખતે સઈસનો નોકર એક ઘોડાને માલીસ કરતો હતો. સોમનાથ તેની પાસે ગયો અને બોલ્યો: “ હવાલદાર ! તમારા શેઠ ઘોડે બેસતાં શિખડાવે છે કે ? ”

પોતાને આ પ્રમાણે માનપૂર્વક બોલાવનાર ગૃહસ્થ પ્રત્યે જોઇને હવાલદારે સહજ રુવાબથી ઉત્તર આપ્યો: “ હા; મ્હારા શેઠ એક સુપ્રસિદ્ધ ચાબુકસ્વાર છે.”

“ એમ કે ? વારૂ; તેઓ ઘોડો બેસતાં શિખડાવવા બદલ શું ફી લે છે ? ”

“ બીજાનો ઘોડો હોય તો દરરોજનો એક રૂપિઓ. અને અમારો જ ઘોડો જોઇતો હોય તો બે રૂપિઆ ! ”

“ અધધધ ! ફી તો બહુ જબ્બર રાખી છે હોં ? ”

“ મ્હારા શેઠ મ્હોટા મ્હોટા શ્રીમંત લોકોને ઘોડાપર બેસતાં શિખડાવે છે. ફી ઉપરાંત બમણી કે ત્રણગણી રકમ બક્ષિસ તરીકે મળે છે તે તો જૂદી.”

“ ત્યારે તમારા શેઠ ઘણા જ કુશળ ચાબુકસ્વાર હોવા જોઇએ.” સોમનાથ બોલવા લાગ્યો: “ એક દિવસ એક તરુણી સાથે મ્હેં તેમને ઘોડાપર બેસીને આવતા જોયા હતા. તેમની ઘોડાપર બેસવાની

છટા જોઇને હું તો દિગ્ગજ થઈ ગયો હતો ! મ્હને પણ ઘોડાપર બેસતાં શિખવાની તીવ્ર ઉત્કંઠા થઈ છે. વારૂ, હવાલદાર, તેમની સાથેની તે તરુણી કોણ હતી ? તેને પણ ઘોડે બેસતાં બહુ સારૂં આવડે છે, હો ?"

"અરે ભાઈ, એ તો પેલા લક્ષાધિપતિ લક્ષ્મીપ્રસાદની છોકરી ઉષા ! તેનો પિતા લક્ષ્મીપ્રસાદ થોડા દિવસ પહેલાં સમુદ્રમાં ડૂબી જવાથી મરણ પામ્યો છે. હવે તેના પિતાની તમામ સંપત્તિની માલિકી તેના જ હાથમાં આવવાની છે."

"મ્હને ઘોડે બેસતાં શિખવવા સારૂ તમારા શેઠને કયો વખત અનુકૂળ થઇ પડશે વારૂ !"

"સ્હવારમાં તો તેમને ચાર મનુષ્યને શિખડાવવાનું હોય છે. સ્હાંજના વખતે તેમને ફુરસદ હોય છે."

"ઘોડાપર સ્વારી કરીને ફરવા માટે તમારા શેઠ કઈ બાજૂએ જાય છે ?"

"બીજા લોકોને તો કોટના નાકે આવેલા મેદાનમાં તાલિમ આપે છે. પરંતુ ઉષા બ્હેનને મનુષ્યોની વસ્તી હોય તેવી જગ્યા પસંદ નહિ હોવાથી તેમને લઇને તે માહિમના રસ્તે જાય છે. તમને પણ તમારી ઇચ્છામાં આવશે તે સ્થળે લઈ જવામાં આવશે."

"ઠીક છે. બપોરના સમયે આવીને તમારા શેઠ સાથે નક્કી કરી જઇશ. મ્હને તમારા જ ઘોડાની જરૂર પડશે. કારણ કે હું હજી તદ્દન શિખાઉ માણસ છું."

એટલું કહીને સોમનાથે પોતાના ખિસ્સામાંથી એક પાવલી કાઢીને હવાલદારના હાથમાં મૂકી અને તેની રજા માગી. હવાલદાર પણ ખુશી ખુશી થઈ ગયો. તેમણે સોમનાથને માનપુર્વક રામરામ કર્યાં.

પહેલા જ દિવસે પોતાના કામમાં ફતેહ મળવાથી પોતાનું કારસ્થાન નિર્વિઘ્ને પાર ઉતર્યા વગર રહેશે નહિ, એવી સોમનાથ અને તેના સાથીદારોની ખાત્રી થવા લાગી. પોતાના કાર્યમાં તેમણે કોઇ પણ સ્થળે અશકયતા કે વિકટતા દીઠી નહિ અને તેથી અદ્યાપિપર્યંતના તમામ કારસ્થાનો કરતાં આ કારસ્થાન ઘણું જ સ્હેલું હોય એવું તેમને લાગવા માંડ્યું. શહેરની બહાર ઘોડે બેસતાં શિખવા જઇશું ત્યારે ચાબુકસ્વારનો ઘટતો બંદોબસ્ત કરી દઇશું અને ઉષાને પણ ઘણી સ્હેલાઇથી પકડી શકાશે; એવી તેમની માન્યતા હતી.

ઘોડાપર બેસીને ફરી આવ્યા પછી અત્યારે ઉષા વિશ્રાન્તિ લેત

બંગલામાં આમતેમ ફરતી હતી. ફરતીં ફરતી તે બંગલાના પાછળના ભાગમાં આવી તો કંપાઉન્ડની દિવાલપર લોહીના છાંટા ઉડેલા હોય એમ તેના જોવામાં આવ્યું. આથી તે ગભરાઇ અને દોડતે પગે દિવાનખાનામાં આવી. બુદ્ધિપ્રસાદ તે વખતે પોતાનું લખવાનું કામ કરવામાં ગુંથાઇ ગયો હતો. અને લીલા ત્યાં બેઠી બેઠી એક પુસ્તક વાંચતી હતી. ઉષાની ગભરાયેલી મુખમુદ્રા જોઇને લીલા બોલી ઉઠી: " શું છે, ઉષા ? "

" બંગલાના પછવાડેના ભાગમાં કંપાઉન્ડની દિવાલપર લોહીના છાંટા ઉડેલા હોય એમ જણાય છે. "

ઉષાના આ શબ્દો સાંભળતાની સાથે જ બુદ્ધિપ્રસાદ ચમક્યો. તે તેના પ્રત્યે એકી ટશે તાકી રહ્યો. ઉષા બોલવા લાગી: " ગઇ કાલે રાત્રે બંગલાની પછવાડેના ભાગમાં મારામારી થઇ હોવી જોઇએ. ગઇ રાત્રે પાછળના ભાગમાં કંઇક ધમાધમી થતી હોય, એવો મ્હને પણ ભાસ થયો હતો, અને હું નિદ્રામાંથી જાગ્રત પણ થઇ ગઇ હતી. પરંતુ તે વખતે હું સ્વપ્ન અનુભવતી હોવાથી, તે માત્ર સ્વપ્નનો જ આભાસ હતો એવી કલ્પના કરીને, મ્હેં તત્સંબંધી વધારે વિચાર કર્યો નહિ. "

" હું પણ ગઇ રાત્રે જાગ્રત થઇ ગઇ હતી. મ્હેં શી હિલચાલ થતી હતી તે સાંભળવા સારૂ કાન માંડયા હતા. પરંતુ, ત્યારપછી કંઇ પણ અવાજ મ્હારા કાને પડયો નહિ અને એટલામાં મ્હને નિદ્રા આવી ગઇ." લીલાએ પોતાનો ખુલાસો વ્યક્ત કર્યો.

" મ્હેં પણ ગઇ રાત્રે ધમાધમી સાંભળી હતી. તરત જ ઉઠીને હાથમાં ફાનસ લઇને હું પાછળના ભાગમાં ગયો હતો. પરંતુ હું ત્યાં પહોંચ્યો એટલામાં કોઇ પણ મનુષ્યનો દિવાલપરથી કૂદી પડવાનો અવાજ મ્હારા સાંભળવામાં આવ્યો. ફાનસ લઇને હું આખા બંગલાના કંપાઉન્ડમાં ફરી આવ્યો હતો. પરંતુ કંઇ નવાજૂની મ્હારા જોવામાં નહિ આવવાથી, કોઇ બદમાશ ચોરી કરવાના ઉદ્દેશથી બંગલામાં દાખલ થયો હોવો જોઇએ અને મ્હને બંગલામાં ફરતો જોઇને તે પલાયન કરી ગયો હોવો જોઇએ, એવી મ્હેં કલ્પના કરી હતી. ત્યારપછી તમને કોઇને જાગ્રત ન કરતાં હું પણ મ્હારી પથારીમાં આવીને સૂઇ ગયો હતો." બુદ્ધિપ્રસાદ બોલ્યો.

" પણ દિવાલપર લોહીના છાંટા ઘણા ઉડેલા જણાય છે. " ઉષા બોલવા લાગી: " મ્હને લાગે છે કોઇ મનુષ્ય સખ્તરીતે ઘાયલ

થયો હોવો જોઇએ. બુદ્ધિપ્રસાદ! કેવી ભયંકર પરિસ્થિતિ! આ બંગલામાં ક્યારે કેવો પ્રસંગ બનશે તેનો કંઇ જ નિયમ નથી. મ્હને લાગે છે કે રાત્રિના આ ભયંકર બનાવ સાથે પિતાશ્રીના શત્રુઓનો પણ અવશ્ય કંઇ પણ સંબંધ હોવો જ જોઇએ. બબ્બે વાર તો મ્હને પકડવાનો એ દુષ્ટોએ પ્રયત્ન કર્યો. અને હજી પણ તેઓ મ્હને પકડવા માટે પ્રયત્નો કર્યા વગર રહેનાર નથી. એ દુષ્ટોના ભયમાં રહીને જ અહિં જીવન ગાળવું તે કરતાં તેમનાથી ચાર ડગલાં દૂર રહેવું એ વધારે સારૂં છે. આપણે હવે અહિંથી અન્ય સ્થળે રહેવા જઇએ તો શી હરકત છે?"

"ઉષા!" લીલા બોલી: "આપણે મ્હારી માતાના આશ્રમમાં જઇને રહીએ તોયે શું હરકત છે? ત્યાં જઇશું તો જ આપણે શાન્તિપૂર્વક રહી શકશું. બંગલાની દેખરેખ રાખવા સારૂ બુદ્ધિપ્રસાદ અહિં રહેશે."

"જો તમને અહિંથી અન્ય કોઇ પણ સ્થળે જવા દેવામાં ભય ન હોત તો હું અત્યારસુધી તમને અહિં રોકી રાખું ખરો કે?" બુદ્ધિપ્રસાદ બોલ્યો: "તમને અહિં રાખવાં એ જ વધારે શ્રેયસ્કર છે. શત્રુઓ આપણા બંગલાપર અને આપણી પ્રત્યેક હિલચાલ પર નજર રાખતા ફર્યા કરે છે. ગમે તેટલી ગુપ્ત રીતે આપણે અન્ય સ્થળે જઇએ તોપણ તેમને ખબર પડયા વગર રહેવાની નથી. સુશીલાબાઇના આશ્રમમાં જવાથી તો હવે તમો વધારે જોખમમાં આવી પડશો. આ બંગલો આપણા માટે આત સુરક્ષિત સ્થાન છે. ઉષાબ્હેન! અહિંથી કોઇ પણ અન્ય સ્થળે તમને લઇ જવાની મ્હને પરવાનગી જ નથી."

"પરવાનગી કોની? પિતાશ્રીની!" ઉષાએ આતુરતાથી પૂછ્યું:

બુદ્ધિપ્રસાદ નિરુત્તર રહ્યો. ઉષા ગભરાઇ જતી બોલી ઉઠી: "અરે પ્રભુ! એ રક્ત મ્હારા પિતાશ્રીનું તો નહિ હોય! ગઇ કાલે રાત્રે કદાચ તેઓ મ્હને મળવા આવ્યા હોય અને શત્રુઓએ તેમનો પીછો પકડીને તેમને ઘાયલ કર્યા હશે તો! અરેરે, મ્હારા પિતાનો મેળાપ હવે ક્યારે થશે?" આટલું બોલતાં બોલતાં ઉષા રડી પડી.

"ઉષા બ્હેન!" બુદ્ધિપ્રસાદ ઉષાને આશ્વાસન આપતો બોલવા લાગ્યો: "આમ છેક જ શું ગભરાઇ જાઓ છો? આવી ભળતી જ કલ્પનાઓ કરવાથી શો ફાયદો? મ્હેં રક્તના છાંટા જોયા છે અને તે ઉપરથી હું તમને ખાત્રીપૂર્વક રીતે કહું છું કે જે મનુષ્ય ઘાયલ થયો છે તેને સખ્ત જખ્મ થયો નથી. વળી પિતાશ્રી એવા તો સુરક્ષિત

સ્થળે નિવાસ કરે છે કે શત્રુઓને તેમનો પત્તો જ લાગવો કઠિન છે. ન્હાસી છૂટવાથી આપણો ભય કમી થવાનો નથી. મ્હારા પર સંપૂર્ણ ભરોસો રાખો. આપણે ગમે ત્યાં જઇશું તોપણ શત્રુઓ આપણી પૂંઠ પકડયા વગર રહેનાર નથી. શત્રુઓને પકડાવ્યા વગર આપણને સહજ પણ શાન્તિ મળવાની જ નથી. અત્યારસુધીમાં સોનેરી ટોળીના ચાર બદમાશોને જેલજાત્રાએ મોકલી દીધા છે. સમુદ્ર કિનારે ગોદીમાં દરોડો પાડનારા બદમાશોને પકડવામાં આવ્યા છે તે તો વળી જૂદા જ. હવે માત્ર એ ટોળીનો નાયક પકડાય એટલી જ વાર છે. તે પકડાયો એટલે આપણને સંપૂર્ણ શાન્તિ મળશે. ઉષા બ્હેન! તેઓ જેમ આપણા પર ગુપ્ત રીતે નજર રાખતા ફરે છે તેમ હું પણ તેમના પર સખ્ત નજર રાખું છું. તમે બિલકુલ નિરાશ ન થાઓ! જ્યાં સુધી મ્હારાપર તમને વિશ્વાસ છે ત્યાં સુધી લેશ માત્ર પણ ભય પામવાનું કારણ જ નથી. પિતાશ્રીની હિંમત કેટલી બધી અથાગ છે. તમે પણ તેમના જેવા ધૈર્યવાન થાઓ. હું તો તેમનો નોકર છું તો પણ મ્હારૂં હૃદય તેમના સહવાસથી તેમના જેવુંજ ધૈર્યશીલ બની ગયું છે. તમે તેમના પુત્રી છો. તમારે પણ પિતાશ્રી જેવાં જ ધૈર્યશીલ બનવું જોઇએ."

લીલાને કોટિ કરીને રડતી રડતી ઉષા બોલી: "બ્હેન! શું કહું! મ્હારા દુર્દૈવનો પાર જ નથી."

બુદ્ધિપ્રસાદના ઉપદેશની અસર લીલાના મન પર સારી થઇ હતી. તે ઉષાને ધૈર્ય આપતી બોલી: "બુદ્ધિપ્રસાદ જે કંઇ કહે છે તે બધું સત્યપ્રદ છે. નિરાશ ન થા! બુદ્ધિપ્રસાદના ઉપદેશાનુસાર વર્તવાથી આપણા શિરપરનું સર્વ સંકટ અલ્પકાળમાંજ દૂર થશે." આ પ્રમાણે લીલાના આશ્વાસનથી ઉષાનું મન શાન્ત થયું.

દરરોજ પ્રાતઃકાળે ઉષા ઘોડાની સ્વારી કરવા જતી હતી. બાલ્યાવસ્થાથીજ ખુલ્લી હવામાં ફરવા જવાનું તેને બહુ ગમતું હતું. અને તેથી ફરવા જતી તેટલો સમય તેનો આનંદમાં જતો હતો. તે વખતે તેને એક આનંદમય સમયનું સ્મરણ થઈ આવતું અને તેથી તેની સુખમુદ્રા આરક્ત થઇ જતી હતી. તે સ્મરણ દિનકરનું હતું. દિનકર જેવો હુશિઆર, સુંદર, સુશીલ, અને આનંદી તરુણ બદલ તેના હૃદયમાં પ્રેમભાવના ઉદ્‌ભવી હતી. બુદ્ધિપ્રસાદ જેવો શંકાખોર મનુષ્ય પણ દિનકરને ચ્હાતો હતો, તો પછી ઉષા જેવી એક સુકુમાર અને સુશીલ તરુણી તેના પ્રત્યે પ્રેમાર્દ્ર થાય તેમાં શું આશ્ચર્ય! દિનકર પ્રત્યે પ્રેમ રાખવાથી અને તેની સાથે લગ્નગ્રંથિથી જોડાવાથી, પોતાને

સુખ મળશે કે કેમ, એવા વિચારો તેના મનમાં કદિ ઉદ્‌ભવતા જ નહિ. કારણુ કે ઉષાનો દિનકર પ્રત્યેનો પ્રેમ સ્વાર્થી નહોતો. ઉષાનો તેના પ્રત્યેનો પ્રેમ નિર્મળ અને સ્વર્ગીય હતો.

એ ત્રણુ દિવસ વીત્યાબાદ એક દિવસ ઉષા ઉસ્તાદની સાથે ઘોડાપર બેસીને માહિમના રસ્તા પાસે ફરતી હતી, તેવામાં એકાએક ઘોડાના ડાબલા તેમના સાંભળવામાં આવ્યા. તરત જ ઉષાએ અને ઉસ્તાદે પોતાના ઘોડા પાછા ફેરવ્યા તો ઉસ્તાદનો નોકર ત્યાં દોડતો આવતો જણાયો. નોકર પોતાના શેઠના ઘોડા પાસે આવી પહોંચ્યો એટલે બોલ્યોઃ " શેઠજી ! આપણા તબેલામાં આગ લાગી છે. સઇસને બધા ઘોડા છોડી દેવાનું કહીને તેમ જ બંબાવાળાને પણુ તે બાબતની ખબર આપીને હું આપની શોધ કરતો અહીં આવ્યો છું."

આ સાંભળતાંની સાથે જ ઉસ્તાદની મુખમુદ્રાપર ચિન્તાની છાયા પ્રસરી ગઈ. તબેલામાં લાગેલી આગનો વિચાર કરતાં કરતાં પોતાનું સર્વસ્વ નાશ પામશે એવો તેને ભય લાગ્યો. ઉષાને કદિ પણુ અળગી નહિ મૂકવાનું તેણે બુદ્ધિપ્રસાદને વચન આપ્યું હતું. અને તે બદલ તેને ફી પણુ વધારે આપવામાં આવતી હતી. પરંતુ પોતાના સ્વાર્થને લીધે વચનનું સ્મરણુ ઉસ્તાદને રહ્યું નહિ. ઉષા સાથે એક શબ્દ પણુ બોલ્યા વગર તેણે ત્યાંથી પોતાનો ઘોડો દોડાવી મૂક્યો. પેલો નોકર પણુ પોતાના શેઠની પાછળ પાછળ જવા લાગ્યો. આશ્ચર્ય પામતી ઉષાએ પોતાનો ઘોડો ત્યાંજ ઉભો રાખ્યો હતો. તે વિચારવા લાગીઃ " ઉસ્તાદની પાછળ જવાથી પણુ શો ફાયદો ? આગની જ્વાળા તેમ જ ત્યાં મળેલી મનુષ્યની મેદની જોવાથી ઘોડો ભડકશે તો વળી વધારે પંચાત થશે. માટે આટલામાં થોડી સ્હેલ કરીને બંગલે જ જઈશ. " એમ વિચારીને તેણે ઘોડો ફેરવ્યો અને આગળ જવા લાગી.

આ તરફ તબેલા પાસે બંબાવાળા, પોલિસ, અને અન્ય લોકો સંખ્યાબંધ એકઠા થઇ ગયા હતા. બંબાવાળાઓએ આગ ફેલાવા પામે તે પહેલાંજ તેને બૂઝાવી દીધી. અને તેથી ઉસ્તાદને બહુ નુકસાન થવા પામ્યું નહિ. વર્તમાનપત્રોના બાતમીદારો પણુ ત્યાં હાજર હતા. દિનકર પણુ અત્યારે તબેલા પાસે આવ્યો હતો. એટલામાં ઉસ્તાદને ત્યાં આવી પહોંચેલો જોતાંની સાથેજ દિનકરના મનમાં સંશય ઉદ્‌ભવ્યો. ઉષા ઉસ્તાદ સાથે દરરોજ ઘોડાની સ્વારી કરવા જતી હતી તે વાત દિનકરના જાણુવામાં હતી. સ્હવારમાં તબેલામાં આગ લાગી અને ઉષા અત્યારે એક અજાણ્યા રસ્તામાં ફરતી હોય, આ બાબતમાં રખેને કંઇ શત્રુનું

કાસ્સ્થાન હોય, એવી તેને શંકા થઈ. આગ સંબંધી માહિતી મેળવવા સારૂ તે મોટરમાં જ આવ્યો હતો. તરત જ મોટરવાળાને મોટર ચાલુ કરવાનો નેત્ર સંકેત કર્યો અને પોતે તેમાં ચઢી બેઠો. 'સરસરાટ' કરતી મોટર દોડવા લાગી.

આ બાજૂ સૃષ્ટિ સૌન્દર્યનું નિરીક્ષણ કરતી અને આનંદ પામતી ઉષા આગળ વધ્યે જતી હતી. તેના મનમાં વિચારોની પરંપરા ચાલવા લાગી હતી. પોતાના પરમપૂજ્ય પિતાશ્રીનાં ક્યારે દર્શન થાય, એ વિચારોમાં અત્યારે તે ગુંથાઈ ગઈ હતી. એટલામાં એક ભિખારી તેના ઘોડા નજીક આવી પહોંચ્યો અને એકદમ ભોંયપર પડી ગયો. તેનું શરીર દુર્બળ જણાતું હતું. તે રડવા લાગ્યો. ઉષાનું કોમળ અંતઃકરણ પીગળ્યું. ઉષા ઘોડાપરથી ઉતરી પડી અને તે માણસને બેઠો કરવા લાગી. જેવી ઉષા ઘોડાપરથી ઉતરીને તેની પાસે આવી કે તરત જ પેલો નરાધમ ભિખારી ઉભો થઇ ગયો અને ઉષાના મ્હોંમાં ડૂચો ઘાલી તેના હાથ બાંધવા લાગ્યો. ઉષાએ છૂટવાના ઘણા પ્રયત્નો કર્યા પરંતુ તે દુષ્ટની પાસે તેનું કંઇ જ ચાલ્યું નહિ. તે શાન્તપણે ઉભી રહી. તે જોઇને પેલો નરાધમ બોલ્યોઃ "મ્હારી પાસે ત્હારૂં કંઈ જ ફાવવાનું નથી. પરંતુ જો તું મ્હારી આજ્ઞાનુસાર વર્તીશ તો ત્હને ત્રાસ આપવાનો મ્હારો વિચાર નથી. અહિંઆ બૂમો પાડવાથી પણ કોઈ સાંભળી શકે તેમ નથી. કારણ કે આ જંગલ નિર્જન છે. માટે જો હું કહું ત્યાં ગુપચૂપ આવવાનું કબૂલ હોય, નો હું ત્હારા મ્હોંમાંથી ડૂચો કાઢી નાખીશ. જો, પેલી સામેની ઝુંપડીમાં આપણે જવાનું છે."

ઉષાના મ્હોંમાં ડૂચો ઘાલવામાં આવેલો હોવાથી તેનો જીવ બહુ જ ગભરાઇ જતો હતો. તેણે નિરાશ વદને પેલા દુષ્ટની આજ્ઞાને માન આપ્યું અને માથુ હલાવીને તેની આજ્ઞા પ્રત્યે સંમતિ દર્શાવી. તરત જ પેલા દુષ્ટે મ્હોંમાંથી ડૂચો કાઢી નાંખ્યો. ઉષાએ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તેણે પાછા ફરીને જોયું તો તેનો ઘોડો આમતેમ ન્હાસભાગ કરી રહ્યો હતો. તે પેલા દુષ્ટ મનુષ્યની સાથે જવા લાગી. પરંતુ બુદ્ધિપ્રસાદના વાક્યનું સ્મરણ અત્યારે પણ તેના મનમાં તાજું હતું. ગમે ત્યાંથી પણ પોતાને અત્યારે મદદ આવી મળશે જ એવી તેના મનમાં પ્રતીતિ હતી. આગની ખબર બુદ્ધિપ્રસાદને પણ મળી હશે અને ઉસ્તાદ સાથે મ્હને ત્યાં આવેલી નહિ જોવાથી તે તરત જ મ્હારી તપાસ કરવા સારૂ અહિં આવી પહોંચશે, એમ તે વિચારતા

લાગી. બુદ્ધિપ્રસાદ અહિં આવી પહોંચે તો પોતે આટલામાં જ છે, એવી તેને માહિતી મળે એટલા સારૂં. પેલા બદમાશની નજર ચૂકાવીને, તેણે હળવે રહીને પોતાના હાથમાંનું રત્નકંકણુ રસ્તાપર ફેંકી દીધું. ત્યારપછી થોડે દૂર ગયા પછી પોતાની વેણીમાંનો પુષ્પગુચ્છ નાંખ્યો. અને ત્યાર પછી ઝુંપડી પાસે પહોંચી એટલે પોતાનો રુમાલ નાંખ્યો. આ પ્રમાણે થોડે થોડે અંતરે પોતાની વસ્તુઓ ફેંકી દેતી દેતી ઉષા ઝુંપડી પાસે આવી પહોંચી. તે તેમાં દાખલ થઈ અને ઝુંપડીના દ્વારમાં જઇને બેઠી.

ઉષાને ઘોડાપર બેસીને એકલી ફરતી જોઇને પેલા બદમાશે પોતાના સાથીદારોને મોટર લઇ આવવા સારૂ મોકલી દીધા હતા. કારણુ કે એકલી ઉષાને પકડી પાડવાને માટે પોતે એકલો જ બસ છે એમ તેણે પોતાના મનમાં વિચાર્યું હતું. મોટર આવે કે તરત જ ઉષાને લઇને નિર્ણિત કરેલા સ્થળે તેને પહોંચાડી દઇને, પોતાની કામગીરી સંપુર્ણ કરવાનો તેનો વિચાર હતો. ઉષા પાસે ઉભો ઉભો તે મોટર સહિત પોતાના સાથીદારોને આવી પહોંચવાની માર્ગ પ્રતીક્ષા કરી રહ્યો હતો.

અલ્પ સમય પછી મોટરનો 'સરસર' અવાજ તેઓ બન્નેના સાંભળવામાં આવ્યો. પરંતુ હજી મોટર દૂર હતી અને તેથી તે અવાજ કઈ દિશા તરફથી આવતો હતો તે તેમનાથી સ્હમજી શકાયું નહિ. પોતાના સાથીદારો જ મોટર લઇને આવી પહોંચ્યા હશે એમ ધારીને, પેલો બદમાશ માહિમના રસ્તા તરફ જોવા લાગ્યો. એટલામાં મુંબઇના રસ્તે થઇને એક મોટર ઝપાટાબંધ આવીને ઝુંપડી પાસે ઉભી રહી. પેલા બદમાશે ચમકીને પાછળ ફરીને જોયું તો તે મોટર પોતાની ન હોતી. પરંતુ પોતાની મોટર આવી પહોંચે ત્યાં સુધી ઉષાને પોતાના કબજામાં રાખવાનો તેણે નિશ્ચય કર્યો. તરતજ તેણે ઉષાને ઝુંપડીમાં ધકેલી દીધી અને દ્વાર બંધ કરી દીધાં. એટલામાં દિનકર મોટરમાંથી ઉતરી પડયો અને પેલા બદમાશની કમ્મરમાં એક એવો તો જોસપૂર્વક ઠોંસો લગાવ્યો કે તે દુષ્ટ 'વોય બાપરે' કરતો ધરણીપર ઢળી પડયો.

ઉષા ઝુંપડીમાંથી બહાર નીકળી આવી અને પોતાના બન્ને હાથ જોડીને દિનકર પ્રત્યે કૃતજ્ઞતાપુર્ણ દૃષ્ટિ ફેંકતી બોલી: "દિનકર!" ઉષાથી વધારે બોલાયું નહિ. દિનકરે તેનો હાથ પકડીને તેને મોટરમાં બેસાડી દીધી કે તરતજ 'સરસરાટ' કરતી મોટર દોડવા લાગી.

"દિનકર! હું અહિઆં હઇશ એવું તમે શાથી જાણ્યું?" ઉષાએ પ્રશ્ન કર્યો.

"પહેલાં તો તમારો ઘોડો આમતેમ દોડતો મ્હેં જોયો. ત્યાર-પછી તમારૂં રત્નકંકણ મ્હારા જોવામાં આવ્યું. થોડો નજીક ચાલ્યો તો તમારી વેણીનો પુષ્પગુચ્છ મ્હારી નજરે પડયો. અને છેવટે તમારો રૂમાલ જોવામાં આવ્યો. આ ઉપરથી તમે આટલામાં જ હોવા જોઇએ એવી મ્હારી ખાત્રી થઇ. ઇશ્વરકૃપાથી મ્હારી કલ્પના સાચી ઠરી છે." દિનકરે ઉષાને વિગતવાર ખુલાસો કર્યો.

થોડી જ વારમાં બીજી એક મોટર ઝપાટાબંધ પોતાની મોટર પછવાડે આવતી હતી એમ દિનકરને લાગ્યું. તેણે પાછળ ફરીને જોયું તો તેની ખાત્રી થઇ કે પાછળની મોટરનો વેગ પોતાની મોટર કરતાં વધારે ઝડપવાળો હતો. અને તેમાં ત્રણ માણુસો બેઠેલાં હતાં. દિનકરે તરતજ ઉષાની ડોક ફરતો પોતાનો એક હાથ વિંટાળી દીધો અને પોતાના ખોળામાં સૂવાડી દીધી. તે પોતે પણ નીચું માથું રાખીને નમી ગયો. તરતજ પાછળની મોટરમાંના એક શખ્સે 'રિવોલ્વર'નો બ્હાર કર્યો. સરસરાટ કરતી એક ગોળી દિનકરના કાન પાસે થઇને ચાલી ગઇ. દિનકરે પોતાના ખિસ્સામાંથી 'રિવોલ્વર' કાઢીને તેણે પાછળ ફરીને પૂંઠે લાગેલી મોટરના એન્જીન પર એક ગોળી છોડી. પેલી મોટરનું એન્જીન ફૂટયું અને તે ત્યાંજ અટકી પડી. દિનકરે પોતાની મોટર પૂરજોસથી દોડાવી મૂકી.

ઉષાના શરીરપર હાથ ફેરવતો દિનકર બોલ્યોઃ "ઉષા! હવે સ્વસ્થ થા! સહજ પણ ભય રાખવાનું હવે કંઇ જ પ્રયોજન નથી."

ઉષા તરત જ બેઠી થઇ. તે દિનકર પ્રત્યે કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિ ફેંકતી જોઇ રહી. તેનાં નેત્રદ્વયમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. અત્યારે પોતાના જેટલો કોઇ પણ મનુષ્ય સુખી નહિ હોય એમ દિનકર પોતાના મનમાં વિચારવા લાગ્યો.

એટલામાં બુદ્ધિપ્રસાદ પણ મોટરમાં આવતો હોય એમ દિનકરને જણાયું. બન્ને મોટરોનો માર્ગમાં ભેટો થયો. ઉષાને સુખરુપ જોઇને બુદ્ધિપ્રસાદના વદનપર આનંદની છટા વિલસી રહી. ઉષાનો છૂટકારો દિનકરને હાથે થયો જોઇને તેને અનહદ આનંદ થયો. પોતાની મો-ટરમાંથી ઉતરીને બુદ્ધિપ્રસાદ દિનકરની મોટરમાં આવીને બેઠો અને તેણે દિનકરનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો.

બન્ને મોટરો ચાલવા લાગી. ઉષાએ બુદ્ધિપ્રસાદને સર્વ હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી. ઉષાની ચાલાકીથી અને દિનકરની સમ-

યસ્યચકતાથી આનંદ પામેલો બુદ્ધિપ્રસાદ તેઓ બન્ને પ્રત્યે પ્રેમપૂર્ણ દૃષ્ટિ ફેંકવા લાગ્યો.

ઉષા અને બુદ્ધિપ્રસાદને બંગલે પહોંચતાં કરીને દિનકર પોતાને ઘેર ચાલ્યો ગયો. દિનકરના સદ્વર્તન બદલ બુદ્ધિપ્રસાદના અંતરમાં તેના માટે આદરબુદ્ધિ ઉપજી.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### પાપિણીની પ્રપંચજાળ.

ગત પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ઉષાનો છૂટકારો થયા પછી દિન પ્રતિ દિન દિનકર ઉપર એક પછી એક સંકટો આવવા લાગ્યાં. એક દિવસ દિનકર રસ્તે થઇને જતો હતો એવામાં એક મકાનમાંથી તેના પગ પાસે કટારી આવીને પડી. જો દિનકર સહજ ચૂક્યો હોત તો તેનું ગળું કપાઇ ગયું હોત. એક વખત તે અમુક માર્ગે થઈને જતો હતો એવામાં સરસરાટ કરતી એક મોટર તેના અંગપર ધસી આવી. પરંતુ તે ચાલાકીથી ખસી ગયો. આવાં આવાં બીજાં પણ કેટલાંક સંકટો તેના શિરપર આવવા લાગ્યાં હતાં. પરંતુ પોતાના પ્રાણ હરવા માટે જ, જાણી બૂજીને જ કોઇ પણ વ્યક્તિ આવા પ્રયત્નો કરી રહી છે, એવી કલ્પના સુદ્ધાં દિનકરના મનમાં ઉદ્ભવીજ નહિ.

એક દિવસે પોષ્ટમેને આવીને તેના હાથમાં 'સિગારેટસ'ની પેટી મૂકી. દિનકરે તે પેટી ઉઘાડીને જોયું તો તેમાં સુવાસિત 'સિગારેટસ' હતી. પરંતુ તે પેટીમાં એક ચિઠ્ઠી હતી જેમાં 'ગરીબ મિત્રો તરફથી પ્રેમોપહાર' એટલાજ અક્ષરો લખેલા હતા. અક્ષરો એવા તો વાંકાચૂંકા લખેલા હતા કે આ ચિઠ્ઠી કોની હશે, તે દિનકરથી સ્હમજી શકાયું નહિ. પાર્સલપરની છાપ જોઈને તે કલ્યાણથી આવ્યું હોય એમ જણાતું હતું. કલ્યાણમાં તેનો એક જીવલગ મિત્ર હતો પરંતુ તેને નનામું પાર્સલ શા માટે મોકલવું પડે? દિનકરને આ પાર્સલ સંબંધી શક ગયો. તેણે કલ્યાણ ટેલિફોન કરીને પોતાના મિત્રને પૂછી જોયું કે તેણે સિગારેટસની પેટી મોકલી હતી કે કેમ, તો તેણે ના પાડી. હવે દિનકરની શંકા દૃઢ થઈ. તે પેટી લઈને દિનકર પોતાના એક ડાકટર મિત્ર પાસે ગયો અને તે પેટીની તેને બારિક તપાસ કરવાનું કહ્યું. દાક્તરે રસાયણિક પ્રયોગ વડે

સિગારેટની તપાસ ચલાવી તો તેમાં ભયંકર વિષ હતું એવી તેની પ્રતીતિ થઈ. તેણે દિનકરને આ હકીકત જણાવી અને કહ્યું: "આ સિગારેટસમાં એવું તો ઝેર રહેલું છે કે તે પીવાથી જે વિષ શરીરમાં પ્રવેશેછે તેનું તરતમાં કંઇ પણ ભયંકર પરિણામ આવતું નથી. પરંતુ બે ત્રણ માહનામાં મનુષ્યના પ્રાણ રીબાઈ રીબાઇને જાય છે."

આ હકીકત સાંભળીને દિનકરની આંખો ઉઘડી. આજ સુધીમાં બનેલા પ્રાણહારક પ્રસંગો હવે તેની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યા. તે તમામ પ્રસંગો આકસ્મિકરીતે બનવા પામ્યા નહોતા, પરંતુ જાણી બૂજીને પોતાના પ્રાણ હરવા માટે જ એવા પ્રયત્નો થતા હતા, એવી હવે દિનકરની દૃઢ ખાત્રી થઈ. તે સ્વગત બોલ્યો: "મ્હારો કાંટો દૂર કરવા માટે તેણે ઠીક પ્રયત્નો કરવા માંડયા છે. અત્યાર સુધી તો હું આ વાતથી અજ્ઞાત હતો. અને તેથીજ મ્હારા પ્રાણ બચવા પામ્યા છે. પરંતુ હવે નસીબપર આધાર રાખીને બેસી ન રહેતાં સંપૂર્ણ સાવધગિરિથી રહેવું પડશે."

દિનકરે સિગારેટસની પેટી સંબંધી કંઇ પણ બૂમાટો કર્યો જ નાહ. કારણકે તેના પ્રાણ હરવા માટે અત્યાર સુધીમાં બનેલા પ્રસંગોની સાબિતી કરવાની બાબતમાં માત્ર સિગારેટસની પેટી સિવાય બીજો કોઇ પણ આધાર તેની પાસે નહોતો. તેમ જ પાર્સલ પણ કોણે મોકલ્યું હતું તે સ્હમજવાનો કંઇ માર્ગ જ નહોતો. તોપણ પોતાની ઉપાની ખાતર, તેણે હવે બહુ જ સાવધાનતાપૂર્વક વર્તવાનો વિચાર કર્યો. ગલીઓમાં થઇને જવાનું તેણે બંધ કર્યું. જ્યાં ઇમારતો બંધાતી હોય તે જગ્યાની નજીક તે કદિ પણ ઉભો રહેતો નહિ અને જાહેર રસ્તા પર થઇને જતાં પણ તે હરઘડી ચોમેર દૃષ્ટિપાત કર્યા કરતો. તે પોતાના ખિસ્સામાં ભરેલી 'રિવોલ્વર' તૈયાર જ રાખવા લાગ્યો.

આટલી સાવધતા રાખવા છતાં પણ દિનકરના શિરપર એક પછી એક જીવલેણ પ્રસંગ આવ્યા વગર રહ્યો નહિ. દિનકરને હમેશાં સ્હવારે દૂધ પીવાની ટેવ હતી. એક દિવસ તે બહુ જ કામમાં ગુંથાયો હોવાથી દૂધવાળો લૈયો દૂધની વાડકી ભરીને દિવાનખાનામાંના ગોખલામાં મૂકીને ચાલ્યો ગયો. દિનકરે કામમાંથી પરવાર્યા પછી દૂધની વાડકી લીધી અને જેવો તે પીવા જાય છે, તેટલામાંજ દૂધનો રંગ ફરી ગયો હોય એમ તેના જોવામાં આવ્યું. તરત જ તેને શંકા ગઇ. એક શીશીમાં તે દૂધ ભરી દીધું અને તે ખિસ્સામાં નાખીને દિનકર દાક્તર પાસે ગયો. દાક્તરે દૂધની બારિક તપાસ કરીને જણાવ્યું કે તેમાં 'બાઇક્લોરાઇડ ઑફ મર્ક્યુરી' નામનું વિષ મેળવેલું હતું, કે જે

મનુષ્યના પેટમાં જતાંની સાથે જ માત્ર અલ્પ સમયમાં જ તેના પ્રાણ હરણ કરી લે છે. હવે દિનકરે આવાં કારસ્થાન કરનારા બદમાશોને શોધી કાઢવાનો પ્રયત્ન કરવાનો વિચાર કર્યો. તેણે બહુ શોધ કરવા માંડી પરંતુ તેને કંઇ જ પત્તો લાગ્યો નહિ. દૂધવાળા ભૈયાને પૂછતાં તેણે જણાવ્યું કે તેણે તો હંમેશના રિવાજ મુજબ દૂધની વાડકી ગોખલામાં મૂકી હતી. વળી જ્યારે દિનકરે તે વાડકી લીધી ત્યારે દૂધવાળાને ગયાં પણ બે કલાક થઇ ગયા હતા. આ બે કલાકની અંદર કોણ આવી ગયું હશે, તે સ્હમજી શકાય તેમ પણ નહોતું. વારંવાર ઉષાને બદમાશોના હાથમાંથી પોતે છોડાવી લાવતો હતો, તેથી તે બદમાશોનાં જ આ કારસ્થાન હોવાં જોઇએ, એવી દિનકરની ખાત્રી થઇ. પરંતુ પોતાના નિશ્ચયથી તે સહજ પણ ચલિત થયો નહિ.

બપોરના બે વાગ્યાના સમયે દિનકર હંમેશના રિવાજ પ્રમાણે ઉષાને મળવા માટે ગયો. પરંતુ ઉપરની હકીકત સંબંધી એક અક્ષર સુદ્ધાં તેણે ઉષાને કહ્યો નહિ. જે દિવસે માહિમમાં ઉષાનો છૂટકારો દિનકરના હાથે થયો તે દિવસે બન્ને જણાંએ પોતાનાં અંતર ખુલ્લાં કર્યાં હતાં અને લગ્નગ્રંથિથી જોડાઇને પોતાનું ભાવિ જીવન સહવાસ-સુખમાં ગાળવાનો તેમણે બન્નેએ નિશ્ચય કર્યો હતો. પરંતુ પોતાના પિતાનો પત્તો લાગે ત્યાં સુધી ઉષાની ઇચ્છા આ લગ્ન માટે ઉતાવળ નહિ કરવાની હતી. દિનકરે પણ ઉષાની આ ઇચ્છા સ્વીકારી હતી. તે દિવસથી દિનકરે પોતાના મનમાં એવો નિશ્ચય કર્યો હતો કે ઉષાના મનને કોઇ પણ જાતનો સંતાપ થાય એવી વાત તેને કરવી જ નહિ. અને તેથી જ પોતાના શિરપર ઘૂમી રહેતાં સંકટો સંબંધી લેશ માત્ર પણ ઉલ્લેખ તેણે ઉષા પાસે કર્યો જ નહિ. ઉષા અને લીલા સાથે કેટલીકવાર સુધી વાર્તાલાપ કર્યા પછી તેમની રજા લઇને દિનકર દિવાનખાનામાં આવ્યો. બુદ્ધિપ્રસાદ તેની રાહ જોતો ત્યાં જ બેઠો હતો. દિનકરને જોતાંની સાથે જ બુદ્ધિપ્રસાદ બોલ્યો: "દિનકર! હમણાં તો નવીન હિલચાલ બિલકુલ બનતી નથી! ત્હને કંઇ વિશેષ માહિતી મળી છે કે?"

બુદ્ધિપ્રસાદની નજીકમાં બેઠા પછી દિનકર સ્મિત કરતો બોલ્યો: "હાલમાં તેમણે મ્હને પોતાના સપાટામાં લીધો છે."

"ત્હને?" આશ્ચર્ય પામતો બુદ્ધિપ્રસાદ બોલ્યો: "એમ કેમ?"

દિનકરે પોતાના પ્રાણ હરવા માટે બનેલા તમામ પ્રસંગોની હકીકત બુદ્ધિપ્રસાદને કહી સંભળાવી અને બોલ્યો: "મ્હારા પ્રાણ

હરવાથી તેમને વિશેષ ફાયદો થનાર નથી એ વાત તેઓ જાણેછે. પરંતુ તેમ કરવાથી હરવડી આડે આવનાર કંટક દૂર થશે એવી જ તેમની માન્યતા હોવી જોઇએ. મ્હને લાગે છે કે એટલા માટે જ તેઓ મ્હારી પાછળ લાગ્યા હોવા જોઇએ."

થોડીવાર સુધી વિચાર કર્યા પછી બુદ્ધિપ્રસાદ ગંભીર સ્વરે બોલ્યોઃ "દિનકર! ત્હારા જેવી પરિસ્થિતિમાં જો કોઇ બીજો મનુષ્ય હોત તો હું તેને મુંબઇ છોડી જવાની સલાહ આપતા પરંતુ ત્હને એવી સલાહ હું આપી શકું તેમ નથી. બહુ જ સાવધાનગિરીથી વર્તવાની જ હું ત્હને સલાહ આપું છું. કામ સિવાય કોઇ પણ સ્થળે જવાનું છોડી દે. અજાણ્યા માણસો સાથે કોઇ જાતનો સંબંધ ન રાખ. ત્હારી ઑફિસમાં, છાપખાનામાં, કલબમાં અને વાંચનાલયમાં સુદ્ધાં પણ તેઓ ત્હારા પર નજર રાખતા હશે. તેમ જ હું બોલાવું નહિ તો અહિં પણ રાત્રિએ આવવાનું બંધ કરી દે. અમારા બંગલાની તપાસ રાખવા સારૂ દિવસના સમયે હવે એક જ માણસને રોકવામાં આવ્યો હોય એમ લાગે છે. પરંતુ રાત્રિએ બંગલાની આસપાસ ત્રણ ચાર માણસ રહેતા હોય એમ મ્હને લાગે છે. જો તું એકાદ વખત પણ હવે તેમના સપાટામાં આવ્યો તો તેઓ ત્હને જીવતો છોડશે નહિ. અને ત્હારા સિવાય મ્હારે અન્ય કોઇનો પણ આધાર નથી. વળી ઉષાનો બચાવ કરવા માટે જ ઈશ્વરે અમારી સાથે ત્હારો સંબંધ જોડી દીધો હોય એમ મ્હને લાગે છે. ત્હારી સહાય વગર હું એકલો કંઇ જ કરી શકું તેમ નથી. અને તેથી ત્હારા પોતાના કરતાં પણ ઉષાની ખાતર તું બહુ જ સાવધાનગિરીથી રહે. આજ દિન સુધી ત્હારાથી હું જે કંઇ વાત ગુપ્ત રાખતો હતો તેનું કારણ મ્હને ત્હારાપર અવિશ્વાસ હતો એમ નથી. પરંતુ અમારી સાથે ત્હારા પ્રાણ પણ અમારી સાથે જોખમમાં ન આવી પડે, એટલા માટે જ હું એમ કરતો હતો."

પોતાના મનમાં આનંદ પામતો દિનકર વિચારવા લાગ્યોઃ "હવે મ્હારા પ્રાણ જોખમમાં આવી પડયા છે જ. પોતે ઉષાને ચાહે છે, અને ઉષા પોતાને ચાહે છે, તથા બન્ને જણાએ લગ્નગ્રંથિથી જોડાવાનું પણ પરસ્પર વચન આપી દીધું છે એ વાત બુદ્ધિપ્રસાદને કહી દેવાનો તેને વિચાર થયો. પરંતુ તરત જ ઉષાની હાલ તરત તે વાત ગુપ્ત રાખવાની આજ્ઞાનું તેને સ્મરણ થયું, અને તેમાં યે વળી બુદ્ધિપ્રસાદની હાલની ગંભીર મુખમુદ્રા જોઇને, તે બોલતાં

બોલતાં અટકી ગયો. બુદ્ધિપ્રસાદની ઉમદા સૂચના માટે દિનકરે તેનો આભાર માન્યો અને ત્યારપછી તે ત્યાંથી ચાલ્યો ગયો.

દિનકર અને ઉષા વચ્ચેનો પ્રેમ આ પ્રમાણે દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો જતો હતો. પરંતુ બુદ્ધિપ્રસાદને તે બદલ લેશમાત્ર પણ ગંધ સરખી યે આવી નહોતી. પરંતુ લીલાને તે વાતની ખબર પડવાને બહુ વિલંબ લાગ્યો નહિ. જ્યારે જ્યારે ઉષા અને દિનકરનો મેળાપ થાય, ત્યારે ત્યારે લીલા ઘણે ભાગે ત્યાં હાજર હોય જ. જો કોઈ વાર લીલા તે વખતે હાજર ન હોય તો દિનકર જ તેને હાક મારીને બોલાવતો. ઉષા અને દિનકરની પરસ્પરના મેળાપ બદલની વધતી જતી ઉત્સુકતા, એક બીજાના મેળાપ સમયે તેમની પ્રેમસ્નિગ્ધ દૃષ્ટિ, અને જૂદાં પડતી વખતે તેમની મુખમુદ્રા પર છવાઇ રહેતી વિરહ–વિષણ્ણતાની છાયા, એ બધાં ચિહ્નો પરથી લીલાને ખરી વસ્તુ-સ્થિતિ સ્હમજવામાં બહુ વાર લાગી નહિ. આથી લીલા પોતાના મનમાં ને મનમાં જ આનંદ પામતી હતી. એટલું જ નહિ, પરંતુ ઉષાનું લગ્ન દિનકર સાથે જ થશે એવી પણ કલ્પના તેણે કરી લીધી. ઉષાનું લગ્ન પોતાની માતાના આશ્રમમાં જ કરવાની તેની ઇચ્છા હતી. પોતાની માતા હોંશથી પોતાની વિદ્યાર્થિનીઓની સાથે ઉષાનું લગ્ન આશ્રમમાં ધામધૂમથી કરશે એવી તેની દૃઢ ખાત્રી હતી. ઉષાનું લગ્ન થઇ ગયા પછી પોતાનું લગ્ન થવાનો પણ પ્રસંગ આવશે, એમ વિચાર કરતાં તેના આનંદનો અવધિ જ થતો. પરંતુ પોતાનું લગ્ન કોની સાથે થશે, એવો વિચાર થતાંની સાથે લીલા શરમાઇ જતી. તેનો સ્વભાવ એવો તો શરમાળ હતો કે પોતાના પ્રિયકરનો નામોચ્ચાર પોતાના મનમાં કરવાની પણ તે હિંમત કરી શકતી નહોતી. તો પણ ઉષા પાસે બુદ્ધિપ્રસાદની પ્રમાણિકતા, હુશિ-આરી, અને તેનાં સદ્‌ગુણોનાં વખાણ તે ઘણી વાર કર્યાં કરતી હતી.

બુદ્ધિપ્રસાદની સૂચનાનુસાર વર્તવાથી દિનકરના શિરપર કેટલાક સમય સુધી કોઇ પણ પ્રકારની નવીન આપત્તિ આવી નહિ. પોતાનું મકાન છોડીને તે ખાસ કાર્ય વગર બહાર જતો જ નહિ. વર્તમાન-પત્ર માટે કંઇ પણ લેખ વગેરે મોકલવાનાં હોય તે ટપાલ માર્ગે મોકલવાનો તેણે રિવાજ રાખ્યો હતો. કેટલીક વાર તો તે ઑફિસે કેમ આવતો નહોતો, તે બદલ તેના શેઠે પૂછાવ્યું પણ ખરૂં. પરંતુ દિનકરે તત્સંબંધી કંઇ પણ ખુલાસો કર્યો નહિ. પરંતુ દિનકરને

પોતાને ઘરમાં રહેવું ગમતું જ નહોતું. આખો દિવસ જેનો પગ ઘરમાં ટકે જ નહિ, તેને આમ બંદીવાનની પેઠે ઘરમાં ગોંધાઈ રહેવું ગમે પણ શી રીતે? સૌથી મોટું તો તેને એ દુઃખ હતું કે ઉષાનો મેળાપ પણ હવે દરરોજ થઈ શકતો નહોતો.

માયાના મકાન પાસે છૂપી રીતે દેખરેખ રાખનાર વ્યક્તિ તે દિવસ પછીથી ત્યાં દેખાઇ નહિ. કૃષ્ણકાન્ત દરરોજ ત્યાં આવતો તે વખતે ચોમેર બારિક દૃષ્ટિ ફેંકતો. પરંતુ કોઇ પણ વ્યક્તિ તેના જોવામાં આવતી નહોતી. આ ઉપરથી તેણે તો એવું અનુમાન કર્યું કે પોતાને જોઇતી માહિતી મળી રહી હોવાથી જ હવે તે વ્યક્તિ ત્યાં નહિ આવતી હોય. પરંતુ તેથી તેના મનમાં ચિન્તા થવા લાગી. તે વ્યક્તિ કોણ હતી, તે જાણવાનો હવે કંઈ માર્ગ રહ્યો નહિ હોવાથી, તેનું મન ઉદ્વિગ્ન રહેવા લાગ્યું.

એક દિવસે કૃષ્ણકાન્તે માયાને ઉદ્દેશીને કહ્યું: "માયા! મ્હને લાગે છે કે હવે આપણા દિવસ ભરાઇ ચૂક્યા છે. ઉષાને અને પેલા લુચ્ચા દિનકરને પકડવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા છતાં પણ તે બન્નેમાંથી એકને પણ આપણે પકડી શક્યા નથી."

"ઇશ્વર જ તેમનું સંરક્ષણ કરતો હોય એમ લાગે છે." માયા બોલી: "કારણ કે જ્યારે જ્યારે તેઓ છટકી જવા પામ્યાં છે ત્યારે ત્યારે કંઇ ને કંઇ આકસ્મિક પ્રસંગો જ બનવા પામ્યા છે. મ્હને લાગે છે કે આપણે આ કામમાં ઉતાવળ કરી. જો લક્ષ્મીપ્રસાદને થોડા દિવસ પોતાની પુત્રી સાથે રહેવા દીધો હોત તો ઠીક થાત. કારણ કે વાત્સલ્ય પ્રેમથી આર્દ્ર થયેલી તેની દૃષ્ટિ તેની ગતિને મંદ કરી નાખત અને આપણે તેને અચાનક રીતે પકડી પાડવામાં પણ ફાવી શકત."

"છટ્" કૃષ્ણકાન્ત બોલ્યો: "તું એમ માનતી હોય તો ભલે! આ છોકરીને પકડવામાં આપણને તેના બાપની સાથે સંબંધ શો છે? જેણે સોળ સોળ વર્ષ સુધી આપણને હંફાવ્યા અને જે પુત્રીપ્રેમને પણ અધીન ન થયો, તે હવે ઉષાને જોતાંની સાથે જ એટલો બધો નિર્બળ મનનો થઇ જાય એ શું બનવાજોગ છે કે? મ્હને તો આ બાબતમાં આપણો પોતાનો જ દોષ લાગે છે. અત્યાર સુધીમાં આપણાં સર્વ કારસ્થાનો યશસ્વી નિવડ્યાં હોવાથી, આપણે ગર્વિષ્ઠ બની ગયાં છીએ અને તેથી જ આપણી યોજનાઓ હવે બીનચૂકપણે પાર ઉતરતી નથી. આટલા આટલા પ્રયત્નો છતાં તે છોકરી આનંદમાં ફરતી ફરે છે,

પેલો લુચ્ચો દિનકર મ્હારી દૃષ્ટિ સમક્ષ રુવાબમાં રહે છે અને લક્ષ્મીપ્રસાદ તો એવો અદૃશ્ય થઇ ગયો છે કે જાણે નજરબંદીની વિદ્યા જ તેણે સાધ્ય કરી લીધી હોય ! મ્હારૂં ભેજું પણ હવે એવું ગેપ થવા લાગ્યું છે કે આગળ હવે શાં પગલાં લેવાં તે બાબતમાં મ્હને કંઇ જ સૂઝ પડતી નથી.”

“મ્હને પણ તમારી માફક જ થાય છે.” માયા બોલીઃ “બુદ્ધિપ્રસાદને મ્હારા પર સંશય આવ્યો હોય એમ લાગે છે પણ તેના વર્તનમાં તે લેશ માત્ર પણ તેવું જણાવા દેતો જ નથી. એટલું જ નહિ, પરંતુ પૂર્વેના કરતાં હવે તે મ્હારૂં સન્માન વધારે આદરપૂર્વક રીતે કરે છે. આથી તે મ્હને પોતાને ફસાવવાનો યત્ન તો નહિ કરતો હોય ! પરમ દિવસ પછી આટલા આટલા બનાવ બની ગયા. પરંતુ દિનકરે કે બુદ્ધિપ્રસાદે એ બાબતનો સહજ પણ બૂમાટો કર્યો નથી. વળી તમે જખમી કરેલો મનુષ્ય તેમજ અહિં તપાસ રાખવા માટે આવનાર મનુષ્ય, એ બન્ને કોણ હોવા જોઇએ, તત્સંબંધી પણ કંઇ જ પત્તો લાગ્યો નથી !”

એટલામાં કૃષ્ણકાન્તના મગજમાં એક કલ્પના ઉદ્ભવી. તેણે પોતાના હાથની તાલી પાડી અને આનંદપૂર્વક બોલ્યોઃ “હં, હવે સમજ્યો. જે રાત્રિએ લક્ષ્મીપ્રસાદના બંગલામાં પેલા મનુષ્યને મ્હેં જખમી કર્યો તે જ રાત્રિથી આપણા બંગલાની તપાસ રાખનાર વ્યક્તિ જોવામાં આવી નથી. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે તેવી બન્ને વ્યક્તિઓ એક જ હોવી જોઇએ.”

“ધારો કે તેમ હોય. પરંતુ તે કોણ છે અને તેમ કરવામાં તેનો શો ઉદ્દેશ હોવો જોઇએ તે કંઇ એટલા ઉપરથી સ્હમજી શકાય નહિ.”

“એ પણ ખરૂં. પણ આ દિનકર પોતાના પ્રાણની પરવા કર્યા વગર ઉષાને બચાવવા સારૂ શામાટે અખંડ પ્રયત્નો કરે છે ?”

“તેઓ બન્નેની વચ્ચે પ્રેમ બંધાયો છે. બુદ્ધિપ્રસાદને આ બાબતની માહિતી હોય એમ લાગતું નથી. પરંતુ લીલા તત્સંબંધી યત્કિંચિત્ પણ જાણતી હોય એમ લાગે છે.”

કૃષ્ણકાન્ત થોડીવાર મૌન રહ્યો. ત્યારપછી તરત જ તેની મુખમુદ્રાપર હાસ્યની છાયા પ્રસરી ગઇ. તે જોઇને માયા બોલીઃ “કેમ વળી કંઇ નવીન કલ્પના મગજમાં ઉપસ્થિત થઇ છે કે ?”

“હા,” કૃષ્ણકાન્ત બોલ્યોઃ “પરંતુ તું પાર પાડે તો જ તે

ફળિભૂત થાય તેમ છે. એ શયતાનો ત્હારી સાથે કેવા પ્રકારનો સંબંધ રાખે છે, તેમ જ તેમ કરવામાં તેમનો ઉદ્દેશ શો છે, તે આપણે જાણવાની જરૂર છે. જેમ ઉષાને ચાહ, ફરાળ વગેરે માટે એક બે વખત તું બોલાવી લાવી હતી તે જ પ્રમાણે પુનઃ એક વાર તેને અહિં બોલાવી લાવે તો તરત જ આપણું કામ પાર પડે."

"હં. હવે સ્હમજી." માયા બોલીઃ "પરંતુ મ્હારા ઘેર ઉષા આવે ત્યારે હું તેનાપર હાથ નાખવા દઇશ નહિ. તે અહિંથી સુરક્ષિત રીતે પોતાને ઘેર જઇ શકે તો જ હું પુનઃ તેના ઘેર જઇ શકું. નહિ તો મ્હારે પણ તમારી પેઠે મ્હોંપર કપડું વિંટાળીને જ છૂપાઇ બેસવું જોઇએ."

"મ્હારી વાત તો સાંભળી લે." કૃષ્ણકાન્ત બોલ્યોઃ "તેને હાલ તરત અહિંથી ઉપાડી જવાની મ્હારી ઇચ્છા નથી. તું એવું જ કંઇક કર કે તેના અને દિનકરના પ્રેમસંબંધમાં વ્યત્યય આવે અને તે તેની મુલાકાત સુદ્ધાં પણ ન લે એટલે થયું. પછી દિનકર ઉષાને બચાવવાની ખટપટ કરશે નહિ અને તેને સહજમાં પકડી પણ શકાશે. દિનકરના પ્રાણ હરવા માટે તેનાપર વિષપ્રયોગ અજમાવી જોયો તેમ છતાં પણ મ્હારો પ્રયત્ન સફળ નિવડયો નહિ. પરંતુ ત્હારો વિષપ્રયોગ નિષ્ફળ નહિ જ નિવડે એવી મ્હારી દ્રઢ પ્રતીતિ છે."

"એટલે ?" માયા ગભરાઇ જતી બોલીઃ "મ્હારે તેને વિષ પાવું પડશે ?"

"હા, ત્હારે જ તેને મત્સર રૂપી વિષ પીવડાવવાનું છે."

"એ......મ" માયા સ્મિત કરતી બોલીઃ "હં, હં. હવે સમજી. દિનકર મ્હારી સાથે પ્રેમમાં પડયો છે એવું ઉષાને કૃત્રિમ રીતે બતાવી આપવું એટલું જ મ્હારે કરવાનું છે ને ? પણ તે થઇ શકે એમ મ્હને લાગતું નથી."

"માયા !" કૃષ્ણકાન્ત બોલ્યોઃ "તું એવી તો ચતુર છે કે જો તું કરવા જ ધારે તો તે કામ તું પલવારમાં કરી શકીશ એવી મ્હારી દ્રઢ પ્રતીતિ છે. ઉષા જેવી એક ભોળી છોકરીને ભમાવી દેવામાં ત્હને શી વાર લાગવાની છે ? ઉષાની હાજરી હોય ત્યારે તું દિનકર સાથે પ્રેમભરી વર્તણુંક ચલાવીશ કે તરત જ તેના હૃદયમાં દિનકર પ્રત્યે ધિક્કાર આવ્યા વગર રહેશે જ નહિ."

"હું પ્રયત્ન કરી જોઇશ; પરંતુ કદાચ તેમાં ન ફાવું તો ?"

"ના, ના; એમ બનવાનું જ નથી. કારણ કે પ્રેમાસ્ત્ર એ

સ્ત્રીઓનું અને ખાસ કરીને ત્હારા જેવી લાવણ્યમયી લલનાઓનું અજબ શસ્ત્ર છે. તે શસ્ત્રનો ઘાવ ખાલી જાય જ નહિ. અને માન કે કદાચ ત્હારો દાવ ખાલી જશે તો વળી બીજી વ્યવસ્થા કરશું. ગમે તેમ કરીને એ બન્નેનો પ્રેમસંબંધ તોડયા વગર છૂટકો નથી. પહેલાં તો મ્હારા મનમાં એમ હતું કે લીલાને પણ પકડી આણવી. પરંતુ તેમ કરવાથી બૂમાટો ઉઠશે અને આપણી સુરક્ષિતતા પણ ભયમાં આવી પડશે, એમ વિચારીને હાલ તરતને માટે મ્હેં તે વિચાર છોડી દીધો છે. આ કામ માટે આપણે એટલી બધી મહેનત લીધી છે કે હવે તે અધવચમાં ત્યજી દઇ શકાય તેમ નથી. ગમે તેમ કરીને હવે તો તે પૂર્ણ કરવું જ જોઇએ."

"તમારી પાસે પૈસા તો પુષ્કળ છે ને?" માયાએ પ્રશ્ન કર્યો.

"પૈસા તો પુષ્કળ છે. પરંતુ આ કામમાં પૈસાના બળ કરતાં બુદ્ધિબળની વિશેષ જરૂર છે. બુદ્ધિબળના યુદ્ધમાં વિજય મેળવવાનું મહત્વ પૈસા મેળવવાના મહત્વ કરતાં કરતાં ચઢી જાય છે. અને ખરો આનંદ પણ તે યુદ્ધમાં જ મળે છે. વારૂ, પણ માયા, પૈસા સંબંધી અત્યારે પ્રશ્ન કરવાનું કંઇ કારણ?"

"મ્હને હવે એમ થાય છે કે જો આપણી પાસે પુષ્કળ પૈસો હોય તો આ બધી ખટપટ ત્યજીને કોઈ દૂર દેશમાં જઇને શાન્ત અને સુખી જીવન ગાળીએ."

"છટ્, એમ નિરૂદ્યોગી જીવન ગાળવાથી આપણને પરસ્પર કંટાળો આવવાનો પ્રસંગ ઉપસ્થિત થશે, અને પછી કદાચ જૂદાં પડવાનો સમય આવશે તો આપઘાત કરીને, નિરસ જીવનનો અંત પણ આણવો પડશે. આપણા બન્નેનો સ્વભાવ એવો ચંચળ છે કે આપણને કંઇ નહિ ને કંઇ કામ તો જોઇશે જ. કામ નહિ હોય તો આપણા ઉભયના જીવને બિલકુલ ચેન પડશે નાહ."

"એ વાત પણ ખરી." એટલું મ્હોટેથી બોલીને માયા મૌન રહી. કૃષ્ણકાન્ત પ્રત્યે તેનો પ્રેમ એટલો નિઃસીમ હતો કે તેની સાથે તેને એકાદ કંગાલ ઝૂંપડીમાં રહેવાનો પ્રસંગ આવે તોપણ તેને તે વાત પસંદ પડતી. પરંતુ હવે તેને કૃષ્ણકાન્તના અઘોર અને પાતકી જીવન પ્રત્યે કંટાળો આવવા માંડયો હતો. પરંતુ તેણે કદિ પણ એ કંટાળાની છાયા સરખી પણ પોતાના વદનમંડળપર અદ્યાપિ પર્યંત દેખાવા દીધી નહોતી. કારણ કે તે સારી રીતે જાણતી હતી કે કૃષ્ણકાન્ત પોતાનું મનોદૌર્બલ્ય કળી જશે તો તરત જ પોતાનો ત્યાગ

કર્યા વગર રહેશે નહિ; અને તેની આ કલ્પના સત્ય પણ હતી. કૃષ્ણકાન્તના પ્રત્યેક પ્રયત્નને તે ઉત્તેજન આપતી અને પ્રસંગોપાત તેને સલાહ પણ આપતી. અને તેથી જ કૃષ્ણકાન્ત તેના પ્રત્યે વફા-દાર રહેતો હતો. પરંતુ કૃષ્ણકાન્ત માયાને અંતરથી ચ્હાતો નહોતો. પોતાના કારસ્થાનોમાં તેની જરૂર હોવાથી જ તે માયા પ્રત્યે કૃત્રિમ પ્રેમ દર્શાવતો હતો.

કૃષ્ણકાન્ત ત્યાંથી ગયા પછી પોતાની કામગિરીનો વિચાર કરવા સારૂ માયા પલંગમાં જઇને પડી. ઉષાનો પોતાની પ્રત્યેનો પ્રેમ છે તેવો જ રહે અને દિનકર માટે તેના હૃદયમાં ધિક્કાર ઉત્પન્ન થાય, એવા ઉપાયો યોજવાનો વિચાર તે કરવા લાગી.

બીજે દિવસે બપોરના સમયે માયાએ સાદો પણ ઉત્તમ પોષાક ધારણ કર્યો અને થોડા ઘણા અલંકારો પણ ધારણ કર્યા. તેણે એક વાર આયનામાં પોતાનું સૌન્દર્ય નિહાળ્યું. મનમાં ને મનમાં આનંદ પામતી તે તરત જ ઉષાને મળવા માટે ચાલતી થઇ.

માયા ઉષાને ઘેર પહોંચી એટલે નિત્યનિયમ પ્રમાણે તેનું સ્વાગત થયું. ઉષા લીલા અને માયા દિવાનખાનામાં બેઠાં બેઠાં વાર્તાલાપ કરવા લાગ્યાં.

માયા જ્યારે સંભાષણ કરતી ત્યારે તેને હાવભાવ કરવાની ટેવ હતી. આજે પણ તે તે પ્રમાણે જ કરતી હતી. કેટલીક વારે ઉષાની નજર માયાના હાથની અંગુલિમાં ધારણ કરેલી મુદ્રિકા પર પડી. તે જોઇને ઉષા બોલી: " માશી ! આ મુદ્રિકા નવી લીધી કે શું ? આજ-દિન સુધી તે કદિ પણ મ્હારા જોવામાં આવી નહોતી."

માયાએ પોતાની મુદ્રિકા ઉષાની નજરે પડે એટલા માટે જ આજે વધારે હાવભાવ કર્યા હતા. પોતાનો ઉદ્દેશ સફળ થયો જાણીને પોતાના મનમાં જ મલકાતી માયા સ્મિત કરતી બોલી: " ઉષા ! આ મુદ્રિકા એક સુંદર નવયુવક તરફથી ગઇ કાલે ભેટ તરીકે મળી છે."

" એટલે " આશ્ચર્ય પામતી ઉષા બોલી: " માશી ! પુનર્લગ્ન કરવાનો વિચાર રાખો છો કે શું ?"

" છટ્ " માયા સ્મિત કરતી બોલી: " ઉષા ! હજી સુધી તો એવો કાંઈ નિર્ણય કર્યો નથી, પરંતુ ટુંક સમયમાં એવો પ્રસંગ ઉપ-સ્થિત થશે એમ લાગે છે."

"તમારો પ્રિયકર કોઇ લક્ષાધિપતિ હશે !" સ્મિત કરતાં ઉષાએ માયાની મીઠી મશ્કરી કરી.

"ના, ના. તે તદ્દન નિર્ધન પરંતુ સુશીલ યુવક છે. શુદ્ધ પ્રેમી દ્રવ્યની બિલકુલ પરવા કરે જ નહિ."

"ખરેખર." ઉષા આનંદ પામતી બોલી. આ વિચાર ઉષાને બરાબર રૂચિકર લાગ્યો.

"પણ ઉષા, હજી સુધી પુનર્લગ્ન કરવાનો મ્હારો ચોક્સ વિચાર નથી. કારણ કે યુવાન પુરુષોનો વિશ્વાસ કરવો એ ઠીક નહિ. વળી મ્હને તે તરુણ પણ કંઇક ચંચળ વૃત્તિવાળો માલૂમ પડ્યો છે. તેનો પ્રેમ સ્થિર નથી. ધારો કે કદાચ તે મ્હારા પ્રત્યેનો પ્રેમ ન વિસારી દે, તોપણ સામાન્ય ક્રમ તરફ જોતાં તેના પર વિશ્વાસ રાખવો એ મ્હને ઉચિત નથી લાગતું, જો મ્હારે એકાદ પુત્રી હોત તો હું તેનું લગ્ન યુવાન પુરુષ સાથે ન કરતાં કોઇ અનુભવી, શાંત અને પ્રેમાળ ગૃહસ્થ સાથે કરત."

આ સાંભળીને ઉષા નિરૂત્તર રહી. ચાલાક માયા સ્હમજી ગઇ કે ઉષાને પોતાનો આ વિચાર પસંદ પડ્યો નથી. તરત જ તેણે વિષયાંતર કરીને બીજી વાત કાઢવાનો વિચાર કર્યો. થોડી વાર રહીને તે બોલી: "ઉષા! આજે 'સુકન્યા સાવિત્રી'નું નાટક થવાનું છે. આ નાટક સ્ત્રીઓને માટે ખાસ બોધદાયક છે. હું ત્હને અને લીલાને નાટક જોવા તેડી જવાની છું. તમે બન્ને મ્હારી સાથે આવશો કે?"

"હા; જરૂર આવશું. મ્હને પણ સંગીતનો ઘણો શોખ છે. વળી 'સુકન્યા સાવિત્રી'નું નાટક ઘણું બોધદાયક અને મનોરંજક છે એમ મ્હેં પણ ઘણાના મ્હોંએ સાંભળ્યું છે." ઉષાએ માયાના વિચાર પ્રત્યે પોતાની સંમતિ દર્શાવી.

"વારૂ, ત્યારે હું હવે ઘેર જઇશ. તમો બન્ને સ્હાંજના સાત વાગે મ્હારે ત્યાં આવજો. ટીકીટો વગેરેની વ્યવસ્થા હું કરી રાખીશ. તમો બન્ને આવશો એટલે આપણે ત્રણે જણાં સાથે નાટકશાળા તરફ જશું." એટલું બોલીને માયા ત્યાંથી ચાલતી થઇ.

ઉષા અને લીલાએ માયાની વિનંતી આનંદથી સ્વીકારી. આટલે સુધી તો પોતાનો દાવ સવળો પડ્યો છે, એમ માનતી માયા પોતાના મનમાં આનંદ પામવા લાગી. ચાલતાં ચાલતાં તે સ્વગત બોલી: "બિચારી ભોળી છોકરી! તે જરૂર ભુલથાપ ખાવાની જ!"

સંધ્યા સમય થયો એટલે ઉષા બુદ્ધિપ્રસાદ પાસે ગઇ અને

સ્મિત કરતી બોલી: "બુદ્ધિપ્રસાદ એક નવીન સમાચાર સંભળાવું કે? માયામાશી પુનર્લગ્ન કરવાનાં છે?"

"હેં?" આશ્ચર્ય પામતો બુદ્ધિપ્રસાદ બોલ્યો: "પરંતુ તે કોની સાથે પુનર્લગ્ન કરવાની છે?"

"એ સંબંધમાં તો આજે તેમણે કંઇ સંપૂર્ણ ખુલાસો કર્યો નથી." ઉષા બોલવા લાગી: "પરંતુ તેમના નવીન પ્રિયકરે તેમને ભેટ કરેલી એક સુવર્ણમુદ્રિકા આજે તેમની અંગુલિમાં ધારણ કરેલી મ્હારા જોવામાં આવી હતી. હં, પણ આજે માયામાશી અમને 'સુકન્યા સાવિત્રી'નું નાટક જોવા માટે તેમને ત્યાં જવાનું આમન્ત્રણ આપી ગયાં છે, અને અમે પણ કદિ નાટક જોયું નહિ હોવાથી તેમનું આમન્ત્રણ સ્વીકાર્યું છે. તેમની સાથે જવામાં કંઇ હરકત જેવું તો નથી ને?"

બુદ્ધિપ્રસાદ દિવાનખાનાની છત સામું જોઇ રહ્યો. જ્યારે જ્યારે કોઇ પણ બાબતનો વિચાર કરવો હોય, ત્યારે ત્યારે તેને ઉંચું જોઇ રહેવાની જ ટેવ હતી. કેમ જાણે ત્યાં જ તેના પ્રશ્નોનો ઉત્તર લખેલો ન હોય! થોડી વાર પછી તે બોલ્યો: "ઉષા બ્હેન! જવામાં હરકત નથી પરંતુ સાવધ રહેજો."

ઉષા આનંદ પામી. બુદ્ધિપ્રસાદ પ્રત્યે કૃતજ્ઞાતાપૂર્ણ દૃષ્ટિ ફેંકતી તે બોલી: "બુદ્ધિપ્રસાદ! પિતાશ્રી તમને ક્યારેય પણ મળે છે કે? તેમની તબિઅત તો સારી છે ને? માત્ર તેમની કુશળતાના સમાચાર જાણીને પણ હું સંતુષ્ટ થઇશ."

"બ્હેન!" બુદ્ધિપ્રસાદ બોલ્યો: "પિતાશ્રી કુશળ છે. મ્હને તેમનો મેળાપ વારંવાર થાય છે. પણ જૂઓ, લીલા કે દિનકરને આ બાબતની સહજ પણ ખબર પડવા દેશો નહિ."

"વારૂ, પણ બુદ્ધિપ્રસાદ, હવે તેમને મળવાની મ્હને તિવ્ર ઇચ્છા થઇ છે."

"હું પણ એમ જ ઇચ્છું છું, બ્હેન!"

"બુદ્ધિપ્રસાદ! પિતાશ્રીએ તમારૂં પુત્ર તરીકે રક્ષણ કર્યું હોવાથી તમારા પ્રત્યે તેમનો વિશ્વાસ અને પ્રેમ અનહદ છે એવું તમે જ મ્હને કહેતા હતા. હું તમને મ્હારા વડીલ બન્ધુ માનું છું. આમ છતાં પણ તમે 'ઉષા બ્હેન' એવા માનયુક્ત શબ્દોથી મ્હને શામાટે બોલાવો છો?"

"તમારો તેમ જ પિતાશ્રીનો મ્હારા પ્રત્યે નિઃસીમ પ્રેમ છે, એ વાત સત્ય છે; પરંતુ મ્હારે મ્હારો ધર્મ ભૂલવો જોઇએ નહિ. ગમે તેમ તો પણ હું તમારો નોકર છું. પોતાના માલિકની સાથે કેમ વર્તવું જોઇએ તેનો ધડો સેવક વર્ગને શિખડાવવા પૂરતું પણ મ્હારે આપની પ્રત્યે વિનયપૂર્વકરીતે વર્તવું જ જોઇએ."

"વારૂ, ત્યારે તમારી ઇચ્છામાં આવે તેમ કરો. હં, પણ દિનકરને 'ટેલિફોન' દ્વારા ખબર આપો કે તે પણ અમારી સાથે નાટક જોવા સારૂ આવે. તે સાથે હશે તો આનંદ પડશે."

"દિનકર પ્રત્યે તમને આટલી બધી લાગણી શાથી થાય છે? શું તેની સાથે પ્રેમસંબંધથી તો જોડાયાં નથી ને?"

"કેમ વારૂ; એમ હોય તો પણ શું વાંધો છે?"

"બીજું તો કંઇ નહિ. પરંતુ અવિચારથી અને ઉતાવળાપણાથી બાંધેલો પ્રેમસંબંધ કેટલીકવાર પશ્ચાત્તાપ કરાવનારો છે. દિનકર શુદ્ધ હૃદયથી તમને ચાહે છે કે તમારી લક્ષ્મીને ચાહે છે તેનો વિચાર કરવાની જરૂર છે."

"તત્સંબંધી મ્હેં સંપૂર્ણ વિચાર કર્યો છે. તેનો મ્હારા પ્રત્યેનો પ્રેમ સ્વાર્થી પ્રેમ નથી એવી મ્હારી દૃઢ પ્રતીતિ થઇ ચૂકી છે. તેમજ મ્હારી માલિકીની એક પાઇ સુદ્ધાં છે જ નહિ. તમારા પોતાના સિવાય હું લક્ષ્મીપ્રસાદની ઔરસ પુત્રી છું એવું પણ કોઇ સાબિત કરી શકે તેમ છે કે? આ વાત દિનકર પણ જાણતો નથી."

"બ્હેન! તમે લક્ષ્મીપ્રસાદ શેઠનાં ઔરસ પુત્રી છો એ હું ખાત્રીપૂર્વક કહું છું. જો કે આપ શેઠજીના ઔરસ પુત્રી છો એવું સાબિત કરવા માટે કંઇ જ આધાર નથી પરંતુ મ્હારી પાસે પુષ્કળ આધાર છે કે નહિ હું એ સમય આવ્યે બતાવી આપીશ. યોગ્ય સમય પ્રાપ્ત થતાં સુધી આ વાત ગુપ્ત રાખવાની જરૂર છે. અને ત્યાં સુધી પ્રેમસંબંધની વાત પણ બાજૂ પર મૂકવાની જરૂર છે."

થોડીવાર ચૂપ રહ્યા પછી ઉષા બોલીઃ "બુદ્ધિપ્રસાદ તમારી આ સૂચના અસ્થાને છે. પ્રેમ કોની પ્રત્યે રાખવો, અને કોની પ્રત્યે ન રાખવો, એ વાત પોતાના હૃદયને જ આધીન છે. હું તમને સ્પષ્ટ રીતે કહું છું કે હું દિનકરને શુદ્ધ હૃદયથી ચ્હાઉં છું. અને તે પણ મ્હારા પ્રત્યે નિર્મળ પ્રેમ ધરાવે છે. આ પ્રેમસંબંધ તૂટવાની આશા રાખવી હવે વ્યર્થ છે."

બુદ્ધિપ્રસાદ કંઇ પણ બોલ્યા વગર ઉષાની મુખમુદ્રા તરફ ટગર ટગર જોઇ રહ્યો. આ બાબતમાં વધારે રકઝક કરવી શ્રેયસ્કર નથી એવી તેની ખાત્રી થઇ. તે ઉષાની રજા લઇને ત્યાંથી ચાલ્યો ગયો. તેણે 'ટેલીફોન'ની ઘંટડી ઘણીવાર બજાવી પરંતુ દિનકર ઘેર નહિ હોવાથી તેને કંઇ જ ઉત્તર મળ્યો નહિ.

દિનકર આજે બપોરનો બહાર ગયો હતો તે છેક સંધ્યા સમયે ઘેર આવ્યો તો પોતાના નામનું એક બીડેલું પત્ર તેના જોવામાં આવ્યું. તેણે તરત જ તે પત્ર ફોડીને વાંચવાની શરૂઆત કરી. તેમાં આ પ્રમાણે લખેલું હતું: "આજે સ્હાંજે સાત વાગે અવશ્ય મ્હને મળી જવાની કૃપા કરશો. મ્હારે એક અતિ મહત્વની હકીકત તમને જણાવવાની છે. અને જો તમારી ઇચ્છા હશે તો તમે તે હકીકત વર્તમાનપત્રમાં પણ પ્રસિદ્ધ કરી શકશો. માત્ર તેમાં મ્હારૂં નામ આપવાની જરૂર નથી. આશા છે કે વિનંતી સ્વીકારવામાં આવશે જ.

માયા."

પત્ર વાંચી રહ્યા પછી દિનકરે તે પત્ર ચોળી નાખીને કચરાપટીની ટોપલીને સ્વાધીન કરી દીધો. ઝટ ઝટ વાળુ કરી લઇને તે બહાર નીકળી પડ્યો.

ઉષા માયાને ત્યાં આવી પહોંચી તે પહેલાં માત્ર દશ જ મિનિટ પૂર્વે દિનકર ત્યાં આવી પહોંચ્યો હતો. માયાએ દિનકરનું સપ્રેમ સ્વાગત કર્યું. થોડીવાર પછી માયાએ દિનકરને પોતાના ગામમાં બનેલી કેટલીક જાણવાજોગ બાબત સંબંધી હકીકત કહી અને તે સાથે પોતાના મિત્રનો એક પત્ર પણ તેને બતાવ્યો. આ ઉપરથી તે હકીકત સત્ય હોવી જોઇએ એવી દિનકરની પ્રતીતિ થઇ. માયાએ વર્તમાનપત્રમાં પોતાનું નામ પ્રસિદ્ધ નહિ કરવાની દિનકરને પુનઃ સૂચના કરી. દિનકરે તે સ્વીકારી અને આવી બાતમી આપવા બદલ માયાનો આભાર માન્યો. એટલામાં દાદર પર કોઇના ચ્હડવાનો પગરવ સંભળાયો. માયા એકદમ ઉભી થઇ. દિનકર બાતમી સંબંધી વિચારમાં હોવાથી તેણે કોઇના ચ્હડવાનો અવાજ સાંભળ્યો નહિ. પરંતુ માયાને ઉભી થએલી જોઇને, તેની રજા લઇને ઘેર જવા સારૂ પોતે પણ ઉભો થયો. માયા તેને દ્વાર સુધી મૂકવા ગઈ, પરંતુ માયાની નજર તો દાદર તરફ જ હતી. માયાએ ઉષાને દાદર પર ચ્હડતી જોઈ. તે સહજ ઉપર આવી કે તરત જ તે ધીમે રહીને દિનકરના અંગપર ઢળી પડી. દિનકરે તેને સાવધાનતાથી પકડી લીધી અને ઉંચકીને કોચ પર

સુવાડી. આ દશ્ય જોતાંની સાથે જ ઉષા તો દાદર પર સ્તંભિત જ થઇ ગઇ. પરંતુ બીજી જ ક્ષણે તે એકદમ નીચે ઉતરવા લાગી અને પોતાની પાછળ આવતી લીલાનો હાથ ઝાલીને ત્યાંથી ચાલતી થઈ.

થોડીવાર પછી કોચ પર પડેલી માયાએ પોતાનાં નેત્રો ઉઘાડયાં અને બોલી: "દિનકર, માફ કરો મ્હને વાયુનો રોગ લાગુ પડયો હોવાથી, જ્યારે ને ત્યારે આમ થયાં જ કરે છે. પરંતુ આવી સ્થિતિ થોડી જ વાર સુધી રહે છે. મ્હારી આ વિકૃતિને લીધે જ મ્હારાથી પ્રમાદ થયો છે."

"કંઇ હરકત નહિ." દિનકર ભોળાભાવે બોલ્યો: "એમાં પ્રમાદ શાનો? વારૂ, હવે તમને કેમ છે?"

"હવે ઠીક છે. હજી થોડીવાર સુધી આમ પડી રહીશ એટલે પુનઃ સ્વસ્થ થઇશ."

ત્યારબાદ દિનકર માયાની રજા લઇને ચાલતો થયો. બિચારો દિનકર આ પિશાચિનીની પ્રપંચજાળની કલ્પના સુદ્ધાં પણ કરી શકયો નહિ.

"ઉષાને એકાએક પાછી આવી જોઇને લીલાના આશ્ચર્યનો અવધિ જ થયો. તેણે ઉષાને, "શું થયું, કેમ પાછી આવી?" એવા પ્રશ્નો પૂછ્યા પરંતુ ઉષાએ, "કંઇ નહિ, મ્હારૂં માથું દુઃખવા આવ્યું હોવાથી આજે મ્હારાથી ઉજાગરો થઇ શકશે નહિ," એટલો જ ઉત્તર આપ્યો. ઉષાની મુખમુદ્રા પણ નિસ્તેજ જણાતી હોવાથી લીલાએ આ હકીકત સત્ય માની લીધી. તેઓ બન્ને જણાં ગાડીમાં બેસીને બંગલે આવ્યાં. તેમને પાછાં આવેલાં જોઇને બુદ્ધિપ્રસાદ આશ્ચર્ય પામ્યો. ઉષા ગાડીમાંથી નીચે ઉતરી કે તરત જ કોઇની સાથે એક શબ્દ પણ બોલ્યા વગર તે પોતાના દિવાનખાનામાં ચાલી ગઇ. લીલાએ જે પ્રમાણે પોતાને યોગ્ય લાગ્યું તે પ્રમાણે ઉષા વિષે બુદ્ધિપ્રસાદને કહી સંભળાવ્યું. તરત જ તેણે કબાટમાંથી ઔષધિની એક શીશી કાઢી અને તે લીલાને આપી અને તે કેમ વાપરવી તેની સૂચના કરી. લીલા તરત જ ઉષા પાસે જવા લાગી.

માયાએ રાત્રિએ ઉષાની રાહ જોઇ નહિ, તેમ જ તે નાટક જોવાને પણ ગઇ નહોતી, એ વિષે કહેવાની જરૂર નથી. રાત્રિએ તેણે કૃષ્ણકાન્તને સર્વ હકીકત કહી સંભળાવી. કૃષ્ણકાન્ત બહુ જ આનંદ પામ્યો અને માયાની હુંશિઆરી બદલ તેની પ્રશંસા કરી.

બીજે દિવસે નિત્યનિયમ પ્રમાણે દિનકર ઉષાને મળવા સારૂ

ગયો. બુદ્ધિપ્રસાદે ઉષા પાસે જઇને દિનકર તેને મળવા ઇચ્છે છે એમ કહ્યું ત્યારે તે ક્રુદ્ધ સ્વરે બોલી: "મ્હને અત્યારે નિવૃત્તિ નથી. તેમ જ હું તેને મળવા ઇચ્છતી પણ નથી."

બુદ્ધિપ્રસાદ તો ઉષાનો આવો ઉત્તર સાંભળીને દિઙ્મૂઢ જ થઇ ગયો. આ વળી શો નવીન પ્રકાર હતો એ તેનાથી સ્હમજાયું નહિ. જે પ્રસંગ ઉપસ્થિત કરવા માટે તે પોતે પ્રયત્ન કરવાનો હતો તે પ્રસંગ અનાયાસે જ પ્રાપ્ત થએલો જોઇને તે આશ્ચર્ય પામ્યો. પરંતુ તેથી તેનું મન આનંદ પામ્યું નહિ. ઉલટું તે દિલગીર થયો. તે તરત જ ત્યાંથી ચાલ્યો ગયો.

બુદ્ધિપ્રસાદે દિવાનખાનામાં આવીને દિનકરને ઉષાનો ઉત્તર કહી સંભળાવ્યો. બિચારા દિનકરના શિરપર તો આસમાન જ તૂટી પડયું. ઉષાને આવું નિષ્ઠુર વર્તન ચલાવવાનું શાથી સૂઝયું હશે, એ સંબંધી તે વિચારવા લાગ્યો. પરંતુ તેનાથી કંઇ સ્હમજાયું નહિ. દિનકરની આવી પરિસ્થિતિ જોઇને બુદ્ધિપ્રસાદને પણ તેના માટે લાગી આવ્યું.

બુદ્ધિપ્રસાદ પ્રત્યે કેટલીક વાર સુધી એકીટશે જોઇ રહ્યા પછી દિનકર કરૂણાજનક સ્વરે બોલ્યો: "મ્હારાથી ઉષાનો શો અપરાધ થયો છે. વારૂ! બુદ્ધિપ્રસાદ, અવશ્ય કંઇ પણ ગેરસમજ ઉભી થએલી છે."

બુદ્ધિપ્રસાદને દિનકરની દયા આવી. તે પુનઃ ઉષા પાસે ગયો અને દિનકરની વિનંતી તેને કહી સંભળાવી. આ વખતે પણ ઉષા છંછેડાયલી નાગિણી પ્રમાણે ક્રુદ્ધ સ્વરે બોલી: "શું? અપરાધનું પૂછાવતાં તેને શરમ પણ નથી આવતી કે? ઠીક છે. જાઓ તેને કહો કે એક હલકી વર્ગની સ્ત્રીને આલિંગન દેતાં મ્હેં તેને પ્રત્યક્ષ જોયેલ છે. મ્હને સહજ પણ ગેરસમજ થવા પામી નથી. હું તેને બિલકુલ મળવા ઇચ્છતી નથી. બુદ્ધિપ્રસાદ તમે પણ હવે તેના સંબંધી એક શબ્દ પણ મ્હારી સમક્ષ ઉચ્ચારશો નહિ."

ઉષા એકદમ ઉઠીને પલંગપર પડી અને પોતાના બન્ને હાથવડે પોતાનું મ્હોં ઢાંકી દઇને તે છાનું છાનું રડવા લાગી.

ઉષા સાથે વિશેષ વાતચિત ન કરતાં બુદ્ધિપ્રસાદ દિનકર પાસે આવ્યો અને તેને ઉષાનો સંદેશો કહી સંભળાવ્યો. દિનકર એકદમ ઉભો થઇ ગયો અને મોટે સ્વરે બોલ્યો: "આ વાત તદ્દન ખોટી છે. હું ઇશ્વરપ્રતિજ્ઞાથી કહું છું કે એવું નીચ આચરણ મ્હારા હાથે થયું જ નથી."

બુદ્ધિપ્રસાદે દિનકરનો હાથ પકડીને તેને બેસાડયો અને ધીમેથી

બોલ્યો: "દિનકર! ત્હારા સદ્‌વર્તનની મ્હને સંપૂર્ણ પ્રતીતિ છે. આ બાબતમાં કંઇ પણ ગેરસમજ ઉભી થઇ હોય, એમ મ્હને પણ લાગે છે. પરંતુ આમ ઉતાવળ ન કર. તું ત્હારૂં કાળજું ચીરીને બતાવીશ તો પણ અત્યારે ઉષાના સંશયગ્રસ્ત મનમાંથી સહજ પણ મત્સર કમી થશે નહિ. તેનું મન શાંત થશે એટલે બધો નિકાલ લાવી શકાશે. મ્હારી સલાહ પ્રમાણે વર્તીશ તો ત્હારૂં કલ્યાણ થશે."

બુદ્ધિપ્રસાદની સલાહ દિનકરે માનપૂર્વક સ્વીકારી અને તેની રજા લઇને, ખિન્ન અંતઃકરણે તે પોતાના ઘર તરફ વળ્યો. પાપિણી માયાની પ્રપંચજાળ સંબંધી તેને કંઇ પણ કલ્પના અત્યારે પણ ઉદ્‌ભવી જ નહિ.



## પ્રકરણ ૧૩ મું.

### સમુદ્રપતન.

દુષ્ટોથી ત્રાસ પામી છું, મ્હારૂં કોઇ નહિ, વિધિ!
અકારી જિંદગી ભાસે, લે, અંકે, હે જળનિધિ!

પ્રાણાધિક પ્રિયતમા ઉષાનાં સુખકર દર્શન થવાનો માર્ગ એકાએક રીતે પડી ભાંગવાથી દિનકર દીવાના જેવો બની ગયો. તેનો નિત્યનિયમ બંધ પડવા લાગ્યો. નિયમિત રીતે ખાવા પીવાનું ભાન પણ તેને રહેવા લાગ્યું નહિ. કોઇ લોભી અને દરિદ્ર મનુષ્યને એકાએક રીતે એક હજાર રૂપિઆની થેલી સાંપડે અને પછી અલ્પ સમયમાં જ તે ચોરાઇ જવાથી, તેની જેવી સ્થિતિ થાય, તેવી જ સ્થિતિ અત્યારે દિનકરની હતી. તેણે ઉષાને એક બે પત્રો પોસ્ટ દ્વારા મોકલ્યા; પરંતુ 'માલીક લેવાની ના પાડે છે' એવો શેરો થઇને તે પાછા આવ્યા. પ્રત્યક્ષ મેળાપ થવાની તો હવે આશા જ નહોતી. તેણે 'ટેલિફોન' દ્વારા બુદ્ધિપ્રસાદને ઘણી ઘણી વિનંતીઓ કરી કે "એક વાર પણ ઉષાનો મેળાપ થાય એટલી કૃપા કરો." પરંતુ બુદ્ધિપ્રસાદ પ્રત્યેક વેળા આટલો જ ઉત્તર આપતો: "ઉષા આનંદમાં છે. આટલી જ વારમાં ઉષાનો મેળાપ કરવા માટે ખટપટ ન કર! યોગ્ય સમય આવશે એટલે હું ત્હને અવશ્ય બોલાવીશ. ત્યાંસુધી ધૈર્ય ધર!"

બુદ્ધિપ્રસાદની ઇચ્છા વિરૂદ્ધ વર્તવાની દિનકરમાં તાકાત નહોતી. કારણ કે આવા પ્રસંગે જો બુદ્ધિપ્રસાદ પણ વિરૂદ્ધ થાય, તો પછી ભવિષ્યમાં ઉષાનાં દર્શન કરવાની આશા જ નહોતી, એ વાત દિનકર

સારી રીતે જાણુતો હતો. આખો દિવસ ઘરમાં પડી રહેવાથી તેને કંટાળો આવતો ત્યારે તે બહાર ફરવા માટે જતો. કોઇની સાથે કંઇ પણુ વાતચિત કર્યા સિવાય જ તે પાછો ઘેર આવતો અને ઉષા સંબંધી જ વિચારો કરવા બેસી જતો. બુદ્ધિપ્રસાદ બોલાવે કે તરત જ તેને ઉત્તર આપી શકાય એટલા સારૂ દિનકરે પોતાની પથારી પણુ 'ટેલિફોન'ની નજીકમાં જ રાખી હતી.

આઠ દિવસ પછી એક દિવસ મધ્યરાત્રિના સમયે 'ટેલિફોન'ની ઘંટડી વાગવા લાગી. દિનકરે 'ટેલિફોન'ની નળી કાન પર માંડી અને પૂછ્યું: "તમે કોણુ છો?"

"હું બુદ્ધિપ્રસાદ! તમે કોણુ છો?" ઉત્તર મળ્યો.

"આપનો દુર્દૈવી સેવક દિનકર!"

"દશ મિનિટ પહેલાં ત્હેં મ્હને બોલાવ્યો હતો?"

"ના; બિલકુલ નહિ. કેમ વારૂ?"

"દશ મિનિટ પહેલાં કોઇએ મ્હારી સાથે વાતચિત કરવાનો પ્રયત્ન કર્યો હતો, અને તેનો સ્વર પણુ ત્હારા જેવો જ હતો."

"પણુ મ્હેં તો તમને બોલાવ્યા જ નથી. તેમજ તમોએ ઉષાના મેળાપ સંબંધમાં મ્હને ના પાડી છે, ત્યારથી હું 'ટેલિફોન'ને અડકતો સુદ્ધાં નથી. કોઇએ તમને ફસાવવાનો યત્ન કર્યો હોય એમ લાગે છે. વારૂ, તે વ્યક્તિએ શી વાતચિત કરી હતી?"

"જાણે કે ત્હેં મને એકદમ ત્હારી પાસે બોલાવ્યો પરંતુ રાત્રિના સમય હોવાથી ઘર છોડીને મ્હેં ત્હારી પાસે આવવાની ના પાડી. દિનકર મ્હને તો આમાં કંઇ ભેદ લાગે છે."

"તદ્દન ખોટું, મ્હેં તમને બોલાવ્યા જ નહોતા."

"શત્રુઓની હિલચાલ પુનઃ શરૂ થઇ હોય એમ મ્હને જણાય છે."

"ઠીક છે. સાવધાનતા રાખજો."

"હું તો હમેશાં સાવધ જ છું."

"ઉષા જાગે છે કે?" દિનકરે ઉત્સુકતાથી પૂછ્યું.

"ના; તે નિદ્રાધીન થઈ છે."

"બુદ્ધિપ્રસાદ! ત્હેની ગેરસમજ દૂર કરવાનો હવે કંઇ પણુ માર્ગ છે કે?"

"હજી સુધી તો તેવો સમય આવ્યો નથી એમ મ્હને લાગે છે."

"બુદ્ધિપ્રસાદ, એક વખત અમારાં બન્નેનાં ચિત્ત શુદ્ધ કરવાની જરૂર તમને લાગતી નથી?"

"છે જ. પરંતુ હમણાં તેમ ન થાય તો જ વધુ સારૂં!"

"એમ કેમ?"

"તમારા બન્નેના ચિત્ત હમણાં શુદ્ધ થશે તો તે સ્થિર રહી શકશે નહિ. ચિત્તશુદ્ધિ થશે તો પછી તમારી જીવનનૌકા કઇ દિશા ઘસડાઇ જશે તેનું કંઇ પણ કહી શકાય નહિ. તમો ઉભય તમારાં હૃદય પ્રવાહને રોકવા જશો તો પણ તમે તેમાં ફાવશો નહિ. હમણાં તો આ મહાન આપત્તિમાંથી આપણે મુક્ત થવાની જરૂર છે. પછી આવી ન્હાની બાબતોનો તોડ લાવવામાં કંઇ પણ વિલંબ લાગશે નહિ."

"બુદ્ધિપ્રસાદ! આમ નિષ્ઠુર ન થાઓ. મ્હારા પર દયા કરો! હું તમારા ઉપદેશ પ્રમાણે જ વર્તવાના સોગન લઉં છું. મ્હારાપર તમને વિશ્વાસ નથી કે?"

"દિનકર! મ્હારો ત્હારા પ્રત્યે નિઃસીમ પ્રેમ છે. તેમજ ત્હારો મને સંપૂર્ણ વિશ્વાસ પણ છે. પણ હમણાં હું કહું તે પ્રમાણે જ કર. ઠીક. સાહેબજી!" એટલું કહીને બુદ્ધિપ્રસાદે 'ટેલિફોન'નો સંબંધ તોડી નાખ્યો.

દિનકરે નળી યન્ત્રપર મૂકી અને પથારીમાં બેઠો. આટલી રાત્રિ વ્યતીત થઇ ગઇ હતી તોપણ તેને નિદ્રા આવતી નહોતી. કબાટમાંથી એક પુસ્તક કાઢીને તે વાંચવા લાગ્યો.

અલ્પ સમય પછી પોતાના દ્વાર પાસે કોઇ સાંકેતિક ચપટીઓ વગાડતું હોય એમ દિનકરને લાગ્યું. તરત જ તે દ્વાર પાસે ગયો. આવનાર વ્યક્તિએ શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. દિનકરે તે વ્યક્તિને તરતજ ઓળખી લીધી અને કપડાં પહેરી લઇને પોતાનાં દ્વારને તાળું વાસીને તે તેની પાછળ પાછળ જવા લાગ્યો. થોડી જ વારમાં બન્ને જણાં સરિઆમ રસ્તા પર આવી પહોંચ્યા. એક ભાડાની ગાડી કરીને તેઓ તેમાં બેસી ગયા. મ્હોટા મ્હોટા રસ્તાઓ વટાવીને તેઓ બન્ને જણા એક ગલ્લી પાસે આવી પહોંચ્યા. એટલે ગાડીમાંથી ઉતરી પડ્યા. ગાડીવાળાનું ભાડુ ચૂકાવીને બન્ને જણા એક સુરક્ષિત અને ગુપ્ત સ્થળે જઇ પહોંચ્યાં. ત્યાં પહોંચ્યા પછી પેલી વ્યક્તિએ પોતાની ઓરડીનાં દ્વાર ખુલ્લાં કરીને મીણબત્તિ સળગાવી. ત્યારપછી ઓરડીનાં દ્વાર બંધ કરીને બન્ને જણા ગુપ્ત રીતે વાતચિત કરવા લાગ્યા. દિનકરે પૂછ્યું: "પગનો જખ્મ હવે કેમ છે?"

"હવે ઠીક છે. ફિકર કરવા જેવું નથી."

"વારૂ. બીજા કંઇ નવીન?" દિનકર બોલ્યો.

"જે સ્થળે બુદ્ધિપ્રસાદે પેલી પેટી નાખી દીધી હતી તે સ્થળની આસપાસમાં કેટલાક સારૂં તરી જાણનારા બદમાશો પેટી શોધી કાઢવા સારૂ હજી પણ પ્રયત્નો કરે છે."

"તેઓ પેટી શોધી શકશે એમ તમને લાગે છે?"

"હજી સુધી તો તેમનો પ્રયત્ન સફળ થયો નથી. હવે થાય તે ખરૂં?"

"બુદ્ધિપ્રસાદની મોટરબોટની પૂંઠ પકડનારી બોટમાં કોણ કોણ મનુષ્યો હતા?"

"તે કોણ જાણે! તેણે ત્હને તત્સંબંધી કંઇ નથી કહ્યું?"

"તે બહુ શંકાખોર માણસ છે. કંઇ નવા જૂની હોય તો તે પોલિસને સુદ્ધાં ખબર આપતા નથી."

"તે જે કરે છે તે વ્યાજબી જ કરે છે. કારણ કે પોલિસને ખબર આપવાથી આવી હકીકત ગુપ્ત રહી શકતી નથી, અને જો આટલામાં જ બૂમાટો થાય તો બદમાશો ચેતી જાય અને પલાયન પણ કરી જાય. આ કામમાં સહજ પણ ભૂલથાપ ખાધી કે બધી બાજી ઉંધી જ વળી સ્હમજ! જ્યારે મુદ્દા સહિત દુશ્મનોને પકડવાનો પ્રસંગ આવશે, ત્યારે જ પોલિસની મદદ લેવાની છે."

"વારૂ, પણ સોનેરી ટોળીનો પત્તો લાગ્યો કે?"

"હા; તેમનું સ્થળ હું જોઇ આવ્યો છું. જે મેડાપર તેઓ ભેગા થાય છે તેની ઉપરની એક ઓરડી ખાલી છે. એ ઓરડીની જમીનના પાટીઆમાં એક ન્હાનું કાણું પાડયું કે તરત જ નીચેના દિવાનખાનામાંની હિલચાલ જોઇ શકાય છે."

"તમે બદમાશોનું સ્થળ શી રીતે શોધી કાઢયું?"

"તેમનામાંના એક અસંતુષ્ટ મનવાળા માણસને મ્હેં ફોડયો છે."

"આમાં મ્હારી સહાયની કંઇ જરૂર પડશે કે?"

"હાલ તરત ત્હારી સહાયની જરૂર નથી. આ બધી હકીકત તું બુદ્ધિપ્રસાદને કહી સંભળાવજે. સોનેરી ટોળીની આવતી બેઠકમાં શી શી વાતચિત થાય છે તે હું ત્હને કહી જઇશ. જાળની બન્ને દોરીઓ આપણા હાથમાં આવી ચૂકી છે. જો દોરી ખેંચતા આવડશે તો તો શિકાર હવે છટકી શકનાર નથી."

"વારૂ, માયાના સંબંધમાં કંઇ વિશેષ માહતી મળી કે?"

"કૃષ્ણકાન્ત દરરોજ રાત્રિના સમયે તેના ઘેર જાય છે. આ સિવાય વિશેષ કંઇ પણ માહિતી મળી શકી નથી."

"હવે મ્હારે આગળ કામ કેવી રીતે લેવું?"

"આજદિન સુધી જેવી સાવધાનતા રાખી છે તેવી જ રાખ. કદાચ આ કામમાં ત્હને કંટાળો આવ્યો હશે, તેમ જ આ ખટપટમાં કંઇ એટલું બધું ત્હને મહત્વ પણ નહિ લાગતું હોય, પરંતુ એમ બિલકુલ સ્હમજવાનું નથી. ફટકો એક જ લગાવવો, પરંતુ સંપૂર્ણ તૈયારી કર્યા પછી જ, કે જેથી એક જ ફટકાથી સર્વ કાર્ય પૂર્ણ થાય. સર્પને ઘડી ઘડી છંછેડવો એ કંઇ ઓછું ભયાવહ નથી."

"હું તમારી ઇચ્છાનુસાર જ વર્તીશ. તમે તદ્દન નિશ્ચિંત જ રહેજો."

"ઠીક છે. મ્હને સો રૂપિઆ આપ."

દિનકરે પોતાના ખિસ્સામાંથી સો રૂપિઆની નોટ કાઢી અને તે વ્યક્તિના હાથમાં મૂકી. ત્યારપછી તે સ્મિત કરતાં બોલ્યોઃ "તમે મ્હને મોટી ગંજાવર રકમ સોંપી છે. પરંતુ તે લઇને હું પલાયન કરી જઇશ તો?"

"ત્હારાથી એમ બનવાનું જ નથી. ત્હારા પ્રત્યે મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. વારૂ, દિનકર તું અહિંથી રસ્તો શોધી શકીશ કે?"

"હા, હું કંઇ મુંબઇમાં નવો આવેલો માણસ નથી."

"ઘણું જ ઉત્તમ. ઠીક ત્યારે જા. આવતી કાલે ઘણું કામ કરવાનું હોવાથી આજે ખૂબ વિશ્રાન્તિ લેવાનો વિચાર છે."

દિનકર ત્યાંથી ઝપાટાબંધ ચાલતો થયો. પ્હો ફાટવાની તૈયારી હતી એટલામા દિનકર પોતાને ઘેર સુખરૂપ આવી પહોંચ્યો.

બુદ્ધિપ્રસાદ પણ હવે વિશેષ સાવધ રહેતો હતો. ઘણા દિવસ થયાં કંઇ નવાજૂની નહિ બનતી હોવાથી, શત્રુઓ સંપૂર્ણ તૈયારી કર્યા પછી કંઇ પણ નવાજૂની અવશ્ય કરશે જ, એવી તેની ખાત્રી હતી. પરંતુ શત્રુઓ ક્યારે નવું તોફાન જગાવશે તે કંઇ નક્કી નહોતું. યુદ્ધમાં હલ્લો લઇ જનાર કરતાં બચાવ કરનારાને જ ખરી મુસ્કેલી નડે છે. બચાવની તૈયારીઓ જેની મજબૂત હોય તેનો જ યુદ્ધમાં વિજય થાય છે.

બુદ્ધિપ્રસાદ શત્રુઓની સામે પોતાનો બચાવ કેવી રીતે કરવો તેના જ વિચારમાં નિરંતર ગુંથાયલો રહેતો હતો.

ઉષાની પરિસ્થિતિ જોઇને, બુદ્ધિપ્રસાદને તેની દયા આવતી. જો કે તે બધાં માણુસો હોય ત્યારે આનંદમાં રહેવાનો ડોળ કરતી, પરંતુ, પછીથી પોતાના દિવાનખાનામાં જઇને તે છાનું છાનું રડીને

પોતાનું હૃદય ખાલી કરતી હતી. બુદ્ધિપ્રસાદે ઉષાને અનેક વેળા રડતી જોઇ હતી. પ્રણયનો પ્રથમાંકુર જ વિચ્છિન્ન થવાથી ઉષા બહુ દુઃખ પામતી હતી. પરંતુ તરુણાવસ્થામાં ગમે તેવું દુઃખ હોય તો પણ કાળક્રમે તે વિસરી જવાય છે. ઉષા પણ પોતાનું દુઃખ સમયના વહનની સાથે વિસરી જશે એવી બુદ્ધિપ્રસાદની માન્યતા હતી.

માયા પણ પૂર્વની માફક જ ઉષાને મળવા માટે વારંવાર આવતી હતી. ઉષા હવે પોતાની પ્રત્યે સાશંક દૃષ્ટિથી જૂએ છે, એમ માયાને લાગ્યા વગર રહ્યું નહિ. એક દિવસ તેણે દિનકર સંબંધી વાત ઉષા પાસે કાઢી. અને તેની ઉદ્ધતાઇ બદલ તેની ખૂબ નિંદા કરી. દિનકરે પોતાને ઘેર આવીને પોતાના પર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો હતો, એવુ કહીને માયાએ ઉષાના કાન ભંભેર્યા. પોતે તેને ધમકાવીને અને તેનું અપમાન કરીને પોતાને ઘેર આવવાની બંધી કરી છે એવું પણ માયાએ ઉષાને જણાવી દીધું.

બિચારી ઉષાએ આ હકીકત સત્ય માની લીધી. માયા વિશેની તેની શંકા નષ્ટ થઇ અને દિનકર બદલ તેના હૃદયમાં વિશેષ ધિક્કાર ઉપજ્યો.

બુદ્ધિપ્રસાદને માયા માટે હજી પણ શક હતો. તે તેની હિલચાલ-પર સખ્ત નજર રાખતો હતો. માયાની આ વાતચિત સાંભળીને તે ખરૂં રહસ્ય સમજ્યો. માયાને જોતાંની સાથે જ તેની મુદ્રા ક્રુદ્ધ અને રક્તવર્ણ થઇ જતી હતી. તેનું મ્હોં સુદ્ધાં જોવાની બુદ્ધિપ્રસાદની ઇચ્છા નહોતી; પરંતુ તે આત્મસંયમ કરીને પણ તેને પોતાને ત્યાં આવવા દેતો હતો. વળી અનાયાસે પણ માયાને હાથે પોતાની ઇચ્છાનુસાર કાર્ય થવાથી તે સંબંધીની તેની એક મ્હોટ઼ ચિન્તા દૂર થઇ હતી. આથી જ માયાને પોતાને ત્યાં આવતી અટકાવીને કાર્યક્રમમાં ફેરફાર કરવાની હિમ્મત તે કરતો ન હતો.

એક દિવસે બપોરના બે વાગ્યા પછી કૃષ્ણકાન્ત પોતાની ટોળીમાંના એક ડૉક્ટર પાસે ગયો. કૃષ્ણકાન્તનાં આગમનની ખબર પડી કે તરત જ પોતાનું સર્વસ્વ કામ પડતું મૂકીને તે કૃષ્ણકાન્ત પાસે આવ્યો. ડૉક્ટર પુખ્ત ઉંમરનો હતો. તેની મુખમુદ્રા ઉદાસ અને નિસ્તેજ હતી.

“સાહેબજી!” ડૉક્ટરને પોતાની પાસે આવી પહોંચેલો જોઇને કૃષ્ણકાન્ત બોલ્યો:

ડૉક્ટર કૃષ્ણકાન્ત પ્રત્યે તિવ્ર દૃષ્ટિથી તાકી રહ્યો અને બોલ્યો: “સાહેબજી! અત્યારે ક્યાંથી? કંઇ ખાસ કામ છે કે?” ડૉક્ટર

કૃષ્ણકાન્તના આગમનથી આનંદ પામ્યો હોય એમ તેની મુદ્રાપરથી જણાતું નહોતું.

"હાઃ" કૃષ્ણકાન્ત બોલ્યોઃ "બહાર મ્હારી ગાડી તૈયાર છે. કૃપા કરીને મ્હારી સાથે ચાલો."

ડૉક્ટર સાહેબ તરત જ કપડાં પહેરીને આવ્યા એટલે બન્ને જણા ગાડીમાં જઇને બેઠા. ગાડી ઝપાટાબંધ દોડવા લાગી. ડૉક્ટરે અદ્યાપિ પર્યંત એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહોતો.

"કેમ ડૉક્ટર સાહેબ શા વિચારમાં પડી ગયા છો ?" કૃષ્ણકાન્તે બોલવાની શરૂઆત કરી.

"જ્યારે જ્યારે તમારો મેળાપ થાય છે ત્યારે ત્યારે હું આ પ્રમાણે જ વિચારમાં પડી જાઉં છું. આજે વળી મ્હારા હાથે કોણ જાણે કેવું યે ઘોર પાતક થવાનું હશે !"

"ના ના, આજે તો બહુ સ્હેલું કામ કરવાનું છે. બે આંકડા પાડી દ્યો કે પત્યું."

એટલામાં ગાડી બીજા માર્ગે વળી એટલે ડૉક્ટરે પૂછ્યુંઃ "ગાડી આમ ક્યાં લઇ જાય છે ?"

"આપના જેવા જ એક માનનીય ડૉક્ટર સાહેબના ઘેર જવાનું છે. ખરેખર, જ્યારે જોઇએ ત્યારે ઉપયોગમાં આવે એવા આપ ઉભય ડૉક્ટરો જેવા મિત્રો રાખવાની કેટલી બધી આવશ્યકતા છે!"

"બસ કરો. કૃષ્ણકાન્ત! હવે હું તમારા હાથમાં સંપૂર્ણ રીતે સપડાયો છું. જ્યારે મ્હારે ભૂખે મરવાનો પ્રસંગ આવ્યો અને લાચારીથી દ્રવ્યલોલુપતાથી તમારી સાથે પાપકર્મો કરવામાં હું જોડાયો ત્યારે જ હું અત્યારે પરાધીન થઇ પડ્યો છું. પરંતુ હવે પશ્ચાત્તાપ કરવાથી શું વળે ? અરેરે, આ કરતાં તો હું ભૂખે ટળવળીને મરણ પામ્યો હોત તો ઘણું સારૂં. વારૂ, શું કામ છે ! કહો જોઇએ ?"

"માત્ર એક વ્યક્તિ ગાંડી થઈ ગઇ છે એવું પ્રતીતિપત્ર (સર્ટિફિકેટ) લખી આપો."

"કોઈ શ્રીમંતને ગાંડો બનાવીને તેની બધી સંપત્તિ પર તરાપ મારવાનો વિચાર કર્યો છે કે શું ?"

"હા; એવો જ વિચાર છે. બરાબર સ્હમજી તો ગયા હોં ?"

"તે–તમે એક નીચ મનુષ્ય છો એ હું ક્યાં નથી જાણતો ?"

"ડૉક્ટર સાહેબ!" કૃષ્ણકાન્ત ડોળા કાઢીને બોલ્યોઃ "તમારી શુદ્ધિ ઠેકાણે છે કે ?"

"હા; ખરી વાતનો ખાર શો ? અત્યારે તમારે મ્હારી ગરજ છે. હું જે કંઇ બોલું તે તમારે સહન કરવું પડશે. દ્રવ્ય લાલસાથી હું ગમે તેવાં પાપાચરણો કરવાને તૈયાર થાઉં છું. પરંતુ તેથી મ્હારામાં સ્વમાનની લાગણી કે વિવેકબુદ્ધિ નથી એમ તમે માનતા હો તો તે તમારી ભૂલ છે." ડોક્ટર નિડરતાપૂર્ણ સ્વરે બોલ્યો.

ડૉક્ટર અને કૃષ્ણકાન્ત વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલી રહ્યો હતો એટલામાં ગાડી એક બંગલા પાસે આવીને ઉભી રહી. તરત જ બન્ને જણા નીચે ઉતરી પડયા અને બંગલામાં જવા લાગ્યા.

આ બીજા ડૉક્ટર બહુ ભલા માણસ હતા. પોતાને મનમાનતા નાણાં મળ્યા એટલે ગમે તેવું ભયંકર કૃત્ય કરવામાં પણ તે પાછી પાની કરે તેવા નહોતા. નીતિ–અનીતિના વિચારની ભાંજગડમાં તે કદિ પણ પડતા જ નહિ. દિવાનખાનામાં પગ મૂકતાંની સાથે જ કૃષ્ણકાન્તે ડૉક્ટર સાહેબના હાથમાં મૂકી રૂપિઆ સોની નોટ બરાબર તપાસીને ગજવામાં મૂકી, અને કૃષ્ણકાન્તની ઇચ્છાનુસાર સર્ટિફિકેટ લખવાને તે ઉધુક્ત થયા.

અલ્પ સમયમાં જ સર્ટિફિકેટ લખાઇને તૈયાર થયું અને તે પર બન્ને ડૉક્ટરોએ પોતાની સહીઓ કરી. કૃષ્ણકાન્તે તે સર્ટિફિકેટ વાંચ્યું અને ત્યારપછી તે સંભાળપૂર્વક પોતાના કોટના ખિસ્સામાં મુકયું. ત્યારપછી એક બીજી સો રૂપિઆની નોટ કાઢીને તેણે પોતાની સાથે આવેલા ડૉક્ટરને આપી, અને તેના પ્રત્યે એક તિરસ્કારસૂચક દૃષ્ટિ ફેંકીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઉષા અને લીલા દર સોમવારે ભુલેશ્વરનાં દર્શન કરવા જતાં હતાં. પોતાના મોટર હાંકનાર ઉપર બુદ્ધિપ્રસાદનો સંપૂર્ણ વિશ્વાસ હતો. ઉષા અને લીલા મોટરમાં બેસીને ભુલેશ્વર જતાં ત્યારે બુદ્ધિપ્રસાદને તેમના માટે સહજ પણ ચિન્તા રાખવાનું કારણ નહોતું. આ પ્રમાણે આજે સોમવારે સંધ્યા સમયે ઉષા અને લીલા મોટરમાં બેસીને ભુલેશ્વર જવા સારૂ નીકળ્યાં. મોટર મંદિરની નજીક આવીને ઉભી રહી એટલે ઉષા અને લીલા દેવળમાં ચાલ્યાં ગયાં. દેવળમાં ભીડ બહુ હતી. દર્શન કરી રહ્યા પછી તેઓ બન્ને પ્રદક્ષિણા ફરવા લાગ્યાં. લીલાને ઝડપથી ચાલવાની ટેવ હોવાથી, તે આગળ નીકળી ગઇ અને ઉષા પાછળ રહી ગઈ. ઉષા અને લીલા આ પ્રમાણે જૂદાં પડી ગયાં. આ લાગ સાધીને બે બદમાશો તરત જ ઉષા પાસે આવી પહોંચ્યાં અને તેને પકડીને દરવાજા પાસે લઇ ગયા. મંદિરના

દરવાજાની નજીકમાં એક ગાડી ઉભી હતી. બદમાશોએ ઉષાને તે ગાડીમાં બેઠેલી એક પ્રૌઢા સ્ત્રીને સ્વાધીન કરી. ઉષા બૂમો પાડવા લાગી અને ગાડીમાંથી નીચે ઉતરી પડવાનો પ્રયત્ન કરવા લાગી. પરંતુ પેલી સ્ત્રી પ્રેમળ શબ્દો વડે તેને આશ્વાસન આપવાનો ઢોળ ઘાલીને, તેને મજબૂત રીતે પકડી રહી હતી. આ ગરબડ જોઇને કેટલાક માણસો તે ગાડીની આસપાસ વિંટળાઇ વળ્યા અને પોલિસ પણ ગર્દી વિખેરી નાખવા માટે ત્યાં આવી પહોંચ્યો. પોલિસે માણસોને વિખરાઈ જવાની બૂમો પાડવા માંડી અને ગાડી પાસે આવીને તે બોલ્યોઃ "કેમ, આ શી ગરબડ છે ?"

ગાડીમાં બેઠેલી પ્રૌઢાના નેત્રદ્વયમાં અશ્રુ ભરાઇ આવ્યાં હતાં. તે કરૂણાજનક સ્વરે બોલીઃ "નાયક સાહેબ, મ્હારી છોકરી ગાંડી થઇ ગઇ છે. ડૉક્ટરની રજા લઇને હું તેને દેવદર્શનાર્થે તેડી લાવી છું. પરંતુ જૂઓને, તે મ્હારૂં સાંભળતી સુદ્ધાં નથી !"

"તદ્દન ખોટું !" ઉષા બૂમો પાડીને બોલવા લાગીઃ "હું આ દુષ્ટાને ઓળખતી સુદ્ધાં નથી. હું લક્ષ્મીપ્રસાદની પુત્રી થાઉં છું. આ બાઇ અને તેના સાથીદારો મ્હને બળાત્કારથી પકડીને લઇ જાય છે. મ્હને કોઇ દયા કરીને છોડાવો !"

"અરે ભગવાન્ ! આ તે કેવી ગાંડાઇ !" ગાડીમાં બેઠેલી બાઇ બોલવા લાગીઃ "હું લક્ષ્મીપ્રસાદની પુત્રી થાઉં છું." એ જ ધૂન તેના મગજમાં એવી ઘૂમી રહી છે કે તે કેમે કરી જતી જ નથી ! જૂઓ, આ ડૉક્ટરનું સર્ટિફિકેટ !" એટલું બોલીને તે સ્ત્રીએ પોતાની પાસેનું ડૉક્ટરનું સર્ટિફિકેટ પોલિસને બતાવ્યું. પોલિસને તે બાઇની હકીકત સત્ય જણાઇ. સર્ટિફિકેટ તે બાઇને પાછું આપતાં પોલિસ બોલ્યોઃ "ઠીક છે. અહિંથી ગાડી સત્વર લઇ જાઓ એટલે આ માણસોની ભીડ વિખરાય."

ગાડી ઝપાટાબંધ દોડવા લાગી. ઉષાએ ગાડીમાંથી ઉતરી પડવાની ઘણી ધમાચકડી મચાવી પરંતુ વ્યર્થ ! પેલી બાઇએ તેને મુશ્કેટાટ રીતે પકડી હતી. ઉષાએ લીલાને ઘણી બૂમો પાડી. ગાડી પ્રત્યે દૃષ્ટિ ફેંકતાં લોકોને ઉષાની દયા આવવા લાગી. સૌ પોતપોતાના માર્ગે જવા લાગ્યાં. પોલિસ પોતે પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું છે એમ માની આનંદ પામતો પોતાની ચોકી પાસે જઇને ઉભો રહ્યો.

આ બાજૂ ઉષાથી જૂદી પડી ગયેલી લીલા બે ત્રણ વખત આખા દેવળમાં ફરી આવી, પરંતુ તેને ઉષાનો પત્તો લાગ્યો નહિ.

કદાચ તે બહાર જઇને મોટરમાં બેઠી બેઠી પોતાની વાટ જોતી હશે એમ સ્હમજીને લીલા મોટર ઉભી હતી ત્યાં જવા લાગી. લીલા મોટર પાસે પહોંચી તો ત્યાં ઉષા તેના જોવામાં આવી નહિ. આથી તેની ચિન્તામાં વધારો થયો. લીલાને એકલી આવતી જોઇને, તેમ જ તેનું ચિન્તાતુર વદન જોઇને મોટરવાળો બોલ્યોઃ "કેમ લીલાબ્હેન, શું થયું છે? એકલાં જ કેમ આવ્યાં? બ્હેન ક્યાં?"

ઉષા મોટર પાસે આવી જ નહોતી એ જાણીને લીલા વધારે ગભરાઇ. તેણે મોટર હાંકનારને બધી હકીકત કહી સંભળાવી. લીલાને મોટરમાં બેસવાનું કહીને મોટર હાંકનારો દેવળમાં ચાલ્યો ગયો.

મોટર હાંકનારો આખા દેવળમાં ફરી વળ્યો. પરંતુ ઉષા તેના જોવામાં આવી નહિ. એટલામાં બે ત્રણ માણસો દરવાજામાં થઇને દેવળમાં દાખલ થયા. તેમાંનો એક બોલ્યોઃ "કેવી સુંદર છોકરી! બિચારી આટલી ન્હાની વયમાં ગાંડી શાથી થઇ ગઇ હશે? લક્ષ્મીપ્રસાદ સાથે તે છોકરીને કંઇ પણ સંબંધ હોવો જોઇએ!" પેલા માણસને આ પ્રમાણે બોલતો સાંભળીને મોટરવાળો તેની પાસે ગયો અને તેઓ કોની વાત કરતા હતા એ સંબંધી પૂછપરછ કરી. હવે તે બધો ભેદ સ્હમજ્યો. તે લોકોએ પેલી ગાંડી છોકરીના પોશાક વિગેરે વર્ણન કર્યું તે સાંભળીને તો તે ઉષા જ હતી, એવી તેની ખાત્રી થઇ. તે તરત જ દેવળમાંથી બહાર નીકળ્યો અને ચોમેર દૃષ્ટિપાત કરવા લાગ્યો. પરંતુ પેલી ગાડી તેના જોવામાં આવી નહિ. તે તરત જ ચોકીપરના પોલિસ પાસે ગયો અને બોલ્યોઃ "કોઇ ગાંડી છોકરી વિષે બધા લોકો વાત કરે છે તે ખરી છે કે?"

"હા." પોલિસ બોલવા લાગ્યોઃ "કેવી સુંદર બાલા! બિચારી આટલી ન્હાની વયમાં ગાંડી થઇ ગઇ છે!" રડી રડીને તેની માતાની આંખો પણ લાલ થઇ ગઇ છે. "હું લક્ષ્મીપ્રસાદ શેઠની પુત્રી છું," એવી જ ધૂન તે છોકરીના મગજમાં ઘૂમી રહી છે."

"હાય, હાય" મોટરવાળો કપાળપર હાથ મૂકતાં પોલિસનો હાથ પકડીને બોલ્યોઃ "અરે દોઢ ડાહ્યા! તે છોકરી ખરેખર લક્ષ્મીપ્રસાદની જ પુત્રી છે. તેના દુશ્મનો ધોળે દિવસે, ભર બજારમાંથી, અને ત્હારી આંખોમાં ધૂળ નાખીને, તેને પકડી ગયા! સ્હમજ્યો!"

મોટરવાળો પોતાને ધમકાવે છે એ જોઇને પોલિસ ગુસ્સે થઇ ગયો. તેના પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકતો પોલિસ બોલ્યોઃ "કેમ, કંઇ જીભ બહુ 'ફાસ્ટ' જાય છે કે? મ્હારૂં કર્તવ્ય હું સારી રીતે સ્હમજું

છું. તે છોકરી ગાંડી છે કે કેમ, તે બદલ દાખલો જોઇને ખાત્રી કર્યા પછી જ મ્હેં તેમને અહિંથી જવા દીધાં છે."

"પણ તે દાખલો ખરો હતો કે ખોટો તેની તપાસ કરવાની ત્હારામાં અક્કલ હતી કે નહિ? ખેર, થયું તે ખરૂં. ગાડીનો નંબર યાદ છે કે ?"

"ગાડીનો નંબર નોંધી લેવાની પંચાતમાં પડવાની મ્હારે શી જરૂર ?"

"ઠીક છે. ત્હને ત્હારી બેદરકારી બદલ યોગ્ય શિક્ષા મળશે !" એટલું બોલીને મોટરવાળો ત્યાંથી ચાલ્યો ગયો. પોતાની મોટર પાસે આવ્યા પછી તે બોલ્યો: "બ્હેન ! ઉષાબ્હેન પુનઃ શત્રુના હાથમાં પકડાઇ ગયાં. હવે બુદ્ધિપ્રસાદજીને હું શું મ્હોં બતાવીશ ! મ્હારા તાબામાં હશે ત્યાં સુધી બ્હેનનો વાળ પણ વાંકો નહિ થવા દઉં એવું મ્હેં તેમને વચન આપ્યું છે."

લીલા એટલી બધી ગભરાઇ ગઇ હતી કે તે એક શબ્દ પણ ઉચ્ચારી શકી નહિ. ડ્રાઇવર મોટરમાં ચઢી બેઠો. અલ્પ સમયમાં મોટર બંગલા પાસે આવીને ઉભી રહી. મોટર હાંકનારે બુદ્ધિપ્રસાદને બધી હકીક્ત કહી સંભળાવી. બુદ્ધિપ્રસાદ આ હકીક્ત સાંભળતાંની સાથે જ લીલા તેમ જ નોકર પ્રત્યે ગુસ્સે ન થતાં એક શબ્દ પણ બોલ્યા વગર બંગલાની બહાર નીકળી પડયો.

ભુલેશ્વર પાસેની ચોકીપરના પોલિસ પાસે જઇને બુદ્ધિપ્રસાદે ઉષાને લઇ જનારી બાઇ અને તેના સાથીદારો સંબંધી બની શકે તેટલી માહિતી મેળવી લીધી. પેલો પોલિસ પણ હવે પોતાની ભયંકર ભૂલ સ્હમજી શકયો. બદમાશો પોતાને હાથ તાળી દઇને છટકી ગયા એવી તેની ખાત્રી થઇ. તે બુદ્ધિપ્રસાદને પોતાનાથી બને તેટલી સહાય આપવા તૈયાર થયો. તેનો વખત પૂરો થયો હોવાથી, તેને છોડાવવા માટે બીજો પોલિસ ત્યાં આવી પહોંચ્યો હતો. પોતે તરત જ મુક્ત થયો એટલે તે બુદ્ધિપ્રસાદને લઇને કમિશનર સાહેબના બંગલે ગયો તેઓ બન્ને જણાએ કમિશનર સાહેબને સર્વ હકીક્ત કહી સંભળાવી એટલે તેમણે પોલિસખાતાના તમામ અધિકારીઓને 'ટેલિફોન' દ્વારા આ બાબતની છૂપી તપાસ ચલાવવાની ખબર આપી દીધી. બને ત્યાં સુધી પોલિસખાતાને પોતાના શેઠના ઘરપર ચાલી રહેલી ખટપટમાં હાથ નહિ ઘાલવા દેવાની બુદ્ધિપ્રસાદની ઇચ્છા હતી. પરંતુ આ વખતે પોલિસ ખાતાની મદદ તેને લેવી જ પડી.

આશરે પંદરેક મિનિટ પછી બંદરપરના એક પોલિસ અમલદાર તરફથી 'ટેલિફોન' દ્વારા કમિશનર સાહેબને ખબર આવી કેઃ—"આજે સ્હાંજના ૭ વાગે કરાંચી જવા ઉપડેલી કાઠિઆવાડ નામની સ્ટીમરમાં એક ગાંડી છોકરી મ્હારા જોવામાં આવી હતી, તે છોકરી, 'મ્હને કોઇ દયા કરીને છોડાવો, હું ગાંડી નથી. આ બદમાશો મ્હને પકડી જાય છે,' એવી બૂમો પાડતી હતી. પોતાને તેની માતા તરીકે ઓળખાવનારી પ્રૌઢા સ્ત્રી તેને શાન્ત કરતી હતી. અને તેના બાપ તરીકે પોતાને ઓળખાવનારો એક વયોવૃદ્ધ ગૃહસ્થ તેને ચૂપ રહેવાની ધમકી આપતો હતો. વળી તે છોકરીનું સ્વરૂપ પણ આપ સાહેબે જણાવ્યા પ્રમાણેનું હતું. અને પેલી બદમાશ સ્ત્રી પાસે બે ડોકટરોની સહીવાળું સર્ટિફિકેટ હોવાથી, કોઇને પણ તેનાપર સંશય આવ્યો નહોતો."

કમિશનર સાહેબે બુદ્ધિપ્રસાદને આ હકીકત કહી સંભળાવી. તે તદ્દન નિરાશ થઈ ગયો. બંગલે આવીને તેણે દિનકરને 'ટેલિફોન' કર્યો અને તેને પોતાની પાસે બોલાવ્યો. દિનકર અલ્પ સમયમાં 'સાયકલ' પર બેસીને આવી પહોંચ્યો બુદ્ધિપ્રસાદે તેને સર્વ હકીકત કહી સંભળાવી. દિનકર ક્ષણવાર વિચાર કરીને ત્યાંથી કંઇ પણ બોલ્યા વગર ચાલ્યો ગયો. તેનું આવું ચમત્કારિક વર્તન જોઇને બુદ્ધિપ્રસાદ વિસ્મય પામ્યો. દિનકર ઉતાવળમાં કંઇ આડુઅવળું તો નહિ કરી નાખે, એવો તેને ભય લાગ્યો. હવે શું કરવું, તેનો વિચાર કરતો બુદ્ધિપ્રસાદ દિવાનખાનામાં આમતેમ ફરવા લાગ્યો. બાજૂના દિવાનખાનામાં લીલા શાન્ત રીતે બેઠી હતી. રડી રડીને તેની આંખો પણ સૂઝી ગઇ હતી. તે એટલો બધો ભય પામી હતી કે બહાર આવીને કોઇને કંઇ પૂછવાની પણ તેની હિંમત ચાલતી નહોતી.

આશરે પંદરેક મિનિટમાં દિનકર પાછો આવ્યો એટ બુદ્ધિપ્રસાદ બોલ્યોઃ "આમ એકાએક કયાં ગયો હતો? શું કરી આવ્યો?"

"બંદર પર જઇને તપાસ કરી આવ્યો કે 'કાઠિઆવાડ' સ્ટીમર કયાં કયાં સ્ટેશન કરવાની છે. મ્હેં તે બધા સ્થળે તાર કરી દીધા છે. હવે તેઓ ગમે ત્યાં ઉતરશે તો પણ પકડાયા વગર રહેશે નહિ. અને તેઓ પકડાતાંની સાથે જ આપણને પણ ખબર આપવામાં આવશે. હવે ફિકર કરવાની જરૂર નથી. વળી બંદર સિવાય બીજા કોઇ પણ સ્થળે તેઓ વચ્ચે ઉતરી શકે એ પણ બનવા જોગ નથી. હવે પેલા બે ડૉકટરોનાં નામની ખબર પડે તો કેવી મજા પડે!"

બુદ્ધિપ્રસાદ વિચાર મગ્ન થઇને બેઠો હતો. દિનકર પણ અ-

સ્વસ્થ ચિત્તે આમ તેમ ફર્યા કરતો હતો. થોડીવાર પછી બુદ્ધિપ્રસાદ બોલ્યો: "દિનકર, ઉષાને ઘેર પાછી આણતાં અમુક સમય લાગશે જ. ત્યાં સુધીમાં બદમાશો તેને જે ત્રાસ આપશે તેને લીધે તે બિચારી ખરેખર ગાંડી તો નહિ થઇ જાય!"

"એવી ચિન્તા કરવાની જરૂર નથી." દિનકર બોલ્યો: "બીજી છોકરીઓના જેવો ઉષાનો સ્વભાવ બીકણ નથી. તે હુશિઆર, ધૈર્યશીલ અને સમયસૂચક તરુણી છે. હવે આપણે તાર કર્યા છે, તેનો શું ઉત્તર આવે છે, તે જાણ્યા પછી આગળ શું કરવું તેનો વિચાર કરશું. ઉત્તર તમારા શિરનામે જ મંગાવ્યો છે."

"ઠીક છે." બુદ્ધિપ્રસાદ બોલ્યો: "દિનકર! તું હવે જા! રાત્રિ ઘણી વીતી ગઇ છે. તારનો ઉત્તર આવશે કે તરત જ હું ત્હને બોલાવીશ."

દિનકર બુદ્ધિપ્રસાદની રજા લઇને પોતાના ઘર તરફ ચાલતો થયો.

સ્ટીમર 'કાઠિઆવાડ' જળ માર્ગ કાપતી આગળ વધતી હતી. સ્ટીમરપરના ઉતારૂઓ ઉષાને આટલી ન્હાની ઉમરમાં ગાંડી થઇ ગયેલી જોઇને બહુ દિલગીર થતાં હતાં. એ ઉતારૂઓમાંનો એક મુંબઇ બેન્કનો એક કારકૂન પણ હતો. તેને લક્ષ્મીપ્રસાદશેઠ સંબધી થોડી ઘણી માહિતી હતી. ઉષાને, 'હું લક્ષ્મીપ્રસાદની પુત્રી થાઉં છું.' એ પ્રમાણે બોલતી સાંભળીને અન્ય ઉતારૂઓને સંબોધીને તે બોલ્યો: "આ છોકરી ખરેખર ગાંડી થઇ ગઇ છે. લક્ષ્મીપ્રસાદ તો એકલા જ હતા. તેમને સ્ત્રી નહોતી તો પછી છોકરી તો હોય જ ક્યાંથી?"

ત્યારપછી ઉતારૂઓ અને તે કારકૂન વચ્ચે ઉષા સંબંધી કેટલીક વાતચિત થઇ. ઉષા ગાંડી હતી એવી સૌની ખાત્રી થઇ.

જ્યાં સુધી આગબોટ મુંબઇના બારામાં હતી ત્યાં સુધી પોતાને કોઇ પણ દયાળુ મનુષ્ય બદમાશોના સપાટામાંથી મુક્ત કરશે, એવી ઉષાને આશા હતી. પરંતુ આગબોટ રવાના થયા પછી તેની તે આશા નષ્ટ થઇ. હવે બૂમો પાડવાથી કંઇ વળવાનું નથી, એમ વિચારી ઇશ્વર ભરોંસો રાખીને તે ચૂપ રહી. ઉષાને આ પ્રમાણે સ્વસ્થ રહેલી જોઇને તેના માબાપ તરીકે પોતાને ઓળખાવનારાં પેલાં બન્ને બદમાશ સ્ત્રીપુરુષ પણ ખુશી થયાં. હવે ઉષા પોતાના તાબામાંથી છટકી જશે નહિ એવી તેમની ખાત્રી થઈ.

મધ્યરાત્રિ થવા આવી સર્વે ઉતારૂઓ નિશ્ચિંતપણે નિદ્રસ્થ થયા હતા. ઉષા પોતાની પથારીમાંથી ઉઠીને તૂતક પર ગઇ અને

કઠોડો ઝાલીને સમુદ્રલીલાનું અવલોકન કરતી ઉભી. રહી આકાશસ્થ ચન્દ્ર પોતાની રમ્ય અને ધવલપ્રભા અખિલ વિશ્વપર ફેંકી રહ્યો હતો. ચંદ્રપ્રકાશથી સમુદ્રપ્રદેશ અતિ સુંદર દેખાતો હતો. આ બદમાશોના સપાટામાંથી પોતાનો છૂટકારો શી રીતે કરવો, એ જ વિચાર ઉષાના મગજમાં એક સરખો ઘૂમ્યા કરતો હતો. અલ્પ સમયમાં જ ઉષાને જણાયું કે પોતે જે આગબોટ પર હતી, તેથી થોડે દૂર કેટલાક માછીમારોએ તો પોતાનો મછવો નાંગર્યો હતો. એ જોઇને તે વિચારવા લાગી: "આ આગબોટમાં રહેવાથી મ્હને કોઇ પણ દુષ્ટોના સપાટામાંથી છોડાવે એમ લાગતું નથી. બદમાશો કોઇ દૂરના દેશમાં લઇ જઇને મ્હને વેચી નાખશે અથવા તો મ્હને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન પણ કરશે. ત્યારે હવે મ્હારે જીવીને પણ શું કરવું છે? હવે પ્રભુ પર ભરોસો રાખીને, આ સામેના મછવા પાસે પહોંચવાની હિંમત કરીને સમુદ્રમાં પડતું મૂકવું એજ વધારે ઉચિત છે. જો મછવા પાસે જઇ પહોંચીશ તો ઠીક છે. અને તેમ નહિ બની શકે તો અપમાનભરેલીરીતે મરણ પામવા કરતાં, આમ શૌર્યપૂર્ણરીતે મૃત્યુ પામવું એ વધારે શ્રેયસ્કર છે." આ પ્રમાણે વિચાર કરીને ઉષા કઠોડાપર ચઢી અને, 'હે રામ' એટલું બોલીને સમુદ્રમાં કૂદી પડી. સમુદ્રમાંની જળ ઉર્મિઓ ભીષણ અવાજ કરતી આગબોટ સાથે અથડાતી હતી. ઉષાનો પડવાનો અવાજ તે જળઉર્મિઓના અવાજ સાથે મળી ગયો. ઉષા સમુદ્રમાં કૂદી પડી એવું આગબોટપરના કોઇ પણ ઉતારૂના જાણવામાં આવ્યું નહિ.

પ્રાતઃકાળ થતાંની સાથે જ આગબોટ પરનાં સર્વ ઉતારૂઓ જાગ્રત થયાં. પેલાં ઉષાના માબાપ તરીકે પોતાને ઓળખાવનારાં બદમાશ સ્ત્રીપુરૂષ જાગ્રત થયાં તો તેમણે ઉષાને કેબિનમાં જોઈ નહિ. તેઓ આખી આગબોટમાં ફરી વળ્યાં પરંતુ તેમને ઉષાનો પત્તો લાગ્યો નહિ. તેઓ બન્ને ચિન્તામાં પડી ગયાં. આગબોટપરનાં તમામ ઉતારૂઓ તમને આશ્વાસન આપવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે, "છોકરી ગાંડી હોવાથી તેણે જરૂર રાત્રિના સમયે સમુદ્રમાં પડતું જ મૂકયું હોવું જોઇએ.' જો કે આ બદમાશ સ્ત્રીપુરુષ સારી રીતે જાણતાં હતાં કે ઉષા ગાંડી નહોતી; પણ ન્હાસી છૂટવા માટે જ તેણે સમુદ્રમાં પડતું મૂકયું હોવું જોઇએ, તો પણ બહારથી તેમને ઉતારૂઓની હામાં હા મેળવવી પડી. પોતાની પુત્રી બદલ તેમણે બહુ જ શોક પ્રદર્શિત કરવા માંડ્યો. ઉતારૂઓ તેમને ધીરજ આપવા લાગ્યાં.

લગભગ દશ વાગ્યાના સુમારે આગબોટ એક બંદર પાસે આવી

પહોંચી. ત્યાંના પોલિસ અધિકારીઓ આવીને પેલી ગાંડી છોકરીની તપાસ કરવા લાગ્યા. પરંતુ તે ગાંડી છોકરીએ રાત્રિએ સમુદ્રમાં પડતું મૂક્યું છે, એવી બાતમી તેમને મળી. ઉષાના માબાપ તરીકે ઓળખાવનારાં સ્ત્રીપુરૂષ પણ ત્યાં જ ઉતર્યાં. આગબોટ આગળ ચાલતી થઇ.

ઉષા પોતાની બેદરકારીને લીધે છટકી જવા પામી અને હવે સોનેરી ટોળી સખ્ત સજા કર્યા વગર રહેશે નહિ એ વિચારથી ઉષાના માબાપ ગભરાઇ ગયાં હતાં. પરંતુ લોકોને તો પુત્રીવિયોગથી પોતે દુઃખ પામતાં હતાં, એમ જ તેમને બતાવવું પડતું હતું. પોલિસ અધિકારીઓએ તેમની પાસેથી કેટલીક બાતમી મેળવી અને બુદ્ધિપ્રસાદના શિરનામે તાર દ્વારા તે તેને જણાવી પણ દીધી.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### પુનર્મિલન.

ઉષાએ સમુદ્રમાં પડતું તો મૂક્યું પરંતુ મધ્યરાત્રિના સમયે તેનું સુકુમાર શરીર ઉંડા જળમાં ઝબોળાયાથી તેને ઠંડી લાગવા માંડી. પોતે સમુદ્રમાં કૂદી પડી હતી તેથી તે ભય પામી નહિ. પરંતુ પોતાનો બચાવ કરવાનું કામ પ્રથમ તેને જેટલું સ્હેલું લાગતું હતું, તેટલું જ, બલકે તેથી પણ વધારે કઠીન લાગવા માંડયું. સમુદ્રમાં કૂદી પડતાં પહેલાં આગબોટના કઠોડા પાસે પડેલું એક મ્હોટું લાકડાનું પાટીઉં તેણે સમુદ્રમાં ફેંકી દીધું હતું. સમુદ્રમાં પડતાંની સાથે જ તે પકડી લઇને તેની મદદથી દૂર દેખાતા પેલા મછવા પાસે પહોંચી જવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પરંતુ તે સમુદ્રમાં કૂદી પડી એટલે જળની છોળોનો હેલકારો એવો જોસથી લાગ્યો કે પેલું પાટિઉં સહજ આગળ નીકળી ગયું. ઉષાને તરતાં સારી રીતે આવડતું હતું. પાણીની છોળો એટલા જોસથી ઉછળતી હતી કે ઉષા જેમ જેમ પેલું પાટિઉં પકડી લેવા આગળ વધતી હતી, તેમ તેમ તે દૂર જતું હતું. એટલામાં દયાળુ વાયુદેવે નિરાધાર ઉષા પ્રત્યે કૃપાદષ્ટિ કરી. પેલું પાટિઉં જે દિશા તરફ જતું હતું તે દિશા તરફથી સખ્ત પવન ફૂંકાવા લાગ્યો અને પેલું પાટિઉં ઉષા તરફ ધસડાતું આવવા લાગ્યું. પરંતુ પાટિઉં ચાર પાંચ હાથ જેટલું આગળ આવતું કે પાછો પવન સહજ મંદ પડી જતો એટલે વળી તે એકાદ હાથ પાછું જતું રહેતું. કોઇ પણ રીતે પાટિઉં પકડી પાડવા માટે ઉષા મથી રહી હતી. પવ-

નનો સુસવાટો ઉષાપર પણ સરખી જ અસર કરતો હતો. તે પણ થોડું આગળ વધતી તો વળી એકાદ સુસવાટો આવતાં એકાદ હાથ પાછળ ખસડાઇ જતી હતી. અંતે સુદૈવે તે પાટિઉં ઉષાના હાથમાં મહા મુશ્કેલીએ આવી ચઢયું. ઉષા તે પાટિઆપર ચઢી બેઠી. હવે તેને કંઇક આશા આવી. ભીંજાયલે કપડે પાટિઆપર બેઠેલી ઉષાના મનમાં વિચારોની અનેક પરંપરા ચાલી રહી હતી. 'કાઠિઆવાડ' આગબોટ હવે ઘણે દૂર નીકળી ગઇ હતી. પેલો મછવો હજી પણ તદ્દન નજીકમાં નહોતો એવી ઉષાની ખાત્રી થઈ. પાટિઉં સમુદ્રજળની છોળોમાં સ્હેલ કરતું આગળ ખેંચાતું હતું. તે સાથે ઉષાના કોમળ અંતરના વિચારો પણ ખેંચાતા જતા હતા.

'કાઠિઆવાડ' આગબોટ 'સરસર' કરતી ચાલી જતી હતી ત્યારે પેલા માછીમારના મછવાપરના ખારવાઓમાંનો એક તે આગબોટ તરફ એકીટશે જોઈ રહ્યો હતો. આગબોટના તૂતકપરથી જ્યારે ઉષા સમુદ્રમાં કૂદી પડી ત્યારે 'ઓહ,' એવો ઉદ્‌ગાર તેના મ્હોંમાંથી નીકળી પડયો.

પેલા ખારવાની નજીકમાં બેઠેલા બીજા ખારવાએ તેનો આકસ્મિક ઉદ્‌ગાર સાંભળીને જિજ્ઞાસાથી પૂછ્યું: "કેમ, શું થયું ?"

"અને, પેલું 'દુર્બિન' લઇને ખાત્રી કરી જો. મ્હને ભ્રમતો નથી થયો!" પેલો ખારવો બોલ્યો.

તરત જ બીજો ખારવો દુર્બિન લઇને 'કાઠિઆવાડ' તરફ બારિક દૃષ્ટિથી જોવા લાગ્યો અને બોલી ઉઠયો: "નક્કી ! આગબોટમાંથી કોઇએ સમુદ્રમાં પડતું મૂક્યું છે."

"અરે, દીવાના ! ત્હને તે મનુષ્ય હોય એમ લાગે છે કે નહિ તે કહે ને ?"

"હા; બરાબર તમારૂં અનુમાન સત્ય છે. આપણે તેને બચાવશું?"

"અવસ્ય !" એટલું કહીને તેણે પોતાના મછવાથી થોડે દૂર એક બીજા મછવાપરના ખારવાઓને હાક મારી અને તેમનો ન્હાનો મછવો લઇને તરત જ સ્હામેથી તણાઈ આવતી ઉષાને બચાવવામાટે સૂચના આપી દીધી. પેલા ખારવાઓ ઝપાટાબંધ મછવો હંકારવા લાગ્યા.

આ બાજૂ ઉષાનું શરીર ઠંડીથી એટલું બધું કકડી ગયું હતું, કે હવે તે બેશુદ્ધ થઇ જવાની અણીપર હતી. સ્હામેથી કોઇ મછવો પોતાની મદદે આવતો હતો તે ઉષાના જાણવામાં આવ્યું. તેણે પોતાની શુદ્ધિ ઠેકાણે રાખવા માટે ઘણો આત્મસંયમ કર્યો. પરંતુ તેનું કંઇ ચાલ્યું નહિ. હજી મછવો પોતાનાથી લગભગ પચાસ કદમ જેટલો

દૂર હતો, એવામાં તે પાટિઆ ઉપરથી બેશુદ્ધ થઇને જળમાં પડી ગઇ અને ગળકાં ખાવા લાગી. પેલા ખારવાઓએ ઉષાને ડૂબતી જોઇ. તેઓ બની શકે તેટલી ઝડપથી મછવો હંકારવા લાગ્યા. એક બે બાહોશ ખારવાઓ સમુદ્રમાં કૂદી પડયા અને ઉષાને અલ્પ સમયમાં જ પકડી લીધી. બેશુદ્ધ ઉષાને મછવામાં નાખી ખારવાઓએ પોતાનો મછવો પાછો હંકાર્યો.

પેલા મ્હોટા મછવા પાસે મછવો અલ્પ સમયમાંજ આવી લાગ્યો. ખારવાઓના નાયકે ઉષાને કિનારાપરની પોતાની ઝુંપડીમાં લઇ જઇને સૂવાડી. ઉષાનો શ્વાસોચ્છ્વાસ એક સરખો ચાલી રહ્યો હતો. પરંતુ તેની પાંપણુ સુદ્ધાં હાલતી નહોતી. ખારવાઓએ લાકડાં સળગાવીને ઉષાને શેક કરવા માંડયો. અંતે લગભગ પ્હો ફાટવાની તૈયારી થવા આવી હતી એટલામાં ઉષાનાં નેત્રો ઉઘડયાં. હવે ખારવાઓ પોતાનો પરિશ્રમ સફળ થયો જોઇને આનંદ પામ્યા. નાયકે ઉષાને કંઇક પ્રશ્નો પૂછ્યા. પરંતુ ઉષાની મુખમુદ્રાપરથી તેની ખાત્રી થઇ હતી કે પોતાના પ્રશ્નો સ્હમજી શકી નહોતી. અને ઉષા સ્હમજે પણ કયાંથી ?

ઉષાના સુકુમાર વદનમંડળ પ્રત્યે વાત્સલ્યપૂર્ણ દૃષ્ટિ ફેંકતો ખારવાઓનો નાયક પોતાની પાસે બેઠેલા ખારવાને ઉદ્દેશીને બોલ્યો: "હજી આ બિચારીની શુદ્ધિ ઠેકાણે આવી નથી. મ્હને લાગે છે કે તેના શરીરમાં તાવ ભરાઇ આવ્યો છે. અને મ્હોટી આગબોટમાંના પ્રવાસીઓ પણ કેવા દુષ્ટ અને બેપરવાઇવાળા હોય છે! સૌ પોતપોતાના આનંદમાં મગ્ન છે! આ બિચારી છોકરીની કોને દરકાર હોય! આ છોકરીનો પોશાક તો જો! આપણા ગામના શાહુકારની સ્ત્રી પણ આવો કિંમતી પોશાક પહેરતી નથી. આ કોઇ શ્રીમંત માણસની પુત્રી હોય એમ લાગે છે! નહિ વારૂ!"

"પરંતુ હજી પણ આપણે બે ત્રણ દિવસ રોકાઇશું તો જ માછલાંનો પૂરતો જથ્થો મળી શકશે. ત્યાં સુધી આ છોકરીને કયાં રાખશું ?"

"તેને મ્હારી ઝુંપડીમાં જ રાખીશું." એટલું બોલીને નાયકે ઉષાના સુંદર ભાલપ્રદેશપર ફરકી રહેલી લટો સમારવા માંડી. અને તેના વદનમંડળપર પ્રેમપૂર્વક હાથ ફેરવવા લાગ્યો. એટલામાં તેના ગળા પર કંઇ વાગ્યું હોય એમ તેને જણાયું.

સ્હવારે ઉષા પૂર્ણ શુદ્ધિમાં આવી. પરંતુ એક શબ્દ પણ તે

ઉચ્ચારી શકી નહિ. પોતે ક્યાં છે, અને પોતાની આસપાસના લોકો કોણ છે, તે ઉષા કળી શકી નહિ. તે કંઇ પણ બોલ્યા વગર પથારીમાં પડી રહી. ઘડીમાં તે પોતાનાં નેત્રો ઉઘાડતી હતી અને ઘડીમાં તે બંધ કરી દેતી હતી. જ્યારે તે બેશુદ્ધ થઇને પાટિઆપરથી પડી ગઇ હતી ત્યારે તેના ગળા પર પાટિઉં વાગવાથી સખ્ત ઉઝરડો થવાથી તેને ગળાપર દુઃખાવો થતો હતો. પથારીમાં પડી પડી તે ગઇ રાત્રિની પોતાની પરિસ્થિતિનો વિચાર કરતી હતી.

પેલા નાયકના અંતરમાં ઉષા માટે બહુ જ પ્રેમ ઉપજ્યો હતો. જેમ બને તેમ સારા વૈદ્યની સારવાર નીચે ઉષાને મૂકવાનો તેનો વિચાર હતો. બીજે દિવસે સ્હાંજ સુધીમાં જેટલાં માછલાં પકડાયાં તેટલાં લઇને તેણે મછવો કિનારે લઇ જવાની ખારવાઓને આજ્ઞા આપી દીધી.

પોતાના ઘેર પહોંચ્યા પછી નાયકે ઉષાને પોતાની સ્ત્રીને સ્વાધીન કરી અને તેના સંબંધી બધી હકીકત સંભળાવી. નાયકની સ્ત્રીનો સ્વભાવ પણ બહુ દયાળુ અને પ્રેમાળ હતો. તેણે ઉષાને પથારી કરી આપી અને વૈદ્યને બોલાવી લાવી. વૈદ્યની સારવારથી ઉષાને સત્વર આરામ થવા લાગ્યો. પરંતુ ઉષા હજી પણ વૈદ્ય, નાયક કે તેની સ્ત્રી સાથે કંઇ પણ વિશેષ વાતચિત કરતી જ નહિ. ઉષાનો એકલશૂરો સ્વભાવ જોઇને, નાયક અને તેની સ્ત્રી વિસ્મય પામ્યાં. તેમણે વૈદ્યને ઉષાના સ્વભાવ સંબંધી સંક્ષિપ્તમાં કહી સંભળાવ્યું ત્યારે વૈદ્યરાજે જણાવ્યું કેઃ "કોઇ પણ ભયને લીધે આ છોકરીના મગજ પર સખ્ત આઘાત લાગ્યો છે. અને તેથી તેનો જીવ બહુ જ મુંઝાય છે. તેના સ્વભાવમાં પરિવર્તન થવાનું પણ એજ કારણ લાગે છે. હાલ તરત તો તેની ઇચ્છા પ્રમાણે જ તેને વર્તવા દેવાની જરૂર છે. પૂર્ણ આરામ મળ્યા પછી તેનો સ્વભાવ પહેલાં જેવો હશે તેવો જ થઇ જશે." આ ઉપરથી નાયક અને તેની સ્ત્રી ઉષાને તેની ઇચ્છા પ્રમાણે વર્તવા દેતાં હતાં. ઉષાએ પણ પોતે કોણ છે. "કાઠિઆવાડ" આગબોટ પરથી પોતે શામાટે પડતું મૂક્યું હતું, તેમ જ પોતાનું મૂળ વતન ક્યાં છે, વગેરે બાબત સંબંધી કંઇ પણ હકીકત નાયકને જણાવી નહોતી. તે માત્ર કામ પૂરતી જ વાતચિત કરતી હતી. ઉષાને તેના સંબંધી હકીકત કોઇ પણ પૂછતું, ત્યારે તે કંઇ પણ બોલ્યા વગર ત્યાંથી ચાલી જતી. દરરોજ સ્હવારે તેમ જ સંધ્યા સમયે સમુદ્રકિનારે જઇને ઉષા કલાકના કલાક સુધી બેસી રહેતી.

'કાઠિઆવાડ' આગબોટ મુંબઇથી રવાના થઇ હતી. અને તેથી ઉષા પણ મુંબઇમાં જ રહેતી હોવી જોઇએ એવી નાયકની કલ્પના હતી. જ્યારથી ઉષા ગુમ થઇ હશે ત્યારથી મુંબઇમાં તેના માટે બૂમાટો ઉઠયો હશે, તેમ જ તેના સગાંવ્હાલામાંનું કોઇ પણ તેની શોધ કરતું અહિં અવશ્ય આવી પહોંચશે જ એવી નાયકની દૃઢ ખાત્રી હતી. પોતાના ગામથી જ્યારે કોઇ પણ મુંબઇ જતું તો તે પાછું આવે ત્યારે તેને ત્યાંની નવાજૂની નાયક પૂછ્યાં કરતો હતો. પરંતુ ઉષા સંબંધી કંઇ પણ વિશેષ માહિતી નાયકને હજી સુધી મળી શકી નહોતી. ઉષાના મનમાં પણ તેમ જ હતું. બુદ્ધિપ્રસાદ કોઇને પણ તપાસ કરવા સારૂ અહિં મોકલશે જ એવી ઉષાની ખાત્રી હતી. પોતાની માહિતી આહંના લોકોને આપવાથી, તેમ જ બુદ્ધિપ્રસાદપર પત્ર લખવાથી, શત્રુઓને પોતાનો પત્તો લાગશે અને તેઓ પુનઃ પકડી જશે એવો ભય ઉષાના મનમાં હજી પણ ઘૂમ્યા કરતો હતો.

લગભગ એકાદ અઠવાડિઆ પછી તે ગામમાં એક અજાણ્યો માણસ આવ્યો. તેના કિંમતી પોષાકપરથી તે કોઇ મુંબઇ નિવાસી શ્રીમંત શેઠ હોવો જોઇએ એવું સર્વ લોકોએ ધાર્યું. તે ગૃહસ્થ ગામની મધ્ય ભાગે આવેલી એક દૂકાનના ઓટલાપર આવીને બેઠો એટલે સંખ્યાબંધ લોકો તેની પાસે ભેગાં થઇ ગયાં. તેણે લોકોને એવું જણાવ્યું કે પોતે એક વિમાકંપનીનો એજન્ટ છે અને કંઇ કામસર આ ગામમાં આવ્યો છે. કોઇએ વિમા કંપનીના વહીવટ સંબંધી, કોઇએ વિમાના દર સંબંધી, અને કોઇએ વિમો ઉતરાવવાથી ફાયદા છે કે નુકસાન, વગેરે વગેરે સંબંધી પૂછપરછ કરી. પેલો શ્રીમંત ગૃહસ્થ બોલવામાં એવો કુશળ હતો કે તે સર્વ લોકોના મનનું સમાધાન ઘણા જ અલ્પ સમયમાં કરી શકતો હતો. એટલામાં એક ગામડીઆએ તે ગૃહસ્થને પૂછ્યું: "વારૂ શેઠજી, મુંબઇથી નીકળેલી 'કાઠિઆવાડ' નામની આગબોટપરથી એક છોકરીએ સમુદ્રમાં પડતું મૂકયું હતું એ વાત મુંબઇમાં ફેલાઇ છે કે?"

"હેં? શું તે છોકરીએ સમુદ્રમાં પડતું મુકયું?" પેલો ગૃહસ્થ આશ્ચર્ય પામતો બોલ્યો. તેની મુખમુદ્રા પર સ્મિત ફરકવા લાગ્યું પરંતુ તરત જ તેણે પોતાની મુખમુદ્રા ગંભીર કરી દીધી અને બોલ્યો: "તે છોકરી કોણ છે?"

પેલા ગામડીઆએ તેને ઉષા સંબંધી સર્વ હકીકત કહી સંભળાવી. અને તે હાલમાં આ ગામના માછીમારોના નાયકને ત્યાં રહે છે એ વાત પણ તેણે તેને કહી દીધી.

એકાએક ઉષાનો પત્તો મળવાથી પેલો ગૃહસ્થ પોતાના મનમાં આનંદ પામ્યો. પરંતુ પુનઃ તે ગંભીર સ્વરે બોલવા લાગ્યોઃ "ના, રે ભાઇ, મ્હને મુંબઇથી નીકળ્યાં ઘણો વખત થઇ ગયો હોવાથી તે છોકરી સંબંધી કંઇ પણ હું જાણતો જ નથી. જો તે છોકરી કોઇને પણ પોતાનું નામ, ઠામ વગેરે કંઇ જણાવતી નથી તો તે ગાંડી જ હોવી જોઇએ. વળી ગાંડા મનુષ્યને આગ અને પાણી જોવાથી બહુ આનંદ થાય છે. તેમ જ જો તે કોઇ ઉંચી જગ્યા પર હોય, તો નીચે કૂદી પડવાની પણ તેને પ્રબળ ઇચ્છા થાય છે. તે છોકરી આગબોટમાંથી કૂદી પડી છે તો તે ગાંડી હોવી જોઇએ."

"વિમા કંપનીનું કામ અહિં સારી રીતે ચાલે એમ તમને લાગે છે કે?" દુકાનદારે પેલા ગૃહસ્થને પૂછ્યું.

"ના, ના આવા ગામડામાં તે શું ચાલી શકે? આજે જ હું અહિંથી મુંબઇ જનાર છું." પેલો ગૃહસ્થ બોલ્યો.

ત્યારપછી પેલા ગૃહસ્થે દુકાનદાર સાથે કેટલીક આડી અવળી વાતચિત કર્યા પછ અહિં કોઇ વીશી હતી કે કેમ, તે સંબંધી પૂછ પરછ કરી. દુકાનદારે તેને વીશી બતાવી ત્યાર પછી પેલો ગૃહસ્થ પોતાનાં કપડાંલત્તાં વગેરે વીશીમાં મૂકીને સમુદ્રકિનારે ન્હાવા માટે ગયો. ઉષા આ વખતે કિનારા પાસે આમતેમ ફરતી હતી. ઉષાએ પેલા ગૃહસ્થને જોયો કે તરત જ તે કંપી ઉઠી. તે દોડતી દોડતી નાયકને ઘેર જઇ પહોંચી. તે મનુષ્ય કોણ છે અને પોતે તેને ક્યાં જોયો હતો એ સંબંધી તેણે પુષ્કળ વિચાર કર્યા. પરંતુ તેને યાદ આવ્યું નહિ—તથાપિ પ્રથમ દર્શને જ તે કોઈ દુષ્ટ મનુષ્ય હતો, એવી ઉષાની ચોક્કસ ખાત્રી થઇ હતી.

તે દિવસે બપોરના બે વાગ્યા પછી પેલો ગૃહસ્થ આ ગામ છોડીને મુંબઇ જવા સારૂ નીકળી પડ્યો.

પાઠક! આ ગૃહસ્થ 'સોનેરી ટોળીનો' બદમાશ પેલો લુચ્ચો રમણિક હતો. ઉષા સમુદ્ર કૂદી પડવાની બાતમી સાંભળીને, કૃષ્ણકાન્તે કિનારા-પરનાં કેટલાંક ગામોમાં તેની શોધ કરવા સારૂ 'સોનેરી ટોળી' ના કેટલાક હુશિઆર માણસોને રવાના કરી દીધા હતા.

ઉષાનો પત્તો લાગતાંની સાથે જ રમણિક મુંબઇ આવ્યો માયાને ત્યાં જઇને તે કૃષ્ણકાન્તને મળ્યો અને ઉષા સંબંધી સઘળી હકીકત તેને કહી સંભળાવી. માયા અને કૃષ્ણકાન્ત બહુ જ આનંદ પામ્યાં અને ગમે તેમ કરીને પણ પુનઃ ઉષાને પોતાના કબજામાં લેવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો.

રમણિક જેવો માયાના ઘરમાંથી બહાર નીકળવા જતો હતો એટલામાં દિનકર પણ ત્યાં જ આવી પહોંચ્યો. દિનકર તેને ઓળખતો નહોતો, પરંતુ તે માયાના ઘરમાંથી બહાર આવ્યો, તેથી તે કોણ છે, અને શું કરે છે, તે સંબંધી તપાસ કરવાનો તેણે પોતાના મનમાં વિચાર કર્યો. અત્યાર સુધીમાં તેણે છૂપી પોલિસનું કામ કર્યું નહોતું. પરંતુ આજે તેને તેમ કરવાની ઇચ્છા થઇ આવી. કોઇ પણ કામ ખંતપૂર્વક અને ઉત્સાહથી કરવાની ઇચ્છા હોય તો તે અવશ્ય પાર પડેછે જ એવી તેની દૃઢ પ્રતીતિ હતી. તે તરત જ રમણિકની પાછળ પાછળ જવા લાગ્યો. ઉષા સમુદ્રમા કૂદી પડી હતી એમ સાંભળવાથી તેની પ્રાપ્તિની તેને બહુ આશા નહોતી, અને તેથી તે હમેશાં દિલગીર રહેતો. ઉષાને ન્હસાડી મૂકવામાં માયાનો કંઇ પણ હાથ હોવો જ જોઇએ એવો તેને સંશય હતો. અને તેથી જ માયા તેમ જ તેની સાથે સંબંધ રાખનારા મનુષ્યો પ્રત્યે તે નિરંતર શંકાશીલ રહેતો. તે તેમની બારિકીથી તપાસ રાખતો. કારણ કે તેમ કરવાથી ગમે ત્યારે પણ ઉષા સંબંધી સહજ પણ માહિતી મળશે એવી તેની માન્યતા હતી. આજે રમણિકની પાછળ પણ તે એટલાજ સારૂ પડયો હતો.

નજીકના સ્ટેશન પાસે પહોંચતાંની સાથેજ રમણિક એક લોકલ-ગાડીમાં બેઠો. દિનકર પણ તે જ ડબ્બામાં ચઢી બેઠો અને રમણિકની નજર ન પડે તેમ એક ખૂણામાં બેઠો. પરંતુ દિનકર પોતાની પાછળ પડયો છે, એ વાતની રમણિકને ખબર પડી ગઇ હતી, તોપણ તેણે દિનકરને તેમ જણાવા દીધું નહિ. આગળના સ્ટેશને ગાડી ઉભી રહી એટલે રમણિક ઉતરી પડયો. એટલે દિનકર પણ ઉતરી પડયો. રમણિક એક સરિઆમ રસ્તે થઇને જવા લાગ્યો. હજી પણ દિનકર પોતાની પાછળ આવે છે એવી ખાત્રી થતાંની સાથેજ રમણિકે પોતાનો માર્ગ બદલ્યો અને એક ગલીમાં જવા લાગ્યો. ત્યાં થઇને શહેરના એક તદ્દન નિર્જન ભાગમાં તે આવી પહોંચ્યો. દિનકરના મગજમાં પણ ઉષા સંબંધી વિચારો ઘૂમતા હોવાથી પોતે કયે રસ્તે જાય છે, તેનું તેને સ્મરણ રહ્યું નહિ. પરંતુ રમણિક જ્યાં જાય ત્યાં તેની પાછળ તે જવા લાગ્યો. અંતે એક મ્હોટા મકાન પાસે આવીને રમણિક ઉભો રહ્યો. તેણે તરત જ તે મકાનનું પ્રવેશ દ્વાર ઉઘાડ્યું અને અંદર ચાલ્યો ગયો. દિનકર વિચાર કરતો બહાર જ ઉભો રહ્યો અને સ્વગત બોલ્યો: " લુચ્ચો અહિં જ રહેતો હોય એમ જણાય છે. પરંતુ તે કોણ છે, અને શું ધંધો કરે છે તે જાણવાની જરૂર છે. અંદર

જઇને જોઉં તો ખરો કે તેના સંબંધી કંઇ વિશેષ માહિતી મળે છે !” એમ વિચારીને દિનકર પણ તે ગૃહમાં દાખલ થયો. અને ‘ધબધબ’ કરતો દાદરપર ચઢવા લાગ્યો. પરંતુ દિનકર બે ચાર પગથીઆં ભાગ્યેજ ચઢયો હશે એવામાં તે ‘ કડડડ ધૂમ ’ કરતો એક ભોંયરામાં જઇને પડયો.

આ મકાન સોનેરી ટોળીનું સભાસ્થાન હોવાથી તેમાં ઘણાં ગુપ્ત દ્વાર તેમ જ ભોંયરાં હતાં. રમણિક અને તેના સાથીદારો દિનકરની વાટ જોતા ભોંયરામાં જ બેઠા હતા. દિનકર બેશુદ્ધાવસ્થામાં જમીનપર પડયો હતો. રમણિક અને તેના સાથીદારોએ દિનકરના હાથપગ બાંધી દીધા.

રમણિકે તરત જ દિનકર પકડાયો છે, એવી બાતમી કૃષ્ણકાન્તને પહોંચાડી દીધી. અનાયાસે આવો મહત્વનો શિકાર પ્રાપ્ત થવાથી કૃષ્ણકાન્તના આનંદનો અવધિ જ થયો. તે વિના વિલંબે આ સભાગૃહમાં આવી લાગ્યો. રમણિકે અને કૃષ્ણકાન્તે દિનકર માટે હવે શી વ્યવસ્થા કરવી, તે વિષે ઘણા સમય સુધી વાટાઘાટ કરી.

× × × × ×

દિનકરને શુદ્ધિમાં આવતાં બહુ વાર લાગી. શુદ્ધિમાં આવતાંની સાથે પોતે ક્યાં અને કેવી સ્થિતિમાં છે તેનો તે વિચાર કરતો હતો એટલામાં પોતે જ્યાં સૂતો હતો, તે જમીન ઉંચી નીચી થતી હતી એમ તેને લાગ્યું. આથી પોતે વ્હાણમાં તો નથી, એવો તેને ભ્રમ થયો. આંખો ઉઘાડીને ઉંચી દૃષ્ટિ કરી એટલામાં ઉપરના માળપરના ખલાસીની ધમાચકડી અને તેમનો કર્કશ સ્વર સંભળાવા લાગ્યાં. હવે દિનકર કંઇક કળી શકયો. દુસ્મનોએ આગબોટ માર્ગે કોઇ પણ દૂરના દેશમાં પોતાને મોકલી દેવાની ગોઠવણ કરી હોવી જોઇએ, એવી તેની ખાત્રી થઇ. તેણે પોતાના ખીસ્સામાં હાથ નાખ્યો. તો રોજનીશી તેમ જ પૈસાનું પાકીટ નહોતું એવી તેની ખાત્રી થઇ. એટલામાં તેની દૃષ્ટિ પોતાના પોષાકપર પડી. પોતાના નિત્યના પોષાકને બદલે હલકા પ્રકારનો પોષાક પોતાને પહેરાવવામાં આવ્યો હતો તે પણ દિનકર હવે જ જાણી શકર્યો.

દિનકર પથારીમાં બેઠો થયો. બદમાશોના સપાટામાંથી હવે શી રીતે મુક્ત થવું, તત્સંબંધી વિચાર તે કરવા લાગ્યો. કદાચ કોઇ શત્રુ પોતાના અંગપર ધસી આવે તો પોતાની પાસે બચાવ કરવાનું પણ કંઇ સાધન નહિ હોવાથી દિનકર જો કંઇ હથિઆર મળી આવે તો

ઠીક એમ વિચારીને, તે કોટડીમાં આમતેમ દૃષ્ટિ ફેંકવા લાગ્યો. એટલામાં ઓરડીના ખૂણામાં એક પાવડો પડેલો તેના જોવામાં આવ્યો. તરત જ તેણે તે પાવડો હાથમાં લીધો અને વિચાર કરતો ત્યાંજ ત્યાંજ બેસી રહ્યો.

પ્રભાતના નવ વાગવા આવ્યા હતા. થોડા સમયમાં જ કોઇ પોતાની ઓરડી તરફ આવતું હોય એમ દિનકરને લાગ્યું. તે સાવધ થઇ ગયો. એક અલમસ્ત જેવો માણુસ તેની ઓરડીમાં દાખલ થયો. દિનકર પોતાના હાથમાંનો પાવડો તેના સામો ઉગામીને ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકતો બોલ્યો: "ખબરદાર! એક ડગલું પણુ આગળ આવ્યો તો મૂઓ જ સમજજે! પ્રથમ હું પૂછું તેનો ખુલાસો કર! બોલ, આ આગબોટ ક્યાં જાય છે?"

"બ્રહ્મદેશ તરફ!" આવનાર મનુષ્ય દિનકરથી આઠ દશ કદમ જેટલો દૂર ઉભો રહીને બોલ્યો.

"મ્હને અહિં શા માટે લાવવામાં આવ્યો છે?" દિનકરે પૂછ્યું.

"ભલા માણુસ!" પેલો મનુષ્ય બોલ્યો: "પહેલાં તું મ્હારી સાથે તો ચાલ; ત્હારા હાથમાંનો પાવડો બાજૂએ મૂકી દે. હું ત્હને બધી હકીકત કહું છું."

દિનકરે પોતાના હાથમાંનો પાવડો નીચે મૂક્યો અને પેલા મનુષ્ય પ્રત્યે તાકીને જોઇ રહ્યો. એટલામાં પેલા મનુષ્યે દિનકરના હાથમાંથી પાવડો ખેંચી લીધો અને તે દૂર ફેંકી દીધો. ત્યાર પછી દિનકરનો હાથ પકડીને તે બોલ્યો: "મ્હારી સાથે ચાલ. ગભરાઇશ નહિ. હું આ આગબોટમાં રસોઇનું કામ કરૂં છું. કપ્તાન સાહેબે ત્હને મ્હારી નીચે કામ કરવા માટે રાખેલો છે. રસોડામાં ચાલ અને ત્હારૂં કામ કરવા લાગ."

રસોઇયાના આ શબ્દો સાંભળીને દિનકર વિસ્મય પામ્યો. કંઇ પણુ બોલ્યા વગર તે તેની સાથે રસોડામાં ગયો. પેલા રસોઇયાએ દિનકરને શાક સુધારવાનું કામ સોંપ્યું અને પોતે બીજું કામ કરવા લાગ્યો. ગરીબ દિનકર! તેને રસોઇના કામમાં નોકરી કરવાનો પ્રસંગ આવ્યો! તથાપિ શત્રુઓએ પોતાને કેદમાં ન રાખતાં આગબોટમાં નોકરીમાં રખાવ્યો એટલું યે ઠીક જ થયું હોય એમ દિનકરને લાગ્યું. તેમજ શત્રુઓ જ્યારે પોતાના માટે આટલી બધી ચોકસાઇ રાખે છે

ત્યારે ઉષા હજી પણ હયાત હોવી જ જોઇએ, એવી પણ તેની દૃઢ ખાત્રી થયા વગર રહી નહિ.

દિનકરને આ પ્રમાણે રવાના કરી દીધા પછી, રમણિકની સૂચના પ્રમાણે કૃષ્ણકાન્ત ઉષાને પકડી લાવવા સારૂ, પેલા ગામ તરફ જવા માટે ઉપડયો. રમણિકના કહેવા પ્રમાણે ઉષાનું ચિત્ત હજી અસ્વસ્થ હતું, એવી કૃષ્ણકાન્તની માન્યતા હોવાથી, તેને પકડી લાવવામાં બહુ મુશ્કેલી પડશે નહિ, એમ તેને લાગતું હતું.

કૃષ્ણકાન્ત અને તેનો સાથીદાર પેલા ગામમાં પહોંચ્યા એટલે પોતાના સાથીદારને કોઈ અન્ય સ્થળે નિવાસ કરવાની સૂચના આપીને, કૃષ્ણકાન્ત પેલા નાયકને ઘેર ગયો. કૃષ્ણકાન્તનો પોશાક સાદો હતો તેમ જ તેની બોલવા ચાલવાની રીત એવી તો સરસ હતી કે જે કોઇ તેની સાથે માત્ર થોડી જ વાતચિત કરતું તેને તેના માટે માન ઉપજ્યા વગર રહેતું જ નહિ. અત્યારે નાયકના ગૃહના આગલા ભાગમાં ઉષા એકલી ફરતી હતી. કૃષ્ણકાન્તે તેને દૂરથી જોઇ કે તરત જ ઓળખી લીધી. તે તેની પાસે ગયો અને તેના સ્કંધપર હાથ મૂકીને વાત્સલ્યપૂર્ણ સ્વરે બોલ્યો: “ દીકરી ! ઉષા ! ”

ઉષાએ ચમકીને પાછળ જોયું. કૃષ્ણકાન્તને તે ઓળખતી નહોતી. પરંતુ તેની મુખમુદ્રા જોતાંની સાથેજ તે કંપી ઉઠી. તે ત્યાંથી દોડતી ના અને નાયકની સોડમાં ભરાઈ ગઈ.

“ કેમ દીકરી ! ” નાયકે ઉષાની પીઠપર હાથ ફેરવતાં પ્રેમળ સ્વરે કહ્યું: ” આમ કેમ ગભરાયલી કેમ જણાય છે ? ”

ઉષાએ નીચું જોયું અને કૃષ્ણકાન્ત પ્રત્યે આંગળી કરી. નાયકે કૃષ્ણકાન્ત પ્રત્યે જોયું એટલામાં તે બોલવા લાગ્યો: “ બેટા ! હજી પણ તું મ્હારા દુઃખી પિતાને ઓળખી શકી નથી કે ? ” એટલું બોલી રહ્યા પછી નાયકને સંબોધીને તે બોલવા લાગ્યો: “ લગભગ એક વર્ષ થયાં મ્હારી દીકરી ગાંડી થઇ ગઇ છે ! તેને હવે ક્યારે સારૂં થશે તે ઇશ્વર જાણે ! સમુદ્રકિનારે રાખવાથી તેની તબિઅત સુધરી જશે એવો ડૉક્ટરે અભિપ્રાય આપ્યો હતો તેથી તો કેટલાક હુશિઆર અને વિશ્વાસપાત્ર માણસો સાથે મ્હેં તેને ‘ કાઠિઆવાડ ’ આગબોટમાં રવાના કરી હતી. પરંતુ મ્હારા માણસોની નજર ચૂકવીને તેણે સમુદ્રમાં પડતું મૂકયું હતું. હું તેની તપાસ કર્યા કરતો હતો એવામાં તે તમારી પાસે છે એવું મ્હારા સાંભળવામાં આવ્યું. અને તેથીજ આજે હું અહિં આવ્યો છું. આજ દિન પર્યંત તમે તેનું રક્ષણ

કરીને મ્હને આભારી કર્યો છે. તેના માટે તમને જે કંઈ ખરચ કરવું પડયું હશે તે બદલ, તેમજ તમારા ઉપકાર બદલ યોગ્ય બદલો આપવાની મ્હારી ઇચ્છા છે. હવે હું મ્હારી દીકરીને મ્હારે ઘેર જ લઇ જઇશ."

આ સાંભળીને નાયકે ઉષા તરફ જોયું. તે નિડરપણે બોલવા લાગી: "આ બધું ખોટું છે. હું ગાંડી થઇ ગઇ નથી. તેમ જ આ મનુષ્ય મ્હારો બાપ પણ નથી. જે દુષ્ટ લોકો મ્હને ફસાવીને લઇ ગયા હતા તેઓમાંનો જ આ મનુષ્ય પણ હોવો જોઇએ. હું તેની સાથે જવાની નથી. દયા કરીને મ્હને આ દુષ્ટ મનુષ્યને સ્વાધીન કરશો નહિ."

બિચારો વૃદ્ધ નાયક તો વિચારમાં પડી ગયો. જો કે તેને પ્રથમ તો ઉષા ગાંડી હોવી જોઇએ એવો સંશય હતો. પરંતુ અત્યારે ઉષા જે કંઇ બોલી તે ઉપરથી તે ગાંડી હોય એવું નાયક માની શકયો નહિ. એટલામાં તેના મગજમાં એક કલ્પના ઉદ્દભવી. તે બોલ્યો: "શેઠજી! આ છોકરી તમારી જ છે તે બદલ તમારી પાસે કંઇ પૂરાવો છે કે?"

"પૂરાવો?" કૃષ્ણકાન્ત આશ્ચર્યચકિત મુખમુદ્રા ધારણ કરતો બોલ્યો: "ખુદ બાપને પોતાની પુત્રી ઓળખવાનો વળી પૂરાવો શો? જો તમને પોતાને કંઇ પણ સંશય રહેતો હોય તો હું તેના જન્મકાળથી તે અદ્યાપિ પર્યંતની સર્વ હકીકત તમને કહી સંભળાવું!"

"એવી મ્હોંની વાત હું માનતો નથી." નાયક બોલવા લાગ્યો: "મ્હારે તો પ્રત્યક્ષ પ્રમાણ કે લિખિતવાર પૂરાવો જોઇએ. તે સિવાય મ્હારો સંશય દૂર થઇ શકશે નહિ. અગાઉ પણ એક ઉપર ઉપરથી ગૃહસ્થ જણાતા માણસે મ્હને ફસાવ્યો છે. લિખિતવાર પૂરાવા વગર હું કોઇ પણ વાત સાચી માની શકતો જ નથી."

કૃષ્ણકાન્ત હવે અકળાયો. ડૉક્ટરનું સર્ટિફીકેટ પોતાની સાથે લાવ્યો નહિ એ પોતાની મોટી ભૂલ થઇ હતી એમ તેને લાગ્યું. પરંતુ એક ખારવાના નાયકથી ડરી જવાથી, પોતાની માનહાનિ થશે એમ વિચારીને તે બોલ્યો: "લિખિતવાર પૂરાવા પણ મ્હારી પાસે ઘણા છે. પરંતુ તે પૂરાવા તમને બતાવવા પડશે એવી મ્હારી કલ્પના સુદ્ધાં નહિ હોવાથી, અને તેથીજ તે પૂરાવા હું મ્હારી સાથે લાવ્યો નથી. પૂરાવા લાવવા સારૂ થઇને, હું હવે મ્હારી દીકરીને છોડીને અહિંથી જઇ શકીશ નહિ. મ્હારી સાથે બીજો કોઇ માણસ હોત તો તેને મુંબઇ મોકલીને પૂરાવા મંગાવી લેત. પરંતુ તેમ પણ નથી.

તમને મ્હારાપર વિશ્વાસ ન હોય તો આ છોકરીને લઇને તમે મ્હારી સાથે મુંબઇ ચાલો એટલે તમારી ખાત્રી થશે."

પોતાના માટે કૃષ્ણકાન્તને અવિશ્વાસ ઉત્પન્ન થયો છે એમ જાણીને નાયકને ક્રોધ ચઢયો. તે બોલ્યોઃ "મ્હારે મુંબઇ આવવાની નવરાશ નથી. તમારે ગરજ હોય તો મુંબઇ જઇને પૂરાવો લઇ આવો. પૂરાવા સિવાય હું આ છોકરીને તમારે સ્વાધીન કરી શકીશ નહિ."

"હું તેને લઇ ગયા વગર રહેનાર નથી." કૃષ્ણકાન્ત ક્રુદ્ધ સ્વરે બોલ્યોઃ "તમે આ છોકરી મ્હને સોપો છો કે નહિ?" એમ કહીને કૃષ્ણકાન્ત ઉષાનો હાથ પકડવા માટે આગળ ધસ્યો.

નાયકે ઉષાનો હાથ પકડીને તેને આઘી ખસેડી દીધી. અને કૃષ્ણકાન્તને ઉદ્દેશીને બોલ્યોઃ "આટલા દિવસ તે મ્હારી પાસે રહી છે તે પ્રમાણે એક દિવસ વધારે રહેશે. તમે જાતે જ જઇને પૂરાવો લઇ આવો!"

"ના, એમ નહિ બને!" કૃષ્ણકાન્ત રૂવાબમાં જ બોલ્યો અને ઉષાનો હાથ પકડવા માટે આગળ ધસવા લાગ્યો. નાયકે કૃષ્ણકાન્તનો હાથ પકડીને કહ્યુંઃ "આમ ઉતાવળ કેમ કરો છો? કંઈ પણ પૂરાવો બતાવ્યા વગર આ છોકરીને હાથ લગાડવાનો તમને શો અધિકાર છે?"

"એ વાત પૂછવાનો તમને શો અધિકાર છે? હું તેનો પિતા છું. ઉષાને લઇ જવાનો મ્હને પ્રતિબંધ કરીને તમે સારૂં ફળ નહિ કાઢો! પાછળથી તમને પૂરેપૂરો પશ્ચાત્તાપ થશે."

"ઠીક છે. મ્હેં કંઇ કોઇની ચોરી કરી નથી. તમે મહેરબાની કરીને મ્હારા ઘરમાંથી બ્હાર જાઓ છો કે નહિ?"

"છોકરીને લઇ ગયા વગર હું જવાનો નથી."

નાયકના મનમાં કૃષ્ણકાન્ત સાથે તકરાર કરવાની ઇચ્છા નહોતી. તેનો સ્વભાવ ઘણો શાંત હતો. પરંતુ શાન્તિની પણ હદ હોય છે. કૃષ્ણકાન્તના વર્તનથી તે ગુસ્સે થઇ ગયો. તેણે કૃષ્ણકાન્તને એવો તો જોસથી ધક્કો માર્યો કે તે દ્વારની બહાર જઇને પડયો. નાયકે દ્વાર બંધ કરી દીધું. કૃષ્ણકાન્ત ત્યાંથી ગુપચૂપ ચાલ્યો ગયો. પોતાના સાથીદાર પાસે જઇને તેણે તેને મુંબઇ જવાની આજ્ઞા કરી. અને થોડા વિશ્વાસપાત્ર માણસો સહિત એક હોડી લઇને સત્વર પાછા ફરવાની તેને સૂચના કરી દીધી.

કૃષ્ણુકાન્ત વધારે તકરાર ન કરતાં ત્યાંથી ચાલ્યો ગયો. નાયક વિચારવા લાગ્યો કે જો તે ઉષાનો ખરો પિતા હશે તો રાત્રિએ આવીને કંઈ પણ તોફાન કર્યા વગર રહેશે નહિ. આથી નાયકે આખી રાત્રિ જાગરણ કર્યું પરંતુ કંઇ પણ નવાજૂની બનવા પામી નહિ.

બીજે દિવસે સંધ્યા સમયે ઉષા સમુદ્રકિનારાપર ફરતી હતી એટલામાં બંદરપરના મછવામાંથી એક મનુષ્ય તેની પાછળ પાછળ જવા લાગ્યો. ઉષાની નજીકમાં પહોંચતાંની સાથે જ પેલા બદમાશે તેના મ્હોંમાં ડૂચો ઘાલી દીધો અને તેને પોતાના મછવામાં લઇ ગયો. ત્યાર પછી તેણે તરત જ મછવો હંકારી દીધો. આ કામ એટલી તો ઝડપથી કરવામાં આવ્યું હતું કે બંદરપર કોઇ પણ મનુષ્યને આ બાબતની ખબર પડી નહિ. કેટલાક સમય પછી જ્યારે ઉષા શુદ્ધિમાં આવી ત્યારે તે પુનઃ હતાશ થઈ ગઇ. મછવાના એક ખૂણામાં બેઠી બેઠી તે વિચારમગ્ન થઇ ગઇ હતી. કૃષ્ણુકાન્ત તેની પાસે બેઠો બેઠો તેને આશ્વાસન આપવા લાગ્યો. પરંતુ તે તેની સાથે એક શબ્દ સુદ્ધાં બોલી નહિ.

રાત્રિનો સમય હતો, અખિલ વિશ્વપર નિશાદેવીએ અંધકારમય પડદો પાથરી દીધો હોવાથી, સમુદ્રમાં મુસાફરી કરતી હોડીમાંથી કિનારો કઈ બાજૂએ હતો તે જોઈ શકાતું નહોતું. પવન એટલા જોસથી ફુંકાતો હતો કે હોડી હમણાં ઉંધી વળી જશે, એવી ચિન્તા સૌને થવા લાગી હતી.

રમણિકે જે આગબોટમાં દિનકરને નોકર તરીકે રાખ્યો હતો તે આગબોટનું એન્જીન મુસાફરીમાં એકાએક તૂટી જવાથી તેને માર્ગમાં બે ત્રણ દિવસ સુધી રોકાઇ રહેવું પડયું હતું. આકસ્મિક રીતે પ્રસંગ એવો બન્યો કે આ આગબોટ અત્યારે આ મછવાથી થોડા અંતરે મુસાફરી કરતી હતી. આગબોટપરનો કપ્તાન અત્યારે પોતાની કેબિનમાં બેઠો બેઠો દુર્બિનથી ચોતરફ જોતો હતો એવામાં કૃષ્ણુકાન્તવાળો મછવો તેના જોવામાં આવ્યો. તેણે તરતજ પોતાના ખારવાઓનો આગબોટનો વેગ કમી કરવાની આજ્ઞા કરી અને એક ન્હાનો મછવો લઇને બે ત્રણ ખારવાઓને કૃષ્ણુકાન્તવાળા મછવા તરફ મોકલ્યા અને તે મછવાપરના મનુષ્યોને આગબોટ પર લઈ આવવાની તેમને સૂચના કરી દીધી.

અલ્પ સમયમાં કપ્તાનની આજ્ઞા પ્રમાણે તેના ખારવાઓ મછવો

લઈને રવાના થઈ ગયા અને કૃષ્ણકાન્તવાળા મછવા પાસે જઈ પહોંચ્યા. તેમણે કૃષ્ણકાન્ત, ઉષા વગેરેને પોતાના મછવાપર લઇ લીધાં અને ત્યારપછી મછવો આગબોટ પાસે લઇ ગયા. તેમને સર્વને આગબોટપર લઇ લેવામાં આવ્યાં. આગબોટ પુનઃ ઝડપથી ચાલવા લાગી.

કૃષ્ણકાન્તે આગબોટપર આવ્યા પછી ઉષાને પોતાના બે સાથીદારોને સ્વાધીન કરી અને પોતે કપ્તાન પાસે ચાલ્યો ગયો. પોતાને મદદ કરવા બદલ કપ્તાનને તેણે સારી રકમ બક્ષીસ તરીકે આપી. અને મુંબઇ થોડે દૂર રહે, એટલે સુધી પાછા પહોંચાડી જવા બદલ બીજી સારી રકમ આપવાની લાલચ તેને બતાવી. કપ્તાન પણ પૈસાનો લાલચુ હતો. તેણે કૃષ્ણકાન્તની વિનંતી સ્વીકારી. ખારવાઓને હુકૂમ થયો એટલે આગબોટ પાછી ફરી.

દિનકરને આ આગબોટમાં નોકરીમાં રખાવવાનું કામ રમણિકે કર્યું હોવાથી, દિનકર આ આગબોટમાં હશે, એવી કૃષ્ણકાન્તની કલ્પના સુદ્ધાં પણ નહોતી. તેમ જ સુભાગ્યે રમણિક આ સમયે અહિં કૃષ્ણકાન્ત સાથે હાજર પણ નહોતો એટલે દિનકર સંબંધી કંઈ પણ ભય રાખવાનું કૃષ્ણકાન્તને પ્રયોજન જ નહોતું. બુદ્ધિપ્રસાદની હિલચાલપર સખ્ત દેખરેખ રાખવા માટે કૃષ્ણકાન્તે રમણિકને મુંબઈમાંજ રહેવાની સૂચના કરી હતી.

કૃષ્ણકાન્તની આજ્ઞા પ્રમાણે તેના સાથીદારો ઉષાને લઇને એક કેબિનમાં ચાલ્યા ગયા. પરંતુ દિનકરે આ હિલચાલ જોઇ લીધી હતી. તેણે ઉષાને ઓળખી લીધી. દિનકર ઉષા સાથે આમ આકસ્મિક મેળાપ થવાથી પોતાના મનમાં આનંદ પામ્યો. પરંતુ તેણે તે આનંદ મહા મુશિબતથી શમાવી દીધો. પોતાના સાથીદારને સહજ ઉતાવળે સ્વરે બૂમ પાડીને તેણે બોલાવ્યો અને પોતે અહિં છે એવી ઉષાને માર્મિક સૂચના કરી દીધી.

બાજૂની કેબિન પાસેથી સંભળાયલો ચિરપરિચિત સ્વર ઉષા તરતજ ઓળખી ગઇ. હવે કોઇ પણ રીતે પોતાનો છૂટકારો થશે જ એવી તેની ખાત્રી થઇ. દિનકરના મેળાપની તે માર્ગપ્રતીક્ષા કરવા લાગી. પરંતુ તે અહિં ક્યાંથી આવ્યો હશે, એ સંબંધી ઘણા વિચારો કરવા છતાં પણ તે કંઇ સ્હમજી શકી નહિ.

કૃષ્ણકાન્તના સાથીદારો આખા દિવસના શ્રમથી કંટાળેલા હતા. હવે ઉષા ક્યાંઇ પણ છટકી શકશે નહિ, એવી તેમની દૃઢ ખાત્રી હો-

વાથી તેઓ શાન્ત નિદ્રાનો ઉપભોગ લેવા લાગ્યા. ઉષા પણ બાજૂમાં સૂતી હતી. આજની રાત્રિએ તેણે આંખનું મટકું સુદ્ધાં માર્યું નહોતું.

લગભગ બાર વાગવાના સુમારે ઉષાએ પોતાની કેબિનના દ્વાર પાસે બે ચપટીઓ વાગતી સાંભળી. તે ધીમેથી બેઠી થઇ. પેલા બદમાશો હજી પણ ઘોરતા હતા. તેણે ધીમે રહીને બારણું ઉઘાડયું અને બહાર નીકળીને કેબિનનું દ્વાર બહારથી બંધ કર્યું.

દિનકર બહાર ઉભો જ હતો. ઉષા તેને ભેટી પડી અને તેના પ્રત્યે કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિ ફેંકતી બોલી: " પ્રિયતમ, દિનકર, વ્હાલા ! " ઉષા આગળ બોલી શકી નહિ. તેના નેત્રદ્વયમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં.

" ઉષા ! પ્રાણપ્રિય ઉષા ! " દિનકર બોલવા લાગ્યો: " હવે મ્હારા વિષેનો સંશય ત્હારા અંતરમાંથી દૂર થયોને ? મ્હારો અને ત્હારો વિયોગ થાય તો જ ત્હને સત્વર પકડી શકાય, એટલા માટે જ આપણને વિખૂટા પાડવાનું કારસ્થાન માયાએ રચ્યું હતું. ત્હને બદમાશો પકડીને લઇ ગયા અને તું સમુદ્રમાં પડી ત્યારપછી મ્હેં ત્હારી શોધ માટે બહુ પ્રયત્નો કર્યા. પરંતુ છેવટે બદમાશોએ મ્હને પણ ફસાવ્યો. આ આગબોટમાં રસોઇયા તરીકે મ્હને નોકર રાખી જનાર પણ એ દુષ્ટો જ છે. ઉષા ! ત્હારા પ્રત્યે મ્હારો પ્રેમ હજુ જેવોને તેવો જ છે. "

" હેં ? " આશ્ચર્ય પામતી ઉષા બોલી: " તમે અહિં રસોઇયાનું કામ કરો છો ? "

" હા; પરંતુ હું અહિં ગાંડાનો 'પાર્ટ' ભજવું છું. "

" તેનું કારણ ? "

" કારણ એ જ કે એમ કરવાથી અહિંથી ન્હાસી છૂટાય ! "

ઉષા દિનકરની સમયસૂચકતા માટે પોતાના મનમાં તેને ધન્યવાદ આપવા લાગી. તેના માટે તેના હૃદયમાં આદરબુદ્ધિ ઉપજી. તેના અત્યારસુધીના ઉપકારનું સ્મરણ થતાં તે એક શબ્દ પણ બોલી શકી નહિ.

" ઉષા ! " દિનકર બોલ્યો.

" શી આજ્ઞા છે, નાથ ! " ઉષા દિનકર પ્રત્યે તાકી રહી.

" તું માત્ર બે ત્રણ મિનિટ પર્યંત આહં ઉભી રહે. હું હમણાં જ પાછો આવું છું. " એટલું કહીને દિનકર ત્યાંથી ચાલ્યો ગયો.

બે ત્રણ મિનિટમાં જ દિનકર પાછો આવ્યો. પરંતુ તેને પો-

તાની પાસે આવતો જોઇને ઉષા કંપી ઉઠી. દિનકરે તેને ચૂપ રહેવાનો નેત્રસંકેત કર્યો.

દિનકર પાસે આવી પહોંચ્યો એટલે ઉષા બોલી ! આ કપડાં તમારી પાસે ક્યાંથી ?"

"એ બધો ખુલાસો પછી કરીશ. હમણાં તો ગુપચૂપ મ્હારી સાથે ચાલ."

ઉષા અને દિનકર ત્યાંથી ચાલતાં થયાં. થોડી જ વારમાં આગબોટ એકાએક ઉભી રહી. ઉષા અને દિનકર નીચે આવ્યાં. તેઓ એક મછવામાં બેઠાં. ખારવાઓએ મછવો ઝપાટાબંધ હંકારવા માંડ્યો. આગબોટ ત્યાંથી પાછી વળી.

પ્રાતઃકાળે આગબોટપરના હમાલ લોકો બધી કેબિનો સાફ કરવા ગયા. જે કેબિનમાં દિનકર રહેતો હતો તે કેબિનમાં જઇને એક હમાલે જોયું તો ત્યાં એક ખૂણામાં કોઈ મનુષ્ય પડ્યો હતો. તેના હાથ પગ બાંધી દેવામાં આવ્યા હતા, તેમ જ તેના મ્હોંમાં લૂગડાનો ડૂચો હતો.

પેલો હમાલ ગભરાયો. તે કપ્તાન પાસે દોડી ગયો અને તેને આ હકીકત કહી સંભળાવી. કપ્તાન આવીને જૂએ છે તો ગઈ રાત્રે મુંબઇના કિનારે પહોંચાડવા બદલ પોતાને સારી રકમ બક્ષિસ તરીકે આપનાર મનુષ્યજ હતો. કપ્તાન બહુજ દિલગીર થયો. પરંતુ તેથી શું વળે ?

પ્રિય પાઠક ! ઉષાને સહિસલામતરીતે શી રીતે લઇ જવી તે સંબંધી વિચાર કરતો દિનકર કપ્તાનની કેબિન પાસે થઇને જતો હતો તેવામાં તેણે કપ્તાન અને કૃષ્ણકાન્ત વચ્ચેની વાતચિત સાંભળી હતી. કૃષ્ણકાન્તની રાહ જોતો તે નજીકમાંજ ગુપ્ત રીતે સંતાઇ રહ્યો હતો. કેટલીકવાર પછી કૃષ્ણકાન્ત પોતાની કેબિનમાં જવા સારૂ નીકળ્યો. દિનકરે પાછળથી કૃષ્ણકાન્તને પકડીને તેના મ્હોંમાં ડૂચો ઘાલી દીધો અને તેને પકડીને પોતાની ઓરડીમાં લઇ ગયો. ત્યાં તેના હાથ પગ દોરડાંથી બાંધીને તેણે તેનાં કપડાં કાઢી લીધાં હતાં. તે જ કપડાં પોતે પહેરી લીધાં અને ત્યારપછી તે વેષાંતરની સહાયથી ઉષાને લઇને આગબોટમાંથી પલાયન કરી ગયો હતો. કપ્તાને કૃષ્ણકાન્તને નજીકના એક બંદર પાસે પહોંચ્યા પછી મુંબઇ જતી બીજી આગબોટમાં રવાના કર્યો.

# પ્રકરણ ૧૫ મું.

## પુનઃ સંકટમાં.

પ્રભુતા પ્રભુની કોદિ, માનવી ન કળી શકે;
મૃત્યુના મુખમાંથી તે, કૃપાળુ છોડવી શકે.

'ઉષા સુખરૂપ છે અને તેને લઇને હું આવું છું' એવી મતલબનો દિનકરનો તાર આવવાથી આજે બુદ્ધિપ્રસાદના આનંદનો અવધિ જ થયો હતો. ઉષા ગુમ થવાથી બુદ્ધિપ્રસાદ જેવો ધૈર્યશીલ મનુષ્ય પણ હિંમત હારી ગયો હતો. દીર્ઘ સમયે પણ અનાયાસે આ શુભ વધામણી મળવાથી, બુદ્ધિપ્રસાદને હર્ષોતિરેક થયા વગર રહ્યો નહિ. ખુરસીપર બેઠો બેઠો તે ઉષા સંબંધી વિચારમાં લીન થઇ ગયો. થોડીવાર પછી તેણે લીલાને પોતાની પાસે બોલાવી અને તારની હકીકત કહી સંભળાવી. લીલા તો 'ઉષા હવે અલ્પ સમયમાંજ આવી પહોંચશે,' એમ વિચારતાં આનંદથી કૂદવા લાગી. તેના નયનદ્વયમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. "ઉષા ! મ્હારી પ્રાણપ્રિય સખી !" એમ બોલતી બોલતી તે દિવાનખાનામાં ફરવા લાગી. તે ઉષાના દિવાનખાનામાં દોડી ગઇ અને તેની તમામ વસ્તુઓ વ્યવસ્થાપુરઃસર ગોઠવવા લાગી. બુદ્ધિપ્રસાદ લીલાની આ હિલચાલ જોઇને પોતાના મનમાં આનંદ પામવા લાગ્યો. લીલાના ઉષા પ્રત્યેના નિર્મળ પ્રેમ બદલ તેની દૃઢ પ્રતીત થઈ ગઇ.

છેલ્લા બે ત્રણ દિવસ થયાં દિનકર તેને મળ્યો નહોતો તેમ જ તેનો 'ટેલિફોન' પણ આવ્યો નહોતો. આ કારણથી દિનકર પણ શત્રુઓના હાથમાં સપડાઇ ગયો હોવો જોઇએ, એવી બુદ્ધિપ્રસાદને શંકા થઇ હતી. વળી દિનકરની સહાય વગર પોતે એકલો કંઇ પણ કરી શકે તેમ નહોતું, એ વાત પણ તે સારી રીતે સ્હમજતો હતો. આજે દિનકરનો તાર વાંચીને તે આનંદ પામ્યો. પોતાના કરતાં પણ દિનકર ઉષાને શોધી કાઢવા માટે બહુ મથે છે એ જોઇને બુદ્ધિપ્રસાદના મનમાં તેના માટે આદર ઉપજ્યો. તેણે પોતાના ખિસ્સામાંથી તે તાર કાઢ્યો અને પુનઃ વાંચ્યો. ઉષાને લઇને દિનકર ક્યારે અહિં આવી પહોંચે, એમ જ તેના મનમાં થઈ રહ્યું હતું. દિનકર આવીને પોતાને ક્યારે બધી હકીકત વિસ્તારપૂર્વક કહી સંભળાવે, એવી તેના મનમાં તલપાપડ થઇ રહી હતી. તે ખુરસીપરથી ઉઠયો. અને દિવાનખાનાના

દ્વારમાં જઇને ઉભો. તેણે એકવાર ચોમેર દૃષ્ટિપાત કર્યો તો સ્હામેના મકાનમાંથી કોઇ મનુષ્ય દુર્બિનથી પોતાની હિલચાલપર બારિકરીતે તપાસ ચલાવી રહ્યો છે, એમ તેના જોવામાં આવ્યું. બુદ્ધિપ્રસાદે દાંત કચકચાવ્યા. તે સ્વગત બોલ્યોઃ "જો, ત્હારી આંખો ફૂટી જાય ત્યાં સુધી જોયાં કર! હું જે રહસ્ય ગુપ્ત રાખવાની આટલી મહેનત કરી રહ્યો છું તે તું કદિ પણ જોઇ શકનાર નથી!"

એટલામાં બુદ્ધિપ્રસાદના મનમાં એક કલ્પના ઉદ્ભવી. તે તરતજ 'ટેલિફોન' પાસે દોડી ગયો. 'ટેલીફોન'ની ઘંટડી વગાડીને નળી કાનપર મૂકીને પ્રત્યુત્તરની રાહ જોતો તે ઉભો રહ્યો.

"કોણ છે?" કેટલીક વાર પછી પ્રત્યુત્તર મળ્યો.

"હું બુદ્ધિપ્રસાદ! તમે કોણ? માયા કે?"

"હા; કોણ બુદ્ધિપ્રસાદ! ઉષાનો કંઇ પત્તો લાગ્યો કે?" માયા બોલી.

"હા; ઉષાનો પત્તો લાગ્યો છે. દિનકર અને ઉષા અલ્પ સમયમાં જ અત્રે આવી પહોંચશે."

પાઠક! 'ટેલિફોન'માં વાત કરનાર વ્યક્તિઓ જો પરસ્પરના મ્હોં જોઇ શકે તેમ હોત તો ઉષાના આગમનના ખબર સાંભળીને માયાનું મ્હોં કેવું ઉતરી ગયું હતું તે બુદ્ધિપ્રસાદ જોઇ શકત!

"વાહ, વાહ! બહુ જ આનંદની વાત! બુદ્ધિપ્રસાદ! હવે મ્હને નિરાંત વળી! દિનકર અને ઉષાનો મેળાપ કેવી રીતે થયો, આટલા દિવસ સુધી ઉષા કયાં હતી, વગેરે હકીકત મ્હને સવિસ્તરરીતે કહી સંભળાવશો કે? હું તમારી પાસે આવું તો?"

"અત્યારે મ્હારી પાસે આવવા કરતાં સ્હવારે જ આવજો! અત્યારે તો મ્હેં તમને કહી એટલી જ હકીકત માત્ર દિનકરના તારથી હું જાણી શકયો છું. આવતી કાલે એ બધી હકીકત ઉષાનાજ મ્હોંથી આપણે બધાં સાંભળશું."

"વારૂ! ઉષા ઘેર આવે કે તરત જ મ્હને 'ટેલિફોન' કરજો. તે કઇ ગાડીમાં આવનાર છે?"

"તારમાં એ સંબંધી કંઈ પણ જણાવેલું નથી." એટલું કહીને બુદ્ધિપ્રસાદે 'સાહેબજી' કહીને 'ટેલિફોન'નો સંબંધ છોડી નાંખ્યો. દિવાનખાનામાં આવીને તે પોતાના કામે લાગ્યો.

આ બાજૂ માયાના મનમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. મહા

મુશ્કેલીએ હાથમાં આવેલો શિકાર છટકી ગયો, અને તે પણ ખુદ કૃષ્ણકાન્તના હાથમાંથી ! માયાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એટલામાં માયાના નામનો એક તાર આવ્યો. તારમાંની સાંકેતિક સૂચના વાંચીને માયા તદનુસાર વ્યવસ્થા કરવાના કામમાં લાગી.

પેલી આગબોટમાંથી બંદરપર ઉતર્યા પછી કૃષ્ણકાન્ત હવે શું કરવું તેના વિચારમાં પડી ગયો. દિનકર પોતાનું ખરૂં સ્વરૂપ જોઇ ગયો હોવાથી, હવે મુંબઇમાં બેધડક રીતે હરીફરી શકાશે નહિ એવી તેની ખાત્રી થઇ ગઇ. તેણે કોઇ પણ ઉપાયે પ્રથમ તો દિનકરનો જ ઘાટ ઘડવાનું પોતાનાં મનમાં નક્કી કર્યું. કિનારે ઉતર્યા પછી ઉષા અને દિનકર ટ્રેન માર્ગે થઇનેજ મુંબઇ જવાનો સંભવ છે એમ વિચારીને તેમને તે વખતે કઇ ગાડી મળવાનો સંભવ હતો, તે સંબંધી તેણે વિચાર કર્યો. અને પછી તરતજ માયાને તાર કર્યો હતો.

કૃષ્ણકાન્તની અટકળ સાચી જ હતી. કિનારાપર ઉતર્યા પછી ઉષા અને દિનકર નજીકના રેલ્વે સ્ટેશન પાસે આવી પહોંચ્યાં. પોતાના ખિસ્સામાં હાથ પડતાંની સાથે જ દિનકર ખિન્ન સ્વરે બોલ્યોઃ " ઉષા ! અહિં આવવાની આપણને જરૂર જ નહોતી. ટીકીટ કઢાવવાના પણ મ્હારી પાસે પૈસા નથી. આપણે વિકટોરીઆ ભાડે કરીને ઘેર જઇએ તો જ વધુ સારૂં. મોડું તો થશે પરંતુ બીજો ઉપાય જ નથી. "

ઉષાએ પોતાના હાથમાંની સુવર્ણ મુદ્રા કાઢીને દિનકરના હાથમાં મૂકી અને બોલીઃ " મૂંઝાવાની જરૂર નથી. આ મુદ્રાનો ઉપયોગ કરી નાખો ! "

દિનકર મુદ્રા વેચવાની આનાકાની કરવા લાગ્યો એટલે ઉષા બોલીઃ " એમાં હરકત શી છે ? હમણાં કોઇ દુકાનદાર પાસે ગીરો મૂકીને પૈસા લઇએ. ઘેર પહોંચ્યા પછી બુદ્ધિપ્રસાદ પૈસા આપીને તે પાછી લઇ આવશે. "

દિનકર ઉષા પ્રત્યે પ્રેમપૂર્ણ દૃષ્ટિ ફેંકતો ઉભો હતો. તેણે પોતાના મનમાં ઇશ્વરનો આભાર માન્યો તેણે ઉષાની સૂચના પ્રમાણે વ્યવસ્થા કરી લીધી. ગાડીને આવવાને હજી વિલંબ હતો. અને તેથી તેણે બુદ્ધિપ્રસાદને તાર કરી દીધો. ત્યારબાદ ગાડી આવી પહોંચી એટલે બન્ને જણાં રવાના થયાં. માયા અને રમણિક પણ બરાબર આજ સમયે એક લોકલ ગાડીમાં બેઠાં. આ બન્ને ગાડીઓ એક સ્ટેશને ભેગી થઈ. ઉષા અને દિનકર જે ડબ્બામાં બેઠાં હતાં તે જ

ડબ્બા ભણી દિનકરે રમણિક અને માયાને આવતાં દીઠાં. તેણે તરત જ ઉષાનો હાથ સહજ દાબ્યો અને બોલ્યો: "ઉષા ! સાવધ થા ! પાપીઓની પ્રપંચજાળ હજી પણ ચાલુ જ છે. જો, માયા આ ડબ્બા તરફ આવતી જણાય છે. તેમનો પ્રપંચ તોડી પાડવા માટે આપણે તૈયાર જ રહેવાનું છે. ત્હારી પાસે આવતાંની સાથે જ તે ત્હને પ્રેમપૂર્વક ભેટી પડશે. તેને સહજ પણ શંકા ન આવે તેમ પ્રથમના જેવુંજ વર્તન રાખજે ! "

" પણ તમારા માટે તેણે મ્હારા મનમાં ગેરસમજ ઉપજાવી હતી ને ? એ વાત મ્હારાથી કેમ ભૂલાશે ? "

" એ વાત જ સંભારીશ નહિ ! હુશિઆર ! જો તે આવી પહોંચી. " એટલું બોલીને દિનકર ચૂપ રહ્યો.

માયા તે ડબ્બામાં આવી. ઉષા નજરે પડતાંની સાથે જ તે તેને પ્રેમપૂર્વક ચુંબન કરતાં બોલી: " અહાહા ! બેટા ઉષા ! ઇશ્વર-કૃપાથી ત્હારો પુનઃ મેળાપ થઇ શક્યો છે. ત્હારા માથે શું શું વિતક વીત્યાં તે બધું મ્હને કહી ઝટ કહી સંભળાવ એટલે મ્હારા જીવને શાન્તિ થાય ! આટલા સંકટમાંથી તું બચવા પામી એ તો ત્હારો પુનર્જન્મ જ ગણી શકાય ! ત્હેં સમુદ્રમાં પડતું મૂક્યું હતું એ વાત સાંભળતાંની સાથે જ હું તો બેશુદ્ધ જ થઇ ગઈ હતી. પુનઃ ત્હારો મેળાપ થશે એવી મ્હને આશા જ નહોતી. ત્હારા વિયોગને લીધે હું અહર્નિશ ચિન્તાતુર રહેતી હતી. " એટલું બોલીને જાણે કે દિનકરને પોતે હમણાં જ જોતી હોય તેવો ડોળ કરીને, તેને ઉદ્દેશીને માયા બોલવા લાગી: અરે પ્રભુ, દિનકર, તમે પણ ઉષાની સાથે જ હતા કે ? વારૂ પણ તમે આવો પોષાક કેમ પહેર્યો છે ? ઉષા ગુમ થઇ ત્યાર પછી થોડા જ સમય બાદ તમે પણ અદશ્ય થયા હતા ! ઉષા સાથે તમારો મેળાપ કેવી રીતે થયો ? તમે જ ઉષાને સંકટમાંથી છોડાવી હશે ! જો તેમ જ હોય તો તો વર્તમાનપત્રામાં તે બદલ તમારી પ્રશંસા થવાની જરૂર છે ! વારૂ, શું શું થયું તે તમે બન્ને જણાં મ્હને કહેશો કે ?

વાચક ! માયાની બોલવાની સફાઇ જોઇને દિનકર અને ઉષાએ પોતાના મનમાં જ તેના વાકચાતુર્યની તારિફ કરી હશે ! પરંતુ પાસે બેઠેલી માયાના શરીરનો સ્પર્શ થતાંની સાથે જ ઉષા કંપી ઉઠયા વગર રહી શકી નહિ.

ઉષાએ આજે પણ માયાની સાથે પૂર્વના જેવું જ વર્તન ચલાવ્યું. માત્ર કૃષ્ણકાન્તના નામનો ઉલ્લેખ ન કરતાં તેણે બાકીની તમામ હકીકત માયાને કહી સંભળાવી.

ગાડી દોડી જતી હતી અને ઉષા પોતાની વાત માયાને કહી સંભળાવતી હતી. પરંતુ એટલામાં એકાએક ગાડીને અકસ્માત્ થયો. ગાડીનું એન્જીન તૂટી ગયું. કેટલા યે ડબ્બા પાટાપરથી નીચે જમીન પર સરી પડયા. ઉષા, માયા અને દિનકર એ બધાં જે ડબ્બામાં બેઠાં હતાં તે ડબ્બો પણ ઉંધો પડી ગયો. તે ત્રણે જણાં બેશુદ્ધ થઇ થઇ ગયાં. ડબ્બામાંના ઉતારૂઓની બૂમાબૂમ સંભળાવા લાગી. સ્ટેશન અહિંથી માત્ર પચીસ કદમ દૂર હતું.

રમણિક આ ડબ્બાના એક ખૂણામાં લપાઇને બેઠો હતો. તેને બહુ ભયંકર ઇજા થવા પામી નહિ. તે પોતાની જગ્યાએથી ઉઠયો અને ઝટ ઝટ માયા પાસે આવી પહોંચ્યો. ત્રણે જણાં બેશુદ્ધ થઇ ગયાં હતાં; પરંતુ કોઇને જખમ થયો નહોતો એવી રમણિકની ખાત્રી થઇ. માયા અને દિનકરની વ્યવસ્થા ઇતર ઉતારૂઓના જેવી જ થશે, એમ વિચારીને, રમણિકે તરત જ ઉષાને ઉંચકી લીધી અને તેને પોતાની ખાંધ પર લઇને ડબ્બાનું બારણું ઉઘાડીને તે ત્યાંથી ચાલતો થયો. અકસ્માતને લીધે તમામ ઉતારૂઓ પોતપોતાનાં આપ્તજનોની સારવાર કરતાં હોવાથી, રમણિકને સ્ટેશનના પ્લાટફોર્મ બહાર નીકળી જવામાં હરકત પડી નહિ. તે ઉષાને ફસાવવા માટે જ આમ પકડીને લઇ જતો હશે, એવી કોઇને પણ શંકા આવી નહિ. રેલ્વે નોકરો ઉતારૂઓની યોગ્ય વ્યવસ્થા કરવા માટે ટ્રેન પાસે દોડી આવ્યા હોવાથી, સ્ટેશનમાં ટીકીટ કલેકટરો વગેરે કોઇ જ નહોતું.

જે સ્ટેશનને અકસ્માત્ થયો તેની આગળના સ્ટેશને ગાડી આવી પહોંચે એટલે ઉષા અને દિનકરને પોલિસના તાબામાં પકડવાની રમણિકે અગાઉથી વ્યવસ્થા કરી રાખી હતી. તેના મનમાં એમ હતું કે દિનકર ઉષાને ન્હસાડી જાય છે, અને ઉષા પણ પોતાના માતપિતાની ઇચ્છા વિરૂદ્ધ આ લુચ્ચા મનુષ્ય સાથે પ્રેમમાં પડી છે, એવું પોલિસને જણાવીને, તેઓ બન્નેને પકડાવવાં અને પછી ઉષાને બીજાં બનાવટી માબાપના હાથમાં સોંપાવવી. પરંતુ તે વ્યવસ્થા અમલમાં મૂકાયા પહેલાં ગાડીને અકસ્માત્ થયો. બદમાશ રમાણકે આ અકસ્માતનો લાભ લીધો. તેની પ્રથમની વ્યવસ્થા એમની એમ રહી.

ઉષાને ખાંધ પર નાખીને રમણિકે લગભગ અર્ધા માઇલ સુધી

ચાલ્યા કર્યું. ત્યાર પછી તે એક મ્હોટા રસ્તા પાસે આવી પહોંચ્યો એટલે એક ગાડું ત્યાં થઇને જતું તેના જોવામાં આવ્યું. ગાડાવાળા ખેડૂતે ખાંધપર છોકરીને ઉંચકીને ઉભેલા રમણિકને જોઇને ગાડી ઉભી રાખીને કહ્યું. " કેમ શેઠજી! શી ગરબડ છે ?"

" અરે ભાઇ ! શું વાત કહું ?" રમણિક બોલવા લાગ્યો: " આજે ગાડીને અકસ્માત્ થવાથી મ્હારી દીકરી બેશુદ્ધ થઇ ગઇ છે. અહિંથી નજીકના કોઇ ગામડામાં લઇ જઈને તેને કંઇ ઔષધોપચાર કરવાની જરૂર છે. ગામ અહિંથી કેટલું દૂર હશે ?"

" એકાદ કોશ હશે ?" ગાડીવાળો બોલ્યો.

" તમારૂં ગાડું ભાડે કરવાનો વિચાર છે. અમને ગામ સુધી પહોંચાડી જશો ? ભાડું માગશો તે આપીશ."

" ના ભાઇ ! મ્હારે બહુ કામ છે. હું મ્હારૂં ગાડું ભાડે આપી શકું તેમ નથી."

" અરે ભલા માણસ ! મનુષ્યના જીવ કરતાં કામનું વધારે મહત્વ હોઇ શકે ? મ્હારી છોકરી હજુ બેશુદ્ધાવસ્થામાં છે. જો તેને વેળાસર ઔષધોપચાર કરવામાં નાહ આવે તો તે બિચારી મરી જશે ! વારૂ, તમને ગામમાં આવવાનો વખત ન હોય તો તમારૂં ગાડું મ્હને આપો. હું મ્હારી દીકરીને ગામમાં મૂકી આવીને તમારૂં ગાડું તમારા ખેતરમાં આવીને તમને હમણાં જ સોંપી જાઉં છું. તમને મ્હારો વિશ્વાસ ન હોય તો લ્યો આ સો રૂપિઆ રાખો. હું ગાડું લઇને આવું ત્યારે તે મ્હને પાછા આપજો:" એમ કહીને રમણિકે ખેડૂતના હાથમાં રૂપિઆ સોની નોટ મૂકી. ખેડૂત નોટ પ્રત્યે જોઇ રહ્યો અને થોડીવાર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. તેને બેશુદ્ધ છોકરી માટે દયા આવવા લાગી. તે બોલ્યો: " ઠીક છે. તમે ગાડું લઇ જાઓ, પરંતુ તે લઇને પાછા સત્વર આવજો. જૂઓ, આ સ્હામેના ખેતરમાં મ્હારી ઝુંપડી છે. હું ત્યાં તમારી રાહ જોતો બેઠો છું." એટલું બોલીને ગાડાવાળો નીચે ઉતરી પડયો. રમણિકે ઉષાને ગાડામાં સૂવાડી અને પોતે ગાડાપર ચઢી બેઠો. ખેડૂત પોતાની ઝૂંપડી તરફ ચાલતો થયો.

રમણિક પેલા ગામમાં ગયો જ નહિ. આગળના સ્ટેશન પાસેના જંગલમાં તેના સાથીદારો તેની રાહ જોતા બેઠા હતા ત્યાં તે ગાડું હંકારી ગયો અને તમામ બદમાશો ત્યાં ભેગા થયા.

ઉષા જ્યારે શુદ્ધિમાં આવી અને તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં

ત્યારે તેને માલૂમ પડ્યું કે પોતે એક ઝૂંપડીમાં સૂતી હતી અને તેની આસપાસ કેટલાક અજાણ્યા માણસો બેઠાં હતાં. તે કંઇ બોલવા જતી હતી એટલામાં તેની દૃષ્ટિ રમણિકપર પડી. પોતે શત્રુના સપાટામાં પુનઃ ફસાઇ પડી હતી એવી ખાત્રી થતાંની સાથે જ તેણે આંખો મિંચી દીધી.

આ બાજૂ દિનકર જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે તે ઉષાને શોધવા લાગ્યો. પરંતુ તે ઉષાને ડબ્બામાં જોઇ શક્યો નહિ. થોડી જ વારમાં માયા પણ શુદ્ધિમાં આવી. તેણે પણ આમ તેમ નજર કર્યા પછી દિનકરને પૂછ્યું: " ઉષા ક્યાં ગઇ ? "

" તે અહિંઆં જણાતી નથી. " દિનકર ખિન્ન સ્વરે બોલ્યો:" તે મ્હારા પહેલાં શુદ્ધિમાં આવી હોવી જોઇએ અને ગભરાતી ગભરાતી ડબ્બામાંથી નીકળી હોવી જોઇએ. ચાલો, આપણે બહાર જઇને તેની શોધ કરીએ. "

દિનકર અને માયા ડબ્બાની બહાર આવ્યાં. માયાને એક બાજૂએ બેસવાની સૂચના કરીને તે ઉષાની શોધ કરવા લાગ્યો. પરંતુ તેને ઉષાનો પત્તો લાગ્યો નહિ. કદાચ આંચકો લાગવાથી તે ગાંડી તો થઈ નહિ ગઇ હોય, એવી કલ્પના કરીને દિનકરે જંગલમાં ઉષાની શોધ કરવાનો નિશ્ચય કર્યો. તે માયા પાસે આવીને ઉભો રહ્યો એટલે તે બોલી: " દિનકર! મ્હને એકાદ ઝુંપડીમાં લઇ જાઓ તો ઠીક. "

જો કે દિનકર માયાને ધિક્કારતો હતો તો પણ અત્યારે તેને એકલી મૂકીને ચાલ્યા જવું એ ઠીક ન કહેવાય, એમ વિચારીને તેણે તેનો હાથ પકડ્યો અને બન્ને જણાં ધીમે ધીમે જવા લાગ્યાં. માયાના ગળાપર વાગ્યું હતું તેમ જ તેના પગને પણ ઇજા થઇ હતી. તે લંગડાતી લંગડાતી ચાલતી હતી. ઉતારૂઓની ભીડમાં જ્યારે રમણિક ક્યાંઇ પણ જોવામાં આવ્યો નહિ ત્યારે તે ઉષાને લઇને ન્હાસી ગયો હોવો જોઈએ એવું અનુમાન માયાએ કર્યું. તે સહીસલામત રીતે દૂર નીકળી જઇ શકે એટલા માટે જ તે દિનકરને ખોટી કરવાના ઉદ્દેશથી, તેની સાથે ધીમે ધીમે ચાલતી હતી.

અલ્પસમયમાં જ માયા અને દિનકર એક ઝુંપડી પાસે આવી પહોંચ્યાં. તે ઝુંપડીમાં એક તરુણ સ્ત્રી બેઠી હતી. દિનકરે તેને રેલ્વે ટ્રેનના અકસ્માતની વાત સંક્ષિપ્તમાં કહી સંભળાવી અને

કોઇ તરૂણી અહિં થોડીવાર પહેલાં આવી હતી કે કેમ, તે બદલ પ્રશ્ન કર્યો. પરંતુ ત્યાં કોઇ પણ તરુણી આવી નહોતી એવો ઉત્તર તે તરુણીએ આપ્યો. માયાના ગળાપર વાગ્યું હોવાથી તેમાંથી લોહી નીકળતું હતું. પેલી તરુણી તરત જ એક પ્યાલામાં પાણી અને એક સફેદ કપડાનો કકડો લઇ આવી અને માયાનું ગળું ધોવા લાગી. એટલામાં તેનો બાપ ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો: "આ લોકોને પણ રેલ્વેના અકસ્માત્ વખતે જ ઇજા થઇ છે કે?"

"હા," તે તરૂણી બોલી: "બાપૂ! ગાડું ક્યાં છે?"

"એક આવી જ બીજી બેશુદ્ધ તરુણીને લઇને તેનો પિતા અહિંથી જતો હતો. સામા ગામમાં તેને પહોંચાડી આવવા માટે ગાડું મ્હેં તેને આપ્યું છે" ખેડૂત બોલ્યો.

ખેડૂતનું બોલવું સાંભળીને દિનકરની જિજ્ઞાસા વધી. તે બોલ્યો: તે છોકરીના અંગપર કેવાં કપડાં હતાં, તેમ જ તેનું સ્વરૂપ કેવું હતું તે કૃપા કરીને આપ મ્હને જણાવશો કે?"

ખેડૂતે તે તરુણીના પોષાક અને સ્વરૂપનું જે વર્ણન કર્યું તે ઉષાના સ્વરુપને તંતોતંત મળતું જ હતું. માયાને આ વાત રૂચી નહિ. પરંતુ તેણે કૃત્રિમ ખેદ દર્શાવ્યો.

"તમારી પાસે એકાદ ઘોડો હશે કે?" દિનકર અધીર સ્વરે બોલ્યો.

"હા; પણ આટલી બધી ઉતાવળ કરવાની જરૂર શી છે?"

"કૃપા કરીને મ્હને ઘોડો આપો! તે છોકરીને લઇ જનાર મનુષ્ય તેનો ખરો બાપ નથી, પરંતુ તે એક ભયંકર માનવરાક્ષસ છે. તમારા ગાડાની મદદથી તે દુષ્ટ બદમાશ બિચારી ગરીબ છોકરીને લઇ ગયો! મ્હારે તેને સત્વર છોડાવવી જોઇએ!"

"અરે ભગવાન!" પેલો ખેડૂત બોલવા લાગ્યો: "ત્યારે તો એ લુચ્ચાએ મ્હને પણ ફસાવ્યો! હં, પણ તમને યે હું ક્યાં ઓળખું છું? તમે સાચું બોલો છો એમ મ્હારે શા ઉપરથી માનવું?"

"હું મુંબઇમાં દરરોજ સ્હવારે પ્રસિદ્ધ થતા "ગુર્જર" નામના વર્તમાનપત્રની ઑફિસમાં બાતમીદારનું કામ કરૂં છું. મ્હારૂં નામ દિનકર!"

"એમ?" ખેડૂત બોલ્યો: 'ગુર્જર' પત્રના અધિપતિ સાહેબ મ્હારા શેઠ છે. લ્યો. હું તમને હમણાં જ મ્હારો ઘોડો આપું છું. તમે મુંબઇ જઈને ઘોડો તમારા શેઠને જ સોંપી દેજો. તે ઘો-

ડાને માણુસ સાથે અહિં પહોંચતો કરી આપશે."

ખેડૂત ઘોડો લેવા ચાલ્યો ગયો એટલે માયા ખિન્ન સ્વરે બોલી: "દિનકર ! તમારા ગયા પછી મ્હારૂં શું થશે? મ્હને ઘર સુધી કોણુ પહોંચાડી જશે ?"

"અત્યારે કંઈ-તમને અરણ્યમાં રખડતાં મૂકીને હું જતો નથી !" દિનકર બોલવા લાગ્યો: "હાલ તમે આ ઝુંપડીમાં રહો. આ ભલો ખેડૂત તમને તમારા ઘર સુધી પહોંચતાં કરી જશે. હવે હું તમારી સાથે રોકાઇ શકું તેમ નથી."

અલ્પ સમયમાં જ ખેડૂત ઘોડો તૈયાર કરીને લઇ આવ્યો એટલે દિનકરે પેલો બદમાશ કયે રસ્ને થઇને ગયો હતો, એ સંબંધી પૂછપરછ કરીને તે રસ્તે ઘોડો દોડાવી મૂકયો. પોતે એકલો છે, કંઇ હથિઆર વગેરે પોતાની પાસે નથી, એવા એવા કંઈ પણુ વિચારો દિનકરના હૃદયમાં ઉપસ્થિત થયા જ નહિ. અત્યારે તેનું હૃદય ઉષા પ્રત્યે એક સરખું ખેંચાતુ હતું.

ગાડાનો સગડ લેતો લેતો દિનકર એક ઝુંપડી પાસે આવી પહોંચ્યો. ઝુંપડીની પાછળના ભાગમાં ગાડું છોડેલું જોઇને તે ઝુંપડી તરફ વળ્યો. ઘોડાના ડાબલા સાંભળીને બે બદમાશો ઝુંપડીના દ્વારમાં આવીને જોવા લાગ્યા. દિનકર ત્યાં આવીને ઘોડાપરથી ઉતરી પડયો. તરત જ પેલા બે બદમાશોએ દિનકરને પકડી લીધો અને તેના હાથ પગ બાંધીને તેને ઝુંપડીમાં લઇ ગયા. દિનકરને પોતાના પંઝામાં પુનઃ સપડાયલો જોઇને રમણિક આનંદ પામતો બોલ્યો: "ઓહો ! બન્ને શિકાર સાથે જ પકડાયાને શું? બહુ ઉત્તમ થયું, આજનો દિવસ કંઇ અનુકૂળ જણાય છે!"

દિનકરે રમણિકને ઓળખી લીધો. તે તરત જ ઘૂરકી ઉઠયો: "હરામખોર! હું ત્હને સારી રીતે પિછાનું છું. લાગ આવશે ત્યારે હું ત્હારા પ્રાણુ લીધા વગર રહેનાર નથી."

દિનકરની મશ્કરી કરતો રમણિક સ્મિત કરતો બોલ્યો: "ખુશી થા બકબકાટ કર! માત્ર બોલવાથી કંઈ કોઇના પ્રાણુ હરી શકાતા નથી. તું મ્હને ઓળખે છે કે?"

"હા;" દિનકર બોલ્યો: "મ્હને ફસાવીને આગબોટમાં રસોઇયા તરીકે રખાવનારો જ તું કે બીજો કોઇ?"

"હા; હું જ. હવે ત્હારાં સો વર્ષ પૂરાં થયાં સ્હમજ! હવે જીવવાની આશા છોડી દે! પણુ ના, મ્હારા હાથથી ત્હારૂં ખૂન કરીને

મ્હારા શિરપર પાતક વ્હોરી લેવાની મ્હારી ઇચ્છા નથી. ત્હારા હાથ પગ બાંધીને હું ટ્રેનની સડકપર ત્હને મૂકી દઇશ, એટલે આગગાડીજ ત્હારો ભોગ લેશે, અને ત્હારી હત્યાનું પાપ પણ મ્હને લાગશે નહિ." પછી પોતાના સાથીદારો પ્રત્યે વળીને રમણિક બોલ્યો: "ચાલો આને ટ્રેનની સડકપર મૂકી આવો! હજી આપણે ઘણું કામ કરવાનું છે."

"હાય, હાય! મ્હારા વ્હાલા દિનકર!" ઉષા રૂદન કરતી બોલી: "મ્હારી ખાતર તમે તમારા પ્રાણને શા માટે ભયમાં નાખ્યા?"

"વ્હાલી! ઉષા! ત્હારા પ્રેમની ખાતર હું મ્હારા પ્રાણની પણ પરવા કરૂં તેમ નથી! ગભરાઇશ નહિ! આ બદમાશો મ્હારા પ્રાણ લેવાની શક્તિ બિલકુલ ધરાવતા નથી."

"હવે એ બધું હમણાં જણાશે!" રમણિક વચ્ચેજ બોલ્યો: "ઉષા! જો દિનકરને તું ચ્હાતી હોય, જો ત્હારે તેના પ્રાણ બચાવવા જ હોય તો માત્ર એક જ શરતે હું તેને જીવતો છોડી શકીશ! ત્હારા બાપે પેલી નવલખી પેટી ક્યાં મૂકી છે એટલું કહી દે એટલે હું આ દિનકરને છોડી દઇશ. અને પેટી મ્હારા હાથમાં આવશે એટલે ત્હને પણ છોડી દઇશ!"

"ઉષા!" દિનકર ઉષાને સાવધ કરવા માટે આગળ બોલવા જતો હતો એટલામાં રમણિકે તેનું મ્હોં દાબી દીધું અને ડોળા કાઢીને બોલ્યો: "ચૂપ રહે, બદમાશ!"

"તે પેટી તો બુદ્ધિપ્રસાદે સમુદ્રમાં ફેંકી દીધી!" ઉષા બોલી. ખરેખર, ઉષાને તે પેટી સંબંધી વિશેષ કંઇ પણ માહિતી નહોતી.

"એટલું તો હું પણ જાણું છું!" રમણિક બોલ્યો.

"ઉષા!" દિનકરે રમણિકનો હાથ પોતાના મ્હોંપરથી ખસેડીને કહ્યું: "મ્હારી ખાતર આ બદમાશને કંઇ પણ હકીકત કહીશ નહિ. આ બદમાશો પોતાનું વચન પાળે એવી સ્વપ્ને પણ કલ્પના કરતી નહિ."

"એમ કે?" રમણિક બોલ્યો: "ઠીક છે! ચાલો, ઉપાડી લ્યો આ લુચ્ચાને! હવે આગગાડી આવવાનો સમય થવા આવ્યો છે. ચાલો, ગાડીનો ભોગ આપીને ઋણ મુક્ત થાઓ!"

રમણિકના સાથીદારોએ ઉષાના હાથ પગ બાંધી દીધા અને તેના મ્હોંમાં કપડાંનો ડૂચો ઘાલી દીધો. રાત્રિનું ભયંકર અંધકાર ચોમેર પ્રવર્તી રહ્યું હોવાથી, પેલા બદમાશોએ ઝુંપડીમાં દીપક પ્રકટાવ્યો. ત્યાર પછી દિનકરને લઇને તેઓ રેલ્વે સડકના માર્ગ તરફ વળ્યા.

આ દુષ્ટો આજે પોતાના પ્રાણ લીધા વગર રહેનાર નથી, એવી દિનકરની દૃઢ ખાત્રી થઇ. તેને પોતાના પ્રાણની બિલકુલ દરકાર નહોતી, પરંતુ પોતાની પાછળ ઉષાની શી સ્થિતિ થશે, તેની તેને ચિન્તા થવા લાગી. ઉષાનું રક્ષણ કરવા સારૂ તે ઇશ્વરની અનન્ય ભાવે પ્રાર્થના કરવા લાગ્યો.

અલ્પ સમયમાં જ બદમાશો રેલ્વે સડક પાસે આવી પહોંચ્યા. એક ન્હાના નાળાંપર તેઓ ચઢી ગયા અને બન્ને પાટાની વચ્ચે દિનકરને સૂવાડીને તેઓ તેના શરીર ફરતાં દોરડાં બાંધવા લાગ્યા. એવામાં ત્યાં બે માણસો સહિત બુદ્ધિપ્રસાદ આકસ્મિક રીતે આવી ચઢ્યો. બુદ્ધિપ્રસાદને જોતાંની સાથે જ રમણિક ત્યાંથી ન્હાસી છૂટ્યો. રમણિકના બન્ને સાથીદારોને બુદ્ધિપ્રસાદે પોતાના માણસોની મદદથી પકડ્યા અને પછી તે દિનકર પાસે આવ્યો. દિનકર પોતાના મૃત્યુની રાહ જોતો રેલ્વે સડકપર પડ્યો હતો. બુદ્ધિપ્રસાદે ત્યાં જઇને તેને છૂટો કર્યો એટલે તે ઉભો થયો. તે બુદ્ધિપ્રસાદ પ્રત્યે કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો હતો એવામાં બુદ્ધિપ્રસાદે તેને ઉષાના સમાચાર પૂછ્યા. દિનકરે તેને સર્વ હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી. બુદ્ધિપ્રસાદ દોડતે પગે ઝુંપડી તરફ નાઠો.

આ બાજૂ ઉષાનું એવું બન્યું કે રમણિક અને તેના સાથીદારો દિનકરને લઇને ગયા પછી તેના મનમાં એક કલ્પના ઉદ્ભવી. તે ભોંયપર ધીમે ધીમે ખસતી ખસતી દીપક પાસે ગઇ અને તેના પર પોતાના હાથ ધર્યા. તરત જ હાથપરનાં દોરડાં સળગી ઉડ્યાં એટલે તે પોતાના હાથ જમીનપર ઘસવા લાગી. દોરડાં તૂટી ગયાં. હાથ છૂટા થયા એટલે મ્હોંમાંથી ડુચો કાઢી નાખ્યો અને ત્યાર પછી તેણે પોતાના પગનાં દોરડાં કાપી નાખ્યાં. પોતાનાં વસ્ત્રો સમારીને ઉષા ઝુંપડીના દ્વાર પાસે આવીને જૂએ છે તો તેણે બુદ્ધિપ્રસાદને પોતાની તરફ આવતો દીઠો. તે તેને પ્રેમપૂર્વક ભેટી પડી. બુદ્ધિપ્રસાદે પણ તેને ભગિનીપ્રેમથી પોતાની છાતી સરસી છાંપી. બન્નેનાં નેત્રદ્વયમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં.

એટલામાં દિનકરનું સ્મરણ થતાંની સાથે જ ઉષા કરૂણાજનક સ્વરે બોલી ઉઠી: "બુદ્ધિપ્રસાદ ! પ્રથમ દિનકરનું રક્ષણ કરો ! હમણાંજ તે રેલ્વે સડક નીચે કચડાઇ જશે !"

"તમે તદ્દન નિશ્ચિંત રહો ! દિનકરને મુક્ત કરીને જ હું તમારી પાસે આવ્યો છું." બુદ્ધિપ્રસાદ બોલ્યો.

એટલામાં દિનકર અને બુદ્ધિપ્રસાદના માણસો રમણિકના સાથીદારોને લઇને ત્યાં આવી પહોંચ્યા. દિનકરને સુખરૂપ જોઇને ઉષા આનંદ પામી. દિનકરના વદનપર આનંદની છટા વિલસી રહી. ઉષા અને દિનકર એ બન્નેની આનંદમય મુખમુદ્રા જોઇને બુદ્ધિપ્રસાદ સ્વગત બોલ્યો: "આ બન્નેનાં હૃદય હવે અનુરૂપ થઇ ગયાં છે. શેઠજીની સંકટરાત્રિ સમાપ્ત થતાંની સાથે જ–પરંતુ અદ્યાપિ પર્યંત હજી કારસ્થાનનો નાયક ક્યાં પકડાય છે !" એટલું વિચાર્યા પછી તે ઉષા અને દિનકર તરફ વળીને બોલ્યો: "ચાલો રેલ્વે સડકે થઇને જ આપણે સત્વર ઘેર જઇએ. ઇશ્વિર કૃપાથી જ આજે તમારા બન્નેના પ્રાણ બચવા પામ્યા છે."

"બુદ્ધિપ્રસાદ ! તમે આમ આકસ્મિક રીતે અહિં શી રીતે આવી ચઢ્યા ? દિનકર બોલ્યો,

રેલ્વે ટ્રેનના અકસ્માતની બાતમી મળતાંની સાથે હું પહેલી જ ટ્રેનમાં તમારી શોધ કરવા માટે નીકળી પડ્યો હતો. અને અકસ્માત જે સ્ટેશને થયો હતો. તેની આગળના સ્ટેશને ઉતરીને રેલ્વે સડકે થઈને જવા લાગ્યો. સડકપર થઇને હું જતો હતો તેવામાં બેત્રણ મનુષ્યો વાંકા વળીને કંઇક ખટપટ કરતા હોય એમ મ્હને જણાયું. ત્યાં જ કંઇ અકસ્માત થયો હોવો જોઇએ, એમ ધારીને હું ત્યાં આવ્યો અને ત્હને છોડાવી શક્યો.

દિનકરે બુદ્ધિપ્રસાદના બે માણસોમાંના એકને પેલા ભલા ખેડૂતનું ગાડું અને ઘોડો પહોંચાડી આવવા સારૂ મોકલી દીધો. અને બીજા મનુષ્યના તાબામાં પેલા બે બદમાશોને સોંપીને તેઓ બધાં સ્ટેશન તરફ જવા લાગ્યાં. સ્ટેશને પહોંચ્યા પછી પેલા બન્ને બદમાશો પોલિસને સ્વાધીન કરીને તેઓ સર્વ મુંબઇ જવા માટે ઉપડી ગયાં.

ઘેર પહોંચ્યા પછી ઉષા અને દિનકરે પોતાને માથે વીતેલાં વિતક બુદ્ધિપ્રસાદને વિસ્તારથી કહી સંભળાવ્યાં. બુદ્ધિપ્રસાદ તેમના બન્નેના ધૈર્ય અને સમયસૂચકતા બદલ તેમની પ્રશંસા કરવા લાગ્યો. લીલા તો આ બધું સાંભળીને બહુ જ ભય અને આશ્ચર્ય પામી.



# પ્રકરણ ૧૬ મું.

## કપટીઓની કપટલીલા.

**मृगमीन सज्जनानां तृणजल संतोषविहितवृत्तीनाम् ।**
**लुब्धकधीवरपिशुना निष्कारण वैरिणो जगति ॥**

भर्तृहरि.

ભાવાર્થઃ—જેમ પારધિ અને ઢીમર મૃગ અને માછલાના વિના કારણ વૈરી થાય છે તેમ દુર્જનો સજ્જનોના વિના કારણે વૈરી થાય છે.

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટના બની ગયા પછી લગભગ પંદરેક દિવસ સુધી કંઇ પણ નવાજૂની થઇ નહિ. દિનકર હમેશાં ઉષાને મળવા જતો હતો અને કલાકના કલાક તેની સાથે પ્રેમગોષ્ટિ ચલાવતો બેસી રહેતો હતો. હવે તેમનો ઉભયનો પ્રેમ ગુપ્ત રહ્યો નહોતો. બુદ્ધિપ્રસાદ પણ તેમનો બન્નેનો આવો નિઃસીમ પ્રેમ જોઇને પોતાના મનમાં આનંદ પામતો હતો.

માયા પણ વખતો વખત ઉષાને મળવા માટે આવતી હતી. પરંતુ ઉષા તેની સાથે એવું ખુબીભર્યું વર્તન ચલાવતી હતી કે તેના મનમાં પોતાના વિષે અવિશ્વાસ હશે, એવી કલ્પના સુદ્ધાં માયા કરી શકી નહિ. જો કે ઉષાના મનમાં તો માયા બદલ એટલો બધો ધિક્કાર ઉપજ્યો હતો કે તેને તેનું મ્હોં પણ જોવું ગમતું નહોતું. પરંતુ બુદ્ધિપ્રસાદ અને દિનકરના આગ્રહને લીધે જ તેને માયા સાથે પૂર્વની માફક વર્તવું પડતું હતું.

આ બાજૂ પેલી નવલખી પેટી કેમ મેળવવી તે માટે સોનેરી ટોળી પુનઃ વાટાઘાટ કરવા લાગી હતી. ઉષા અને દિનકરને પકડવા માટે અનેકાનેક યુક્તિઓ રચી પરંતુ એક પણ યુક્તિ સફળ ન થતાં ઉલટું પોતાનાં જ કેટલાક માણસો ગુમાવવાં પડ્યા હોવાથી, સોનેરી ટોળીએ હવે કંઇ નવી યુક્તિ શોધી કાઢવા માટે ખટપટ શરૂ કરવાનો વિચાર કર્યો. કેટલાક બદમાશોએ આ કારસ્થાન પડતું મૂકવાની સૂચના કરી. પરંતુ કૃષ્ણકાન્ત નિરાશ થઇને બેસી રહે તેવો કાયર નહોતો. આજસુધીમાં તેણે અતિ ભયંકર કારસ્થાનો પાર પાડ્યાં હતાં. તેણે પોતાની ટોળીના બદમાશોનો ઉત્સાહ પુનઃ સતેજ કર્યો અને સૌ પોતપોતાના કામે વળગ્યા.

નિત્યનિયમ પ્રમાણે આજની રાત્રિએ તમામ દીપકો હોલવી નાંખ્યા પછી દિવાનખાનાઓનો દીપક મંદ કરીને, બુદ્ધિપ્રસાદ બંગલાના કંપાઉન્ડમાં ફેરો મારી આવ્યો. ત્યારપછી દિવાનખાનામાંનો દીપક હોલવીને તે પોતાની સૂવાની ઓરડીમાં ચાલ્યો ગયો. બંગલાની સામેના ગૃહમાં રહેનારો સોનેરી ટોળીનો બદમાશ બુદ્ધિપ્રસાદના આ નિત્યનિયમથી અજ્ઞાત નહોતો. બુદ્ધિપ્રસાદ પોતાની સૂવાની ઓરડીમાં ગયો ત્યાર પછી પણ લગભગ એક કલાક સુધી આ બદમાશ પોતાની જગ્યાએ ગુપચૂપ બેસી રહ્યો. ત્યાર પછી તે લપાતો છૂપાતો બંગલાની પાછળના ભાગમાં ગયો. અને દિવાલ પર ચઢીને તે કંપાઉંડમાં કૂદી પડયો. ધીમે પગલે તે પછીતના ભાગમાંના એક બારી પાસે આવીને ઉભો રહ્યો. પોતાની પાસેના ઓજારનો ઉપયોગ કરીને તેણે તે બારી ધીમેથી ઉઘાડી દીધી. બારી, બારણાં તોડવામાં આ બદમાશ એવો તો ચતુર હતો કે તેની હિલચાલ કોઇના સાંભળવામાં પણ આવી નહિ. તરત જ બારીમાં થઇને તે એક દિવાનખાનામાં દાખલ થયો. તેણે પોતાના ગજવામાંથી દિવાસળીની પેટી કાઢી અને એક મીણબત્તી સળગાવી. તરત જ પોતે વાંચનાલયમાં આવ્યો હતો એવી તેની ખાત્રી થઇ. મીણબત્તી મેજપર મૂકીને તેણે પોતાની સામેનો પુસ્તકોનો કબાટ ઉઘાડયો અને તેમાંથી ત્રણ ચાર પુસ્તકો બહાર કાઢીને તે દરેકમાં એકેક બનાવટી નોટ મૂકી દીધી. પુનઃ તે પુસ્તકો જેમનાં તેમ મૂકી દીધાં પછી તેણે તે કબાટ બંધ કરી દીધું.

બુદ્ધિપ્રસાદ એવો તો ચતુર હતો કે રાત્રિએ સહજ પણ અવાજ થતાંની સાથે જ તે જાગ્રત થઇ જતો. કબાટ ઉઘડવાનો અને બંધ થવાનો અવાજ તેના કાનપર પડતાંની સાથે જ તે જાગ્રત થયો અને પોતાના હાથમાં ફાનસ પકડીને તે વાંચનાલય પાસે આવી પહોંચ્યો. તેણે તરત જ વાંચનાલયમાં પ્રવેશ કર્યો. પેલો બદમાશ મેજપરની મીણબત્તી હોલવી નાખીને બારીમાંથી કૂદી પડયો. બુદ્ધિપ્રસાદે તરત જ એક સોટી પેલા બદમાશપરના શરીર પર ફેંકી. પણ તે સોટી બારી સાથે ભટકાઇને દિવાનખાનામાં પડી. બદમાશ છટકી ગયો.

બુદ્ધિપ્રસાદ બારી તરફ દોડયો. તેણે પોતાના હાથમાંનું 'લેન્ટર્ન' આમ તેમ ફેરવીને ચોમેર જોયું તો ચોરને કંપાઉન્ડની દિવાલપરથી કૂદી પડતો જોયો. બદમાશની પાછળ જવાનો વિચાર તેણે માંડી વાળ્યો. તે દિવાનખાનામાં આવીને તે બારિકીથી તપાસ કરવા લાગ્યો પણ સર્વ વસ્તુઓ જેમની તેમ હતી.

સોટીનો તેમ જ કોઇ મનુષ્યનો કૂદી પડવાનો અવાજ સાંભળીને ઉષા, લીલા અને નોકરચાકરો વાંચનાલય તરફ દોડી આવ્યાં. બુદ્ધિપ્રસાદે તેમને જણાવ્યું કે, " એક બદમાશ પાછળની બારીમાંથી થઇને દિવાનખાનામાં દાખલ થયો હતો, પરંતુ મ્હને અહિં આવી પહોંચેલો જોઇને તે ન્હાસી ગયો છે. તે કંઇ પણ ચોરી ગયો હોય એમ લાગતું નથી અને તેથી ચિન્તા કરવાનું કંઇ કારણ નથી. "

સર્વ પોતપોતાનાં સ્થળે ચાલ્યાં ગયાં. પરંતુ બુદ્ધિપ્રસાદ હજી પણ વાંચનાલય છોડીને ગયો નહિ. તે એક ખુરસીપર બેઠો અને વિચારવા લાગ્યોઃ " આ ચોર કોણ હશે ! આ કોઇ સોનેરી ટોળીનો બદમાશ તો નહિ હોય ! વળી જો તે સોનેરી ટોળીનો બદમાશ ન હોય તો તેની સાથે બીજા કોઇ એકાદ બે સાથીદાર હોવા જોઇએ. આ બદમાશ એકલો જ હતો એ વાત તો નક્કી છે ! જો તે સોનેરી ટોળીનો જ બદમાશ હશે, તો તે ચોરી કરવા માટે નહિ પરંતુ કોઇ જૂદા જ ઉદ્દેશથી આવ્યો હોવો જોઇએ. " આવા આવા અનેક વિચારો બુદ્ધિપ્રસાદના મનમાં ઉદ્ભવવા લાગ્યા. પોતે પ્રથમ જે ધ્વનિ સાંભળ્યો હતો તે શાનો હશે, તે સંબંધી તે વિચારવા લાગ્યો. તેણે તમામ બારી બારણાં એકવાર ઉઘાડ્યાં અને બંધ કર્યાં. ત્યાર પછી તેણે પુસ્તકોનો કબાટ ઉઘાડ્યો તે સાથે 'કર કર' એવો ધ્વનિ થયો. આ ધ્વનિ તેણે તરત જ ઓળખી કાઢ્યો. પેલા બદમાશે દીવો કર્યો હતો અને તેથી અંધારામાં ભૂલથી કબાટ ઉઘાડ્યો હોય એમ બનવાજોગ નહોતું, તેમજ કબાટમાં દ્રવ્ય હોય નહિ એ વાત પણ તે સારી રીતે સ્હમજી શકે તેવી છે, તેમ છતાં પેટીઓ, ત્રિજોરી વગેરે કંઇ ન ઉઘાડતાં પુસ્તકોનો કબાટ ઉઘાડવાનું તેને સૂઝ્યું, એ જોઇને તે આશ્ચર્ય પામ્યો. તે બદમાશ સાધારણ ચોર નહિ, પરંતુ સોનેરી ટોળીમાંનો બદમાશ જ કોઇ હોવો જોઇએ, એવી તેની ખાત્રી થઇ. આ વળી શું નવું કારસ્થાન હશે તેની તેને ચિન્તા થવા લાગી. તેણે પુનઃ એકવાર કબાટ ઉઘાડ્યો. પરંતુ તેમાંથી એક પણ વસ્તુ ઓછી થવા પામી હોય, અથવા તો કંઇ નવી વસ્તુ તેમાં મૂકવામાં આવી હોય એમ તેને જણાયું નહિ. આખરે તેણે તે કબાટ ખાલી કરીને તપાસવાનો વિચાર કર્યો. દરેક પુસ્તક કબાટમાંથી કાઢીને તેણે તપાસીને એક બાજૂએ મૂકવા માંડયું. આ પ્રમાણે બુદ્ધિપ્રસાદે લગભગ દશ બાર પુસ્તકો તપાસ્યાં એવામાં એક પુસ્તકમાંથી એક કાગળીઓ સરી પડતો તેના જોવામાં આવ્યો. બુદ્ધિપ્રસાદ ચમક્યો. તે કાગળ

તેણે તપાસ્યો તો તેને માલમ પડયું કે તે રૂપિઆ સોની નોટ હતી. બુદ્ધિપ્રસાદ આશ્ચર્ય પામતો તે નોટ પ્રત્યે જોઇ રહ્યો.

પોતે તેમ જ લક્ષ્મીપ્રસાદે આ પુસ્તકમાં કદિ પણ નોટ મૂકી નહોતી એવી બુદ્ધિપ્રસાદની દઢ ખાત્રી હતી. તેણે તે નોટની બારિક તપાસ ચલાવવા માંડી. પરંતુ તેમાં કંઇ પ્રપંચ હોય એવું તેને લાગ્યું નહિ. ત્યારપછી તેણે બીજાં પુસ્તકો તપાસવા માંડયાં. બીજાં પણ બેચાર પુસ્તકોમાંથી એવી નોટો મળી આવી. આ કારસ્થાન સોનેરી ટોળીના બદમાશોનું જ હોવું જોઇએ, એવી હવે તેની દઢ ખાત્રી થઇ. તેણે બધાં પુસ્તકો તપાસ્યાં. પરંતુ માત્ર ચાર પુસ્તકો સિવાય બીજાં કોઇ પણ પુસ્તકમાંથી નોટો મળી આવી નહિ. પુસ્તકો કબાટમાં ગોઠવી દીધા પછી પેલી નોટો પ્રત્યે દૃષ્ટિ ફેંકતો બુદ્ધિપ્રસાદ વિચારમાં પડી ગયો.

અંતે બુદ્ધિપ્રસાદના મનમાં એવી કલ્પના ઉદ્ભવી કે પોલિસને ખબર આપીને પોતાને પકડાવવા માટે જ કારસ્થાનીઓએ આ પ્રપંચજાળ રચી હોવી જોઇએ. હવે આ કારસ્થાનને તોડી પાડવાની યુક્તિઓ વિષે વિચાર કરવામાં તે લીન થઇ ગયો. દિનકરને બોલાવીને તેની સલાહ લેવાનો પણ તેણે વિચાર કર્યો. તેણે તરત દિનકરને 'ટેલિફોન' કરી દીધો.

પ્રભાતનો સમય થવા આવ્યો હોવાથી દિનકર પોતાની પથારીમાં અર્દ્ધજાગ્રત અવસ્થામાં પડયો હતો. બુદ્ધિપ્રસાદ પોતાને બોલાવે છે એમ જાણીને તેણે ઝટઝટ કપડાં પહેરી લીધાં અને સાયકલ પર બેસીને બુદ્ધિપ્રસાદને મળવા માટે નીકળી પડયો.

અલ્પ સમયમાં દિનકર બુદ્ધિપ્રસાદ પાસે આવી પહોંચ્યો. તેણે દિનકરને રાત્રિની હકીકત અને પોતાની તે બદલની શંકાઓ પણ કહી સંભળાવી. તેણે તરત જ પેલી નોટો દિનકરને બતાવી. દિનકર તે નોટોની બારિક તપાસ કરીને બોલ્યોઃ " બુદ્ધિપ્રસાદ ! આ નોટો બનાવટી છે. બજારમાં પણ આવી ખોટી નોટો બદલ બૂમાટો ચાલી રહ્યા છે. પોલિસ ખાતું તેની તપાસમાં જ છે. પરંતુ આ નોટો કોણ કોણ બનાવે છે, અને તે બજારમાં કોણ ફેલાવે છે, તેનો અદ્યાપિ પર્યંત કંઇ પણ પત્તો લાગ્યો નથી. "

" હં ! ત્યારે તો એક કાંકરે બે પક્ષી મારવાનો જ આ બદમાશ ટોળીનો ઇરાદો હોય એમ લાગે છે. પોલિસ અધિકારીને આ નોટો બદલ કંઇક ભળતી જ બાતમી આપીને તેની કૃપા મેળવવી અને મ્હારો કંટક પણ દૂર કરવો ! "

" પણ હવે કરવું કેમ ?" દિનકરે પૂછ્યું.

થોડીવાર વિચાર કરીને બુદ્ધિપ્રસાદ બોલ્યો: " બદમાશોને જ આ પ્રપંચજાળમાં સપડાવીએ. આપણે જ પોલિસ અધિકારીને મળી આવીએ, એટલે ખોટી નોટો ફેલાતી અટકશે અને સોનેરી ટોળીનો પણ વિધ્વંસ કરી શકાશે. "

" તો તો ઘણું યે સારૂં. પણ તેમ થાય ત્યારે ને ? "

" એક કામ કર ! તું જ પોલિસ કમિશ્નર સાહેબ પાસે જઇને તેમને સર્વ હકીકત નિવેદન કર ! તેમને એવું જણાવવાનું છે કે તેઓએ કેટલાક માણસો સહિત અહિં આવીને મ્હને, ઉષાને અને લીલાને ખોટી નોટો બનાવવાના ગુન્હા બદલ પકડવા. એટલું થશે કે તરત જ બદમાશો નવલખી પેટી લેવાની લાલસાથી બંગલામાં દાખલ થશે. ત્હારે તે વખતે કેટલાક પોલિસખાતાંના માણસો સહિત નજીકમાં ગુપ્ત રીતે છૂપાઇ રહેવું અને બદમાશો બંગલામાં દાખલ થાય એટલે તેમને પકડવા. જો કે આમ કરવાથી સોનેરી ટોળીના બધા બદમાશો તો નહિ જ પકડાય, તો પણ તેમના થોડા ઘણા માણસો કમી થશે અને તેમની હિલચાલ થોડા દિવસ પણ બંધ પડયા વગર રહેશે નહિ. "

" તમારી સલાહ સારી છે. પણ હું ગુપ્ત રીતે છૂપાઇ રહું એવી જગ્યા આટલામાં ક્યાં છે ?"

" આપણા બંગલાના પાછળના ભાગમાં જે પછીત છે ત્યાં જમીનમાં એક ન્હાની સરખી શિલા છે. તે ખસેડીને એક ભોંયરામાં દાખલ થવાય છે. બદમાશો બંગલામાં આવીને જે હિલચાલ કરશે તે બધી હિલચાલ તે ભોંયરામાં દાખલ થઇને પચાસ કદમ આગળ ચાલ્યા પછી તું જોઇ શકીશ. ભોંયરામાં જ એક ગુપ્ત દ્વાર છે ત્યાંથી તું દિવાનખાનામાં દાખલ થઇ શકીશ. "

" વાહ ! વાહ ! બુદ્ધિપ્રસાદ તમારૂં ભેજું પણ આબાદ છે હોં ? તમે જો છુપી પોલિસમાં હોત તો તમે વિશેષ નામના મેળવ્યા વગર રહેત નહિ. "

" હું જે સ્થિતિમાં છું તે જ વધારે સારી છે " બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો બોલ્યો: " દિનકર એક વાર આ સોનેરી ટોળીનો વિધ્વંસ થાય તો બસ !"

" ઠીક છે. હું કમિશ્નર સાહેબ પાસે જાઉં છું. મ્હારે તેમની સાથે સારી પિછાન છે. તેઓ આપણને અંતઃકરણપૂર્વક સહાય આ-

પશે ” એટલું કહીને દિનકર ત્યાંથી ચાલતો થયો.

બુદ્ધિપ્રસાદે પેલાં પુસ્તકો કબાટમાં પાછાં ગોઠવી દીધાં. અને ત્યાર પછી તે પોતાના કામે લાગ્યો. તેની મુખમુદ્રાપરથી ગઇ રાત્રિએ કંઇ પણ નવા જૂની બની છે, અથવા હવે પછી બનવાની છે, એવી કોઇને કલ્પના સરખી પણ ઉદ્ભવી નહિ.

અલ્પ સમયમાં દિનકર પોલિસ કમિશ્નર સાહેબ પાસે જઇ પહોંચ્યો. કમિશ્નરે દિનકરનું સ્વાગત કર્યું. દિનકરે કમિશ્નર સાહેબને સંક્ષિપ્તમાં સર્વ હકીકત નિવેદન કરી. કમિશ્નર સાહેબે દિનકરની હકીકત સાંભળી રહ્યા પછી પોતાનાં ખિસ્સામાંથી એક પત્ર કાઢયો અને દિનકરના હાથમાં મૂક્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું ‘ બુદ્ધિપ્રસાદ બનાવટી નોટો છાપે છે અને તેના શેઠ લક્ષ્મીપ્રસાદના પુસ્તકાલયના કબાટમાં પુસ્તકોમાં તે છૂપાવી રાખે છે. કદાચ આપને મ્હારૂં લખવું ખોટું જણાય તો તરત જ જાતે જઇને ખાત્રી કરવાથી આપને કેટલીક નોટો તરત મળી આવશે જ. ” પત્રની નીચે કોઇની સહી નહોતી.

“ દિનકર ! ” કમિશ્નર સાહેબ બોલ્યાઃ “ હું ઘણી મુદત થયાં બનાવટી નોટો બનાવનારી ટોળીની તપાસમાં છું. પરંતુ બદમાશો એવા કુશળ છે કે અદ્યાપિપર્યંત મ્હને તેની કંઇ પણ તપાસ લાગી શકી નથી. મ્હેં લગભગ દશ બાર હુશિઆર માણસોને આ કારસ્થાન પકડવા માટે રોક્યાં છે. તેઓને વારંવાર બનાવટી નોટો મળી આવે છે. પરંતુ તે નોટો કોણ બનાવે છે અને કયાંથી આવે છે તેનો કશો પત્તો લાગતો નથી. મુંબઇના કેટલાક જૂના બદમાશોને હું ઓળખું છું અને આ કાર્ય તેમનું નથી એવી મ્હારી પક્કી ખાત્રી છે. આ બદમાશો કોઇ નવા જ હોવા જોઇએ. તેને પકડવા માટે તું શી યુક્તિ બતાવે છે, દિનકર ! ”

દિનકરે બુદ્ધિપ્રસાદે સૂચવેલી યુક્તિ કમિશ્નર સાહેબને કહી સંભળાવી.

થોડીવાર વિચાર કર્યા પછી કમિશનર સાહેબ બોલ્યાઃ “ ઠીક છે. એ બદમાશો કંઇ પણ ગરબડ કરશે તો જ આપણો ઉદ્દેશ સફળ થશે. જો તેઓ હાલમાં શાન્ત રહેશે તો આપણી યુક્તિ પાર પડશે નહિ. ઠીક, પ્રયત્ન કરી જોઇએ. દિનકર ! સારૂં થયું કે ત્હેં અગાઉથી આવીને મ્હને આ બાબતની ખબર આપી. નહિંતર બિચારા નિર્દોષ બુદ્ધિપ્રસાદને મ્હારે ત્રાસ આપવો પડયો હોત. પરંતુ દિનકર ! બુદ્ધિ-

પ્રસાદપર જ આવું તહોમત મૂકવામાં તે બદમાશોનો શો ઉદ્દેશ છે ? તેની સાથે તેમને કંઇ વિરોધ છે કે ? ”

“ હું તે બાબતનો ખુલાસો હાલ કરી શકું તેમ નથી. ”

“ ભલે ત્હારી મરજી ! મ્હને તેમાં કંઇ વાંધો નથી. ”

ત્યાર પછી કમિશ્નર સાહેબ સાથે કેટલીક વાતચિત કર્યા પછી દિનકર ત્યાંથી ચાલ્યો ગયો. કમિશનર સાહેબ પણ પોતાના કામે વળગ્યા.

તે જ દિવસે રાત્રે કૃષ્ણકાન્ત માયા પાસે આવ્યો હતો. આજે તેનું હૃદય આનંદથી ઉભરાઇ જતું હતું. તે સ્મિત કરતો માયાને ઉદ્દેશીને બોલ્યોઃ “ માયા આવતી કાલે સ્હવારે લક્ષ્મીપ્રસાદના ઘરની જડતી લેવામાં આવશે અને બુદ્ધિપ્રસાદને પણ પકડવામાં આવશે. ત્યાર પછી તે ગૃહ આપણું જ છે. નવલખી પેટી તે ગૃહમાં જ છે. આપણે તે ગમે ત્યાંથી શોધી કાઢશું.”

“ પણ બહુ જ સાવધતાથી વર્તવાનું છે.” માયા બોલીઃ “ઉતાવળ કરવાની જરૂર નથી. જે કાર્ય પ્રથમ સહેલું જણાય છે તે કેટલીક વાર પાછળથી કલ્પી ન શકાય તેવું દુષ્કર નિવડે છે. આપણને એવા અનેક અનુભવો અત્યાર સુધીમાં મળી ચૂક્યા છે. લક્ષ્મીપ્રસાદના ગૃહપર સખ્ત નજર રાખવાની જરૂર છે, પરંતુ તેમાં એકદમ પ્રવેશ કરવાની જરૂર નથી. આપણે હાલ થોડા દિવસ સ્વસ્થ રહીએ તો વધુ સારૂં. ”

“ તું તદ્દન નિશ્ચિંત રહે ! હું બિલકુલ ઉતાવળ કરવાનો નથી. વારૂ , પણ ઉષા હવે ત્હારી સાથે કેવી રીતે વર્તે છે ? ”

“ તે વર્તન તો પૂર્વના જેવું જ ચલાવે છે. પણ......”

“ પણ કેમ ? તેના મનમાં ત્હારા બદલ કંઇ સંશય ઉત્પન્ન થયો છે કે ? ”

“ આપણે તેને એક ન્હાની, ભોળી, અને ગામડીયણ ધારીએ છીએ તેમાં આપણી ભૂલ છે. તે છોકરી ઘણી હુશિઆર અને ચતુર છે. મ્હારી સાથે તે પૂર્વના જેવું જ વર્તન ચલાવે છે અને તેથીજ હું તેનાથી ભય પામું છું. મ્હને લાગે છે કે આવતી કાલે પણ તમારી વ્યવસ્થા તોડી પાડવાનો બનશે તેટલો પ્રયત્ન તે અવશ્ય કરશે. ”

" માયા ! " કૃષ્ણકાન્ત બોલ્યો: " હવે ત્હારી ચિન્તા વ્યર્થ છે. નોટો બનાવવાનું તહોમત ઘરના તમામ માણસોપર મૂકવામાં આવશે અને પોલિસ કમિશ્નર સાહેબ તેમને બધાંને પકડી જશે. તપાસ પૂરી થયા પછી છૂટીને ઘેર આવતાં એક અઠવાડિયું લાગશે. ત્યાંસુધીમાં તે શું હિલચાલ કરી શકે તેમ છે ? "

કૃષ્ણકાન્તના યુક્તિવાદથી માયાના મનનું સમાધાન થયું નહિ. કોઇ પણ વખતે આ બદમાશ સપડાઇ ગયા વગર રહેનાર નથી, એવી તેની દૃઢ ખાત્રી હતી. નવલખી પેટી મેળવવાનું કામ પહેલાં તો ઘણું સહેલું લાગતું હતું, પરંતુ આટલો સમય ચાલ્યો ગયો તો પણ કાંઇ થઇ શક્યું નહિ, એટલુંજ નહિ પણ ઉલટું કેટલાક માણસો અને દ્રવ્યની પણ આહુતિઓ આપવી પડી હતી.

માયાની વિચારગ્રસ્ત મુદ્રા જોઇને કૃષ્ણકાન્ત બોલ્યો: " કેમ, શા વિચારમાં પડી ગઇ છો ? "

" આપણા જ વિચારમાં છું. "

" આમ ચિન્તાતુર થવાનું કંઇ પ્રયોજન ? "

" તમારા પ્રત્યેના નિઃસીમ પ્રેમને લીધે મ્હને રાત્રિ દિવસ તમારી ચિન્તા રહ્યાં કરે છે. "

માયાએ અંતઃકરણપૂર્વક ઉચ્ચારેલા શબ્દો સાંભળીને પાષાણ-હૃદયી કૃષ્ણકાન્તનું હૃદય સહજ દ્રવિત થયું. તેણે તેને દૃઢ સ્નેહાલિંગન આપ્યું અને ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: " માયા ! માયા ! મ્હારા જેવા માનવરાક્ષસ પ્રત્યે પ્રેમ રાખવા બદલ ત્હને ત્હારા મનમાં પશ્ચાત્તાપ થતો હશે ! હું દિનપ્રતિદિન વધુ ક્રૂર બનતો જાઉં છું. જેમ ગંજેરી અને દારુડીઆને ગાંજો, અને દારુ નથી મળતો ત્યાં સુધી ચેન પડતું નથી. તેમ મ્હને પણ સંકટ વગર ચેન જ પડતું નથી. ગૃહની અંદર સુંદર બિછાનામાં સૂતાં સૂતાં મરણ પામવાનું મ્હારા નસીબમાં નથી લખાયું ! હું કમોતે વા આપઘાત કરીને જ પરલોકમાં જઇશ એ વાત હું સારી રીતે જાણું છું. તો પણ, ત્હને હું જેવી રીતે ચ્હાઉં છું તેવી રીતે બીજી કોઇ પણ વ્યક્તિને ચ્હાતો નથી. મ્હને પણ ત્હારા બદલ ચિન્તા રહ્યાં કરે છે. આ નવલખી પેટીનું કાર્ય પૂર્ણ થાય કે તરત જ મ્હારો જીવનક્રમ બદલી નાંખવાનો મ્હેં દૃઢ નિશ્ચય કર્યો છે. પરંતુ, તે સંબંધી હાલ કંઇ પણ બોલવાની મ્હારી ઇચ્છા નથી. સમય આવ્યે તું તે જોઇ શકીશ. "

આટલું બોલીને કૃષ્ણકાન્તે માયાને એક મધુર ચુંબન કર્યું અને તે ત્યાંથી ચાલતો થયો. માયા કૃષ્ણકાન્ત દષ્ટિ બહાર નીકળી ગયો ત્યાં સુધી તેના પ્રત્યે દષ્ટિ ફેંકતી જોઇ રહી.

આ બાજુ કમિશ્નર સાહેબની રજા લઇને દિનકર ત્યાંથી ચાલ્યો ગયો ત્યાર પછી લગભગ બે કલાક વીત્યા પછી કમિશ્નર સાહેબ એક પોલિસ ટુકડી સહિત લક્ષ્મીપ્રસાદના બંગલે આવ્યા. બુદ્ધિપ્રસાદને બોલાવીને, પોતે બંગલાની જડતી લેવા ઇચ્છે છે એવું કમિશ્નર સાહેબે તેને જણાવ્યું. બુદ્ધિપ્રસાદ કાંઇ પણ આનાકાની કર્યા વગર કમિશ્નર સાહેબની ઇચ્છાનુસાર વર્તવા માટે તૈયાર થયો.

કમિશ્નર સાહેબ દિવાનખાનામાં આવ્યા પછી બુદ્ધિપ્રસાદને ઉદ્દેશીને બોલ્યાઃ "તમારૂં નામ બુદ્ધિપ્રસાદ કે ? લક્ષ્મીપ્રસાદના મોટા મુનિમ તમે જ કે ?"

"હા જી. પરંતુ અમારા બંગલાની જડતી લેવાનું શું પ્રયોજન છે ?" બુદ્ધિપ્રસાદ આશ્ચર્ય વ્યક્ત કરતો બોલ્યોઃ "આપને અમારા માટે શી શંકા ઉદ્‌ભવી છે તે કૃપા કરીને જણાવી શકશો કે ?"

"તમારા ઘરમાં બનાવટી નોટો છે એવી મ્હને ભરોસો મૂકવા લાયક બાતમી મળી છે. એટલું જ નહિ, પરંતુ તે નોટો તમે ક્યાં મૂકી છે તે સ્થળની પણ મ્હને ખબર છે."

"તદ્દન અસંભવિત વાત ! આપને કોઇએ જૂઠી બાતમી આપી હોય એમ લાગે છે !"

"બુદ્ધિપ્રસાદ ! હું કંઇ શિખાઉ અમલદાર નથી કે તમારા વાક્‌ચાતુર્યથી છેતરાઇ જાઉં ! સમજ્યા ?"

"બહુ સારૂં. આપની ખાત્રી જ હોય તો આ બંગલામાં જ્યાં તે બનાવટી નોટો હોય ત્યાંથી તે શોધી કાઢો. મ્હને કંઇ પણ વાંધો નથી."

પાઠક ! પોલિસ કમિશ્નર સાહેબ પોતાની સાથે બીજા બે માણસો લાવ્યા હતા. તેઓ કૃષ્ણકાન્તની ટોળીમાંના બદમાશ હતા. કમિશ્નર સાહેબ તેમને પંચ તરીકે પોતાની સાથે લાવ્યા હતા. બુદ્ધિપ્રસાદ સાથે ઉપર પ્રમાણે વાતચિત થવાથી બદમાશો પોતાના મનમાં આનંદ પામ્યા. પરંતુ આ તો બધું કૃત્રિમતાભર્યું હતું તે વાત તેઓ શી રીતે જાણે ?

થોડીવાર વિચાર કર્યા પછી કમિશ્નર સાહેબ બોલ્યાઃ "બુદ્ધિપ્રસાદ તમારૂં વાંચનાલય બતાવો!"

બુદ્ધિપ્રસાદ કમિશ્નર સાહેબ અને તેમની પોલિસ ટુકડીને વાંચનાલયમાં લઇ ગયો. કમિશ્નર સાહેબે પોતાના માણસોને કબાટમાંનાં તમામ પુસ્તકો જૂદાં જૂદાં કાઢીને તે તપાસીને મૂકવાનો હુકમ કર્યો. કેટલીકવાર પછી બે ત્રણ પુસ્તકોમાંથી નોટો નીકળી પડી. નોટો જોતાંની સાથે જ, "અરે પ્રભુ!" એવા ઉદ્દગાર બુદ્ધિપ્રસાદના મુખમાંથી નીકળી પડયા.

"કેમ, બુદ્ધિપ્રસાદ! આ નોટો કયાંથી?" કમિશ્નર સાહેબ બોલ્યા.

"એ નોટો અમારી નથી." બુદ્ધિપ્રસાદ બોલવા લાગ્યોઃ "આ નોટો અહિં ક્યાંથી આવી તત્સંબંધી હું કંઇ પણ જાણતો નથી. મ્હારાપર તહોમત મૂકવાના ઉદ્દેશથી જ કોઇ બદમાશે આ કારસ્થાન રચ્યું હોવું જોઇએ. હું, ઉષા કે લીલા એ ત્રણેમાંનાં કોઇ પણ આ નોટો વિષે જાણતાં નથી. અમે તદ્દન નિરપરાધી છીએ એ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું."

"તે ગમે તેમ હોય!" કમિશ્નર સાહેબ બોલવા લાગ્યાઃ" બુદ્ધિપ્રસાદ! તમે, ઉષા અને લીલા એ ત્રણે જણાં પોલિસથાણામાં ચાલો! મ્હારે તમને માજીસ્ટ્રેટ સાહેબ સમક્ષ ખડાં કરવાં પડશે. ત્યાં જે ખુલાસો કરવો હોય તે કરજો. મ્હારી સમક્ષ સોગન લેવાથી તમારૂં કંઇ પણ વળવાનું નથી."

"ત્યારે હવે અમારો કંઇ ઉપાય નથી. પરંતુ વિના કારણ અમારી આબરૂને ધક્કો પહોંચે તે માટે કોણ જવાબદાર થાય છે?"

"એનો વિચાર પછીથી થશે. તે પંચાત કરવાની અમને શી જરૂર? તમો ત્રણે જણાં તૈયાર થઇ જાઓ!"

બુદ્ધિપ્રસાદે ઉષા અને લીલાને પોતાની પાસે બોલાવ્યાં અને તેમને આશ્વાસન આપતાં આપતાં સર્વ હકીકત કહી સંભળાવી. પરંતુ પોલિસ થાણાપર જવાનું સાંભળતાંની સાથે જ તે બન્ને તરુણીઓ ગભરાઇ ગઇ. બુદ્ધિપ્રસાદ તેમને ધીરજ આપતો બોલ્યોઃ "ભય પામવાનું કંઇ જ કારણ નથી. આપણે નિર્દોષ છીએ એવી માજીસ્ટ્રેટ સાહેબની ખાત્રી થતાંની સાથે જ તેઓ આપણને મુક્ત કરશે."

કમિશ્નર સાહેબે એક ભાડાની ગાડી મંગાવી અને તેમને પોલિસથાણાપર લઇ ગયા.

દિનકર કેટલાંક છૂપી પોલિસના માણુસો સાથે ભોંયરામાં આવીને ક્યારનો ય દાખલ થઇ ગયો હતો. તે આખો દિવસ ત્યાં બેસી રહ્યો. પરંતુ બંગલામાં કોઇ પણ જાતની હિલચાલ થઇ નહિ. કારણ કે ઉતાવળ કરવાથી ફસાઇ જવાશે, એમ ધારીને સોનેરીટોળીએ પૂર્ણ સાવધાનતાથી વર્તવાનો નિશ્ચય કર્યો હતો. આખો દિવસ લક્ષ્મીપ્રસાદના બંગલાપર તેમણે તપાસ રાખી હતી. રાત્રિએ જ પોતાનું કામ ચાર પાડવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

બરાબર રાત્રિના દશ વાગ્યા પછી ચાર બદમાશો બંગલાના પાછળના દ્વારમાં થઇને દાખલ થયા. કૃષ્ણકાન્તને મહામુશિબતે માયાએ આજે નહિ જવા માટે રોકી રાખ્યો હતો અને તેથી તે આવ્યો નહોતો. ચારે બદમાશો પોતપોતાના હાથમાં મીણબત્તિઓ સળગાવીને બંગલામાંના કબાટ, પેટીઓ, વગેરે સર્વે સ્થળે તપાસ કરવા લાગ્યા. પરંતુ તેમના હાથમાં કંઇ જ આવ્યું નહિ ત્યારે તેઓ નિરાશ થઇ ગયા અને દિવાનખાનામાં આવીને ચારે બદમાશો મોટા સ્વરે આપસ આપસમાં વાતચિત કરવા લાગ્યા. તેઓની ખાત્રી હતી કે બંગલો ખાલી હતો અને તેથી મોટે સ્વરે બોલવામાં કંઇ હરકત જેવું હોય એમ તેમને લાગ્યું નહિ. ભોંયરામાં છૂપાઇને બેઠેલા દિનકર અને પોલિસખાતાના માણુસોને આથી કેટલીક મહત્વની બાતમી મળી આવી. તેમણે તે પોતાની નોટબુકમાં લખી લીધી.

પોલિસના માણુસોએ બદમાશોને પકડવાની તૈયારીઓ કરવા માંડી એટલે દિનકરે તેમને જણાવ્યું કે "આ બદમાશોનો નાયક તેમની સાથે નથી માટે હાલ તરત તેમને નહિ પકડતાં આપણે તેમની પાછળ પાછળ જઇએ અને તેમનાં નિવાસસ્થાન સુધી પહોંચ્યા પછી જ તેમને પકડીએ. એમ કરવાથી તેમનો નાયક પણ ત્યાંથી મળી આવશે અને આપણુને કેટલીક ઉપયોગી માહિતી પણ મળશે."

પોલિસના માણુસોને દિનકરની આ સલાહ પસંદ પડી. તેઓ તેની ઇચ્છાનુસાર વર્તવા માટે તૈયાર થયા.

અલ્પસમયમાં જ બદમાશો નિરાશ થઇને બંગલાની બહાર જવા લાગ્યા. દિનકર પણ પોલિસને લઇને સાથે તેમની પાછળ પાછળ ગુપ્ત રીતે જવા લાગ્યો. થોડે દૂર ગયા પછી બદમાશો ઉભા રહ્યા. દિનકર અને પોલિસ પણ ઉભા રહ્યા. પોતે જે દાદર ચ્હડતાં ભોંયરામાં ગબડી પડયો હતો તે જ આ ઘર એવી દિનકરની તત્કાળ ખાત્રી થઈ ગઇ. પોલિસને દિનકરે એ બાબતની સૂચના કરી દીધી. બદ-

માશો હવે જાણી ગયા હતા કે કોઇ તેમની પાછળ પાછળ આવે છે. તેઓએ આ બધાને ભોંયરામાં ધકેલી દેવાનો નિશ્ચય કર્યો. બદમાશો દાદર પર ચઢી ગયા. દિનકર અને પોલિસ લોકો પણ દાદર પર ચઢવા લાગ્યા. બદમાશોએ દાદરનાં પગથીઆ ઉલટાવી નાખીને સર્વને ભોંયરામાં ધકેલી દેવાનો પ્રયત્ન કર્યો પરંતુ દિનકર અને તેના સોબતીઓ આ વખતે સાવધ હતા. તેઓ દાદરનો કઠોડો પકડીને ઉપર ચઢી ગયા. તરત જ તેઓએ ઉપરની એક કોટડીનું દ્વાર જોસથી ઉઘાડી નાખ્યું અને અંદર દાખલ થયા. અલ્પ સમયમાં જ કોટડીમાંથી ધૂમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. તેઓ બધાં હવે મૂંઝાયા. તેઓ બધા બહાર નીકળવા માટે દ્વાર શોધવા લાગ્યા. એટલામાં દિનકરને દ્વાર જડયું, આ ઘરને આગ લાગી હોવી જોઇએ એવો તેને સંશય થયો. તેણે પોતાના સાથીદારોને બૂમો પાડવા માંડી. જે દિશા તરફથી સ્વર આવતો હતો તે દિશામાર્ગે થઇને તેઓ દિનકરને આવી મળ્યા. તેઓ બધા દાદર પાસે ગયા તો ત્યાં દાદર નહોતો. આ આગમાંથી હવે કેમ બચવું તેનો સર્વ વિચાર કરવા લાગ્યા. પરંતુ તેઓ ભય પામ્યા નહિ. તેમણે નજીકની જ એક બીજી કોટડીનું દ્વાર તોડીને ઉઘાડયું અને તેમાંની એક બારીમાં થઇને બહાર સરીયામ રસ્તાપર કૂદી પડયા.

અલ્પસમયમાં જ બંબાવાળા ત્યાં આવી પહોંચ્યા અને આગ બૂઝાવી નાખવામાં આવી. બીજે દિવસે પોલિસના માણસોએ ત્યાં આવીને તે ઘરની બારિકીથી તપાસ કરી. પરંતુ નોટો બનાવવાની કંઇ પણ સામગ્રી તેમના હાથમાં આવી નહિ. ઉલટું જે ત્રણ ચાર શખ્સો હાથમાં આવ્યા હતા તે પણ છટકી ગયા. દિનકર અને તેના સાથીદારો આથી દિલગીર થયા. પરંતુ બદમાશોનું એક નિવાસસ્થાન તો નષ્ટ કરી શકાયું, એમ માનીને તેઓએ સંતોષ માન્યો.

બુદ્ધિપ્રસાદ, ઉષા અને લીલાને પોલિસ થાણાપર કોઇ પણ જાતનો ત્રાસ આપવામાં આવ્યો નહિ. કમિસ્નર સાહેબે તેમનું અતિથિની માફક સ્વાગત કર્યું. દિનકર પોતાની વ્યવસ્થામાં નિષ્ફળ નિવડયો એ વાત જાણીને બુદ્ધિપ્રસાદ નિરાશ થયો. ઉષા અને લીલાને લઇને તે ઘેર આવ્યો. દિનકરે બુદ્ધિપ્રસાદને સર્વ હકીકત નિવેદન કરી. અર્થાત્ આ કારસ્થાનને લીધે બુદ્ધિપ્રસાદ અને કૃષ્ણકાન્ત બન્ને જણાને સરખી જ નિરાશા પ્રાપ્ત થઇ.

# પ્રકરણ ૧૭ મું.

## ચોરને પોટલે ધૂળની ધૂળ.

ગત પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે બનાવટી નોટોના કારસ્થાનને લીધે, બુદ્ધિપ્રસાદ અને કૃષ્ણકાન્ત બન્ને સરખા જ નિરાશ થયા હતા. પરંતુ આ કારસ્થાનને લીધે સોનેરીટોળીના સભાસ્થાનનો નાશ થયો અને તેથી તેમનું બીજું સભાસ્થાન શોધી કાઢવાની બુદ્ધિપ્રસાદને બહુ અડચણ પડી. તેની એવી દઢ ખાત્રી થઇ કે આ સમય પોતાને પ્રતિકૂળ અને સોનેરીટોળીને અનુકૂળ હતો. તેણે હવે દુશ્મનોથી વધારે સાવચેતી રાખવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના તમામ માણસોને વધારે સાવધાનતા રાખવાની સૂચના કરી અને પોતે રાત્રિએ ઉંઘ પણ કમી કરી દીધી.

બુદ્ધિપ્રસાદ સોનેરીટોળીના કારસ્થાનોને લીધે ભય પામતો નહોતો. પોતાનો નિત્યનો વ્યવહાર તે એવો તો સુયન્ત્રિતરીતે ચલાવતો હતો કે તેની માનસિક અસ્વસ્થતાની કલ્પના સુદ્ધાં કોઇ કરી શકે તેમ નહોતું.

દિનકરે હજી પણ બનાવટી નોટોનું કારસ્થાન શોધી કાઢવાનું કામ પડતું મૂક્યું નહોતું. સોનેરીટોળીનું બળી ગયેલું સભાસ્થાન તપાસવા માટે તે આજે એકલો જ આવ્યો હતો. બારિક દૃષ્ટિથી તપાસ કરતાં કરતાં તેને એક ન્હાનો સરખો સંચો મળી આવ્યો. તેણે તે પોલિસને સ્વાધીન કર્યો. ત્યાર પછી સોનેરી ટોળીની નવી પ્રવૃત્તિ સંબંધી માહિતી મેળવવા માટે તેણે રમણિકને મળવાનો નિશ્ચય કર્યો. કારણકે તેની સાથે થોડો ઘણો સંબંધ રાખવાથી બદમાશોની હિલચાલ સંબંધી યત્કિંચિત્ પણ માહિતી મળશે, એવી તેની દઢ ખાત્રી હતી. કૃષ્ણકાન્તની હિલચાલપર નજર રાખવાનું કામ ઘણું જ કઠિન હતું તે દિનકર સારી રીતે જાણતો હતો. અને તેથી જ તેણે રમણિકનો પીછો પકડવાનો વિચાર કર્યો. પરંતુ કેટલીક મુદ્દત સુધી રમણિકનો પણ પત્તો દિનકરને લાગ્યો જ નહિ.

એકાદ મોટી થાપ માર્યા પછી એક મહિના સુધી શાન્ત રહેવાનો સોનેરી ટોળીનો રિવાજ હતો. પરંતુ દિનકર તે જાણતો નહોતો. બુદ્ધિપ્રસાદપર એક મહિના સુધી કંઇ પણ સંકટ આવ્યું નહિ. પરંતુ ઉભય પક્ષ સાવધગિરિ બિલકુલ કમી કરે તેવા નહોતા. કૃષ્ણકાન્તે

બુદ્ધિપ્રસાદની હિલચાલ પર હજી પણ સખ્ત દેખરેખ રાખી હતી, કારણ કે જો લાગ મળે તો બુદ્ધિપ્રસાદ, ઉષા, લીલા વગેરેને લઇને પલાયન કરી ગયા વગર રહેશે નહિ, એવી કૃષ્ણકાન્તની પક્કી ખાત્રી હતી.

આ પ્રમાણે કેટલાક સમય સુધી શાન્તિ રહી. દિનકરના હૃદયસાગરમાં ઉષા પ્રત્યેની પ્રેમોર્મિઓ પુનઃ ઉછળવા લાગી. તેનું મન ઉષામાં એટલું બધું તલ્લિન થઇ ગયું હતું કે સોનેરી ટોળીના અસ્તિત્વનું પણ તેને વિસ્મરણ થવા લાગ્યું. અનુભવપરત્વે દિનકરની હવે એટલી ખાત્રી તો થઇ ચૂકી હતી કે ઉષા હવે પહેલાના જેવી સરળ અને ભોળી રહી નહોતી. પરંતુ તે એક ગંભીર અને સંકટના સમયે યોગ્ય સાવચેતી રાખે તેવી તરુણી કુશળ બની ગઇ હતી. દિનકરના પોતાના સ્વભાવમાં પણ હવે ફરક પડવા લાગ્યો હતો અને તેથી ઉષાનું સ્વભાવપરિવર્તન તેને મોહક લાગવા માંડયું.

જો કે દિનકર લક્ષ્મીપ્રસાદશેઠ સંબંધી ચાલી રહેલી ખટપટ ઉકેલવામાં ગુંથાઇ ગયો હતો તો પણ તેણે પોતાનો ધંધો ત્યજી દીધો નહોતો. તે (ગુજર્જર) પત્રમાં લેખો વગેરે નિયમીત રીતે મોકલી આપતો હતો. તેના મનમાં એમ હતું કે 'એકાદ સરસ નાટક કિંવા એકાદ નવલકથા લખીને પુષ્કળ પૈસા અને કીર્તિ પ્રાપ્ત કરૂં !' અને તે દિશામાં તેના પ્રયત્નો પણ ચાલુ જ હતા.

યોગ્ય સમય વીત્યા બાદ સોનેરીટોળીની પુનઃ હિલચાલ શરૂ થઇ અને પહેલો ફટકો પણ તે ટોળીએ જ લગાવ્યો. દિવાનખાનામાં બેઠો બેઠો બુદ્ધિપ્રસાદ સ્વગત વિચારવા લાગ્યોઃ "સોનેરીટોળી સાથે ખટપટ શરૂ થયાં ત્રણ માસ થઇ ગયા ! પરંતુ આપણા પક્ષને તેથી શું લાભ થયો ? માત્ર તે ટોળીના થોડા ઘણા બદમાશો ઓછા થયા એટલું જ ! બદમાશો પ્રપંચ રચે છે અને આપણે તે ચૂકાવીએ છીએ. આ પ્રમાણે ચાલુ રહેશે તો આપણે તો બચાવ જ કર્યા કરવાનો ! પણ તેથી બદમાશોનો સંપૂર્ણ પરાજય તો નહિ જ થવાનો ને ?"

બુદ્ધિપ્રસાદ આ પ્રમાણે વિચાર તન્દ્રામાં લીન થયો હતો એટલામાં 'ટેલિફોન'ની ઘંટડી વાગવા લાગી. તરત જ બુદ્ધિપ્રસાદ 'ટેલિફોન' પાસે ગયો અને નળી કાનપર મૂકીને બોલ્યોઃ "હું બુદ્ધિપ્રસાદ ! શી આજ્ઞા છે ?"

એટલામાં ઉષા ત્યાં આવી પહોંચી. બુદ્ધિપ્રસાદને 'ટેલિફોન'માં વાત કરતો જોઇને તે બોલીઃ "બુદ્ધિપ્રસાદ ! કોની સાથે વાત કરો છો ?"

બુદ્ધિપ્રસાદની વાતચિત ચાલુ હોવાથી તેણે ઉષાને ચૂપ રહેવા માટે નેત્રસંકેત કર્યો. ઉષા મૌન ઉભી રહી.

"વારૂ! ઠીક છે! નવું સ્થળ શોધી કાઢવાનું કામ ઘણું મુશ્કેલી ભર્યું છે." વળી થોડીવાર વિચાર કરીને બુદ્ધિપ્રસાદ બોલ્યોઃ "પરંતુ સાવધ રહેવાની જરૂર છે. હમણાં તેઓ શાન્ત છે. અમારી કંઇ પણ ચિન્તા રાખશો જ નહિ. શેઠજીએ માત્ર સાવધાન રહેવાની જરૂર છે. ક્યારે મેળાપ થશે તેની ચિન્તા અહર્નિષ કર્યા કરૂં છું."

તરત જ બુદ્ધિપ્રસાદે નળી 'ટેલિફોન' પર મૂકી અને પાછો ફર્યો એટલે ઉષાએ તેનો હાથ પકડયો અને તે ઉત્કંઠિત સ્વરે બોલીઃ " ...દ્ધિપ્રસાદ! તમે કોની સાથે વાતચિત કરી?"

"કેમ, વારૂ?" ઉષા પ્રત્યે સ્નેહાળ દૃષ્ટિ ફેંકતો બુદ્ધિપ્રસાદ બોલ્યો.

"તમે 'શેઠ' કોને કહ્યા?"

"ક્યારે! મ્હેં 'શેઠ' કહ્યા?" બુદ્ધિપ્રસાદ અચકાતો બોલ્યો.

"હાઃ આજે જ એ શબ્દ મ્હેં તમારા મ્હોંએ સાંભળ્યો છે? મ્હને લાગે છે કે તમે હમણાં પિતાજી સાથે જ વાતચિત કરતા હતા. કેમ ખરૂં ને?"

"ઉષા બ્હેન!" બુદ્ધિપ્રસાદ ખિન્ન સ્વરે બોલવા લાગ્યોઃ" હું તમારા મનનું સમાધાન કરી શકતો નથી. મ્હને કંઇ જ પૂછશો નહિ. કારણ કે કંઇ પણ બોલવાનો મ્હને અધિકાર જ નથી!"

"શું?" ઉષા સહજ દૂર ખસીને ઉભી રહી અને બુદ્ધિપ્રસાદ પ્રત્યે ક્રોધ પૂર્ણ દૃષ્ટિ ફેંકતી બોલીઃ "મ્હને ખરી હકીકત કહેવાનો તમને અધિકાર નથી! બુદ્ધિપ્રસાદ! હું લક્ષ્મીપ્રસાદની પુત્રી છું! આ ઘરમાં મ્હારો થોડો ઘણો અધિકાર પણ ચાલવો જ જોઇએ! તમે મ્હારૂં હડહડતું અપમાન કરો છો? તમને જ નોકરી પરથી શા માટે દૂર ન કરી શકાય?"

"બ્હેન! બુદ્ધિપ્રસાદ બોલ્યોઃ "તમે આ ઘરનાં માલિક છો એ વાત ખરી છે. પરંતુ અત્યારે તમારા હાથમાં કંઇ જ સત્તા નથી. શેઠે મ્હને જ મુખત્યારનામું કરી આપેલું છે? અને બધી જવાબદારી પણ મ્હારા જ શિરપર છે. તમને આ શબ્દો મ્હારે સંભળાવવા જ નહોતા! લાચાર!"

ઉષા દિવાનખાના દ્વાર પાસે ઉભી ઉભી રડવા લાગી. બુદ્ધિપ્રસાદને આથી દુઃખ થયું. તે ઉષાના મનનું સમાધાન એક ક્ષણમાં

કરી નાખત. પરંતુ તેમ કરવાનું તેના અધિકારની બહાર હતું. કારણ કે તેથી શેઠની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું પડે તેમ હતું.

થોડી વાર પછી આંખો લૂછતાં ઉષા બોલી: "આ બધું રહસ્ય ગુપ્ત રાખવામાં કંઇ પણ હેતુ હોવો જ જોઇએ એ વાત તો સ્પષ્ટ જ છે. પરંતુ આ પ્રમાણે ક્યાં સુધી ચાલ્યાં કરશે ? હજી પણ આ પ્રમાણે વધુ સમય વ્યતીત થશે તો ઉત્કંઠાને લીધે હું દિવાની જ બની જઇશ !"

"મ્હારી પણ તેવી જ સ્થિતિ છે !" બુદ્ધિપ્રસાદ બોલ્યો: "પરંતુ જેનો ઉપાય થઇ શકે તેમ નથી તે માટે ધૈર્ય રાખવાની જરૂર છે. તેમ જ આ બધી વિડંબનાનું પરિણામ આપણને અનુકૂળ થઇ પડે તેવું જ આવવાનું છે. વારૂ ! હું બજારમાં જાઉંછું. સાવધ રહેજો. તમારા માટે એકાદ પુસ્તક લેતો આવું કે ?"

"જેવી તમારી ઇચ્છા !"

ઉષા દિવાનખાનામાં એક ખુરસીપર બેઠી અને વિચારમાં લીન થઇ ગઇ. બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો.

અલ્પ સમયમાં જ 'ટેલિફોન'ની ઘંટડી વાગવા લાગી. ઉષા ચમકી. 'ટેલિફોન' પાસે જઇને નળી કાનપર મૂકીને તે બોલી: "કોણ છે ?"

"તમે ઉષા બ્હેન છો કે ?" ઉત્તર મળ્યો.

"હા; પણ તમે કોણ છો ? મ્હારૂં શું કામ છે ?"

"હું ડૉ. કાશીનાથ ! મ્હારૂં દવાખાનું રાણીના બાગની સામેની લાઇનમાં આવેલું છે. દિનકરને એકાએક અકસ્માત્ થયો છે અને તે મ્હારા દવાખાનામાં છે. બુદ્ધિપ્રસાદને અને તમને મળવા માટે દિનકર 'ટેલિફોન' કરાવે છે. તે તદ્દન અસ્વસ્થ છે. તેની પ્રકૃતિ સુધરશે કે કેમ, તે કંઇ કહી શકાય નહિ. અત્યારે તે માત્ર શુદ્ધિમાં છે. તમે અહિં આવો છો એવી તેને ખબર આપું કે ?"

"હા; હા; ખુશીથી તેને તેમ જણાવો !"

ઉષાએ નળી 'ટેલિફોન'પર મૂકી. પ્રાણપ્રિય દિનકરને અકસ્માત થયાના સમાચાર સાંભળીને તેના હોશકોશ ઉડી ગયા. પોતાને ઇશ્વરે પાંખો આપી હોત તો કેવું સારૂં, એમ ઉષા વિચારવા લાગી. દિનકરને ક્યારે, ક્યાં અને કેવી રીતે અકસ્માત્ થયો હતો, એ સંબંધી જાણવાનું તેને કંઇ જ સાધન નહોતું. તે તરત જ લીલાની ઓરડી તરફ દોડતી નાઠી.

ઉષાને પોતાની પાસે દોડતી આવતી જોઇને લીલા બોલી ઉઠીઃ " ઉષા ! ઉષા ! કેમ, શું છે ! "

" શું કહું ? લીલા ! " ઉષાના નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તે બોલીઃ " દિનકરને અકસ્માત્ થયો છે અને તે ડૅાક્ટરના દવાખાનામાં છે. તે મ્હને અને બુદ્ધિપ્રસાદને મળવા માટે બોલાવે છે. આજે ઉઠી ત્યારથી જ મ્હારૂં મન ઉદાસ હતું. અમે તેથી આજે કંઇ પણ અનિષ્ટ પ્રકાર બનશે જ, એવી મ્હારી દૃઢ ખાત્રી હતી. કોણ જાણે તેને કેવું એ વાગ્યું હશે ! લીલા, તું મ્હારી સાથે આવીશ કે ? "

એટલું બોલીને ઉષાએ દાસીને હાંક મારી અને તેને કપડાં લઇ આવવાની આજ્ઞા કરી. અલ્પસમયમાં જ દાસી કપડાં લઇ આવી અને ધીમે રહીને બોલીઃ " ક્યાં જવું છે, બ્હેન ! "

" ત્હારે તેની શી પંચાત છે ? " ઉષા ક્રુદ્ધસ્વરે બોલીઃ આ દાસી છૂપી પોલીસનું માણસ હતી એ વાત ઉષા જાણતી નહોતી.

" મોટા મુનિમ આવે ત્યાર પછી જાઓ તો ન ચાલી શકે ? " દાસી પુનઃ બોલી.

" તું વળી દોઢ ડાહી લાગે છે તો ! મુનિમજી આવે ત્યાં સુધી હું અહિં રોકાઉં ! અને ત્યાં તેનો જીવ જાય છે તે ! "

" પણ ક્યાં જવું છે એટલું યે કહેવામાં કંઇ હરકત છે ખરી ? "

" રાણીના બાગ સામે ડૅાક્ટર કાશીનાથનું દવાખાનું છે ત્યાં જવાનું છે. રહ્યમજી ? બોલ, હવે કંઇ ડહાપણ કરવાનું છે ? ચાલ, રસ્તે પડ હવે ! "

ઉષા અને લીલા ચાલતાં થયાં. બન્ને જણાં બંગલાના દ્વારમાં આવીને ઉભાં એટલે એક ભાડુતી ગાડી તેમના જોવામાં આવી. આ ગાડી રમણિકે જ અહિં લાવીને રાખી હતી તેની ઉષાને શી ખબર ? ઉષા અને લીલા ભાડાની ગાડીમાં બેઠાં. ગાડી ઝપાટાબંધ દોડવા લગી. ગાડીવાને નજીકના વૃક્ષની ઓથે ઉભેલા એક મનુષ્ય પ્રત્યે નેત્રસંકેત કર્યો. પરંતુ ઉષા કે લીલાનું તે તરફ લક્ષ્ય જ નહોતું.

ઉષા અને લીલા ગયા પછી માત્ર પાંચે જ મીનિટમાં બુદ્ધિપ્રસાદ ઘેર આવ્યો. ઉષા અને લીલા બહાર ગયાં એવી ખબર મળવાથી તે વિસ્મિત થયો. તે પ્રથમ દાસી પ્રત્યે ઘૂરકવા લાગ્યો. પરંતુ તેમાં દાસીનો દોષ નહોતો એવી ખાત્રી થઈ એટલે તે શાન્ત થયો. અંતે તેણે પોતાનો જ દોષ માન્યો અને પોતાના મનનું સમાધાન કર્યું.

બુદ્ધિપ્રસાદ દિવાનખાનામાં બેઠો બેઠો વિચારમાં લીન થઇ ગયો હતો તેવામાં એક નોકરે આવીને તેના હાથમાં એક પત્ર મૂક્યું. તેણે તરત જ કવર ફોડીને પત્ર વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે હતું.

“ઉષા હવે અમારા તાબામાં છે. જ્યાં સુધી નવલખી પેટી અમારા સ્વાધીન નહિ થાય ત્યાં સુધી તેને મુક્તિ મળશે નહિ. તમારો શું વિચાર છે, તે જાણવા સારૂ આશરે એક કલાક પછી અમારો એક માણસ તમારી પાસે આવશે.”

“સોનેરી ટોળી.”

પત્ર વાંચવાથી બુદ્ધિપ્રસાદને કંઇક શાન્તિ મળી. કારણ કે સંકટનું નિશ્ચળ સ્વરૂપ હવે તે કળી શકયો. તેણે દિનકરને બે ત્રણ વખત ‘ટેલીફોન’ કર્યો પરંતુ તેના તરફથી કાંઇ જ પ્રત્યુત્તર મળ્યો નહિ. રાણીનો બાગ, કિંવા ડૉકટર કાશીનાથનું દવાખાનું, એ બન્ને બાતમી ખોટી છે, એવી બુદ્ધિપ્રસાદની ખાત્રી હોવાથી, તેણે ત્યાં જઇને ઉષા અને લીલાની તપાસ કરવાનો વિચાર જ કર્યો નહિ. પરંતુ દિનકર તરફથી કંઇ પણ પ્રત્યુત્તર નહિ મળવાથી તેની ચિન્તા વધી પડી.

આ તરફ ઉષા અને લીલા જે ગાડીમાં બેઠાં હતાં તે ગાડી એકદમ સમુદ્ર કિનારે આવીને ઉભી રહી. રમણિક ત્યાં હાજર જ હતો. તેણે ઉષા અને લીલાને ગાડીમાંથી નીચે ઉતરવાનું કહ્યું. રમણિકને જોતાંની સાથે જ ઉષા તેને ઓળખી ગઇ. તેની સાથે તકરાર કરવાથી અથવા તેને વિનંતીઓ કરવાથી કંઇ જ વળવાનું નથી, એવી ઉષાની ખાત્રી હોવાથી, તે એક શબ્દ સરખો પણ બોલી નહિ. બુદ્ધિપ્રસાદની સૂચનાની અવગણના કરવાથી કેવું માઠું પરિણામ આવ્યું હતું, તે ઉષા હવે સ્હમજી શકી. પરંતુ બદમાશો માત્ર સંપત્તિ અર્થે જ આ બધી ખટપટ ચલાવી રહ્યા હતા એ વાત ઉષા સારી રીતે જાણતી હતી.

તરતજ ઉષા અને લીલા ગાડીમાંથી નીચે ઉતર્યા એટલે રમણિકે ઉષાને એક મોટરબોટમાં બેસાડીને સમુદ્રમાં રવાના કરી દીધી. અને લીલાને બીજી મોટરમાં રવાના કરી દીધી. લીલાને તો તેઓ કોઇ નિર્જન સ્થળે લઇ જઇને છોડી મૂકશે, એવી ઉષાની કલ્પના હતી. પરંતુ લીલા બીકણ સ્વભાવની હતી. તેને ઘર જડશે કે નહિ, અથવા ઘર જડશે તો પણ તે બુદ્ધિપ્રસાદને સવિસ્તર હકીકત કહી શકશે કે કેમ, તે બદલ ઉષાના મનમાં શંકા હતી.

સુભાગ્યે આ વખતે ઉષાની શંકા ખોટી ઠરી. મોટરવાળાએ થોડે દૂર ગયા પછી લીલાને ઉતારી મૂકી. તે ફરતી ફરતી

એક તાર ઑફિસમાં જઇ પહોચી અને ત્યાંથી તેણે પોતાની અને ઉષા સંબંધી હકીકતનો બુદ્ધિપ્રસાદને સંક્ષિપ્તમાં તાર કર્યો. અનુભવ પરત્વે લીલા પણ હવે સમયસુચક અને હુશિઆર થવા લાગી હતી.

દિનકર અને બુદ્ધિપ્રસાદ હવે આગળ કેમ કરવું, તત્સંબંધી વિચાર કરતા દિવાનખાનામાં બેઠા હતા તેવામાં લીલાનો તાર આવ્યો. તે વાંચીને બુદ્ધિપ્રસાદ બોલી ઉઠયો: "શાબાશ! લીલા પણ હવે હુશિઆર થતી જાય છે ને શું? દિનકર! આ જો, તું એકલો જ આ કામ તો કરી શકીશ. ગમે તે ઉપાયે પણ મ્હને પકડવાનો બદમાશોએ વિચાર કર્યો હોય એમ લાગે છે! પરંતુ હાલ મ્હારે મોકળા રહેવાની જરૂર છે. તું જ આટલું કામ કર!"

"ઠીક છે. તમે સહજ પણ ચિન્તા કરશો નહિ." એટલું બોલીને દિનકર ઝપાટાબંધ પોતાની મોટર સાઇકલપર બેસીને ચાલતો થયો. મેજપર પડેલા તાર સામી દૃષ્ટિ જતાં બુદ્ધિપ્રસાદ પુનઃ પોતાના મનમાં જ લીલાની પ્રશંસા કરવા લાગ્યો. લીલા ઘેર આવે એટલે તેને અભિનંદન આપવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. અત્યારે બુદ્ધિપ્રસાદના મનમાં એક પ્રકારનો કોમળ મનોવિકાર ઉદ્‌ભવ્યો હતો. પરંતુ તે પોતાના મનમાં પણ તત્સંબંધી વિચાર કરવામાં સંકોચ પામતો હતો.

સમુદ્રમાંની મોટરબોટમાં બેઠેલી ઉષા મોન હતી. રમણિકે તેને અનેક પ્રશ્નો પૂછ્યા પરંતુ તેણે તેનો કંઇ જ ઉત્તર આપ્યો નહિ; એટલું જ નહિ, પરંતુ જાણે કે પોતે કંઇ જ સાંભળતી ન હોય, તેમ તે જડ મૂર્તિ પ્રમાણે બેસી રહી હતી.

રમણિકનો એક સાથીદાર ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો: "છોકરી! બોલીશ નહિ! વખત આવ્યે હું તને બોલવાની ફરજ પાડું છું કે નહિ તે જોઇ લેજે!. હવે તું અમારા કબજામાંથી ક્યાં છટકી શકવાની હતી? પહેલાંની માફક હવે સમુદ્રમાં કૂદી પડવાનો લાગ તને મળનાર નથી એ નક્કી માનજે. આટલા દિવસ સુધી અમને નકામો ત્રાસ આપ્યો પરંતુ હવે તું સપડાઇ ગઈ છે!"

"હવે જવા દે ને તે વાત!" રમણિક ગંભીર સ્વરે બોલ્યો: "આપણે પહેલાં આપણા નિર્ણિત કરેલા સ્થળે જઇ પહોંચીએ એટલે બસ! ત્યાં ગયા પછી મરજી પડે તેટલા પ્રશ્નો તેને પૂછી શકાશે." એટલું બોલીને તેણે સમુદ્રમાં થોડે દૂર નાંગરેલી એક 'આગબોટ' પ્રત્યે સાંકેતિક દૃષ્ટિથી જોયું.

જો કે ઉષાનો સ્વભાવ ધૈર્યશીલ હતો તોપણ આ સમયે તેનું ધૈર્ય ડગમગવા લાગ્યું. બદમાશો પોતાને સમુદ્રમાર્ગે દૂર લઇ જશે એવી તેની ખાત્રી થઇ. ગત અનુભવને લીધે, તેને સમુદ્રમાર્ગે પ્રવાસ કરવામાં પણ હવે ભય લાગતો હતો.

'મોટરબોટ' કિનારેથી લગભગ ચારેક માઇલ દૂર ગઇ એટલે ઉષાએ આશાપૂર્ણ દૃષ્ટિથી કિનારા તરફ જોયું તો ઘણે દૂર કંઇ સફેદ પદાર્થ જેવું ચળકતું હોય એમ તેના જોવામાં આવ્યું. તે શું હશે, તે પ્રથમ તો ઉષાથી સ્હમજાયું નહિ. પરંતુ જેમ જેમ તે સફેદ પદાર્થ નજીક આવતો ગયો તેમ તેમ ઉષાની ખાત્રી થતી ગઇ કે તે એક મોટરબોટ જ હતી. રમણિક અને તેનો સાથિદાર પોતાના સ્હામે નાંગરેલી આગબોટ પ્રત્યે દૃષ્ટિ ફેંકતા ઉભા હતા અને તેથી પાછળ ધસી આવતી મોટરબોટ પ્રત્યે તેમનું ધ્યાન ઘણી વાર સુધી ગયું જ નહિ. પરંતુ જયારે 'સરસર' કરતો ધ્વનિ તેમના કાનપર અથડાયો ત્યારે તેમણે ચમકીને પાછળ જોયું. પાછળની મોટરબોટ પોતાની મોટરબોટની પાછળ લાગી છે, કે કોઇ બીજા કામે જાય છે તે જાણવા સારૂ રમણિકે પોતાની મોટરબોટનું મ્હોં ફેરવ્યું. પાછળની મોટરબોટ પણ તે તરફ વળી. હવે રમણિક સ્હમજ્યો. ઉષાની બાતમી બહાર ફૂટે ત્યાર પહેલાં આગબોટમાં જઇ પહોંચવાનો તેનો વિચાર હતો. પરંતુ આટલા અલ્પ સમયમાં જ એક મોટરબોટે પોતાની પૂંઠ પકડી હતી એ જોઇને તેના આશ્ચર્યનો અવધિ જ થયો.

પાછળની મોટરબોટ નજીકમાં આવવા લાગી. ઉષા તે બોટ પ્રત્યે આશાપૂર્ણ દૃષ્ટિ ફેંકી રહી હતી. પોતાને કોઇ બોલાવતું હોય એવો તેને ભાસ થયો. એટલામાં રમણિકના એક સાથીદારે પોતાના ખિસ્સામાંથી 'રિવૉલ્વર' કાઢી અને પાછળની મોટરબોટ પર તાકી. પરંતુ રમણિકે તે તેના હાથમાંથી છીનવી લીધી અને બોલ્યો: "મૂર્ખા! બોટમાં પોલિસ અમલદાર છે તે નથી દેખતો?"

"ઉષા! કૂદી પડ!" પાછળની મોટરબોટમાંથી સ્પષ્ટ સૂચના થઇ. તરત જ આગળ પાછળ જોયા વગર, તેમજ એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર ઉષા સમુદ્રમાં કૂદી પડી.

પ્રિય પાઠક! લીલાનો તાર મળ્યા પછી દિનકર લક્ષ્મીપ્રસાદના ઘેરથી નીકળીને ઠેઠ બંદર પર આવ્યો હતો. અને ત્યાં આવતાંની સાથે જ તેને માલૂમ પડ્યું કે એક તરુણ સ્ત્રી કેટલાક માણસો સહિત મોટરબોટમાં બેસીને હમણાંજ રવાના થઇ. દિનકરે અનુમાન કર્યું કે તે

ઉષા જ હોવી જોઇએ. કિનારાપરના જે હોડીવાળાએ તેને આટલી બાતમી આપી હતી તેને તેણે પુનઃ પૂછ્યું: "મોટરબોટમાં બેસતાં બેસતાં તે છોકરીએ કંઇ આનાકાની કરી હતી કે ?"

"ના,ના, કંઇ પણ તકરાર કર્યા વગર જ તે મોટરબોટમાં બેસી ગઇ હતી."

"હવે બીજી એકે મોટરબોટ તૈયાર છે કે ?"

"હા; જૂઓ, પેલી સામે પડેલી મોટરબોટ તૈયાર છે. જો કે પેલી મોટરબોટને અહિંથી ગયાં લગભગ અર્દ્ધો કલાક થયો છે તો પણ આ બોટની ઝડપ એટલી છે કે માત્ર પંદર મિનિટમાંજ તે પેલી બોટને પકડી પાડશે. પરંતુ ભાડુ પણ તેવું જ આપવું પડશે."

"કંઇ હરકત નહિ. મનુષ્યના પ્રાણ કરતાં પૈસાની કિંમત વધારે નથી. કલાકના વીશ રૂપિઆ મળશે અને કામ પૂર્ણ થશે તો દશ રૂપિઆ બક્ષિસ મળશે. છે કબૂલ ?"

"હા, ચાલો મ્હારી સાથે ! બોટ તૈયાર છે."

"તું મોટરબોટ ધક્કા પાસે લાવ ત્યાં સુધીમાં હું પોલિસને લઇને આવી પહોંચું છું," એટલું કહીને દિનકર પોતાના એક ઓળખીતા પોલિસ પાસે ગયો અને થોડા સમયમાં ઉષા સંબંધી સંક્ષિપ્ત હકીકત તેને જણાવીને તેને પોતાની સાથે લઇ આવ્યો. તરત જ બન્ને જણા મોટરબોટમાં ચ્હડી બેઠા એટલે મોટરબોટ જળમાર્ગ કાપવા લાગી. માત્ર પંદર મિનિટમાંજ તેમની મોટરબોટ પેલી મોટરબોટ પાસે જઇ પહોંચી. ઉષાને સમુદ્રમાં કૂદી પડવાની સૂચના કરનાર દિનકર જ હતો. ઉષાએ સમુદ્રમાં પડતું મૂક્યું એટલે દિનકરે તેને પોતાની મોટરબોટ પર લઇ લીધી.

દિનકરના ગયા પછી લગભગ અર્ધા કલાક બાદ લક્ષ્મીપ્રસાદના દિવાનખાનામાં એક મનુષ્ય દાખલ થયો. તેની મુખમુદ્રાપરથી તે સોનેરીટોળીનો જ માણસ હોવો જોઇએ એવું બુદ્ધિપ્રસાદે અનુમાન કર્યું. તે મનુષ્ય બુદ્ધિપ્રસાદને ઉદ્દેશીને બોલ્યો: "કેમ, હવે શા નિર્ણય પર આવ્યા છો ? હજી પણ **નવલખી પેટી** અમારા સ્વાધીન કરો, નહિંતર ઉષા સમુદ્રપાર ગઇ જ સમજજો ! હવે તે સમુદ્રમાં કૂદી પડીને કે બીજી કોઇ પણ યુક્તિથી છટકીને આવી શકે તેમ નથી. ચાલો, સત્વર કરો. લાવો પેટી !"

"સહજ વાર ધૈર્ય ધરો !" બુદ્ધિપ્રસાદ બોલ્યો: "મને વિચાર કરવા સારૂ માત્ર પંદર મિનિટનો અવકાશ આપો !"

"છટ્! પંદર મિનિટ તો શું, પણ પંદર સેકન્ડનો પણ અવકાશ મ્હારાથી આપી શકાય તેમ નથી."

"ત્યારે પેટી તમને સોંપી દઉં એટલે ઉષા સુખરુપ ઘરે આવશે તેનો શો ભરોસો? તમે એક કામ કરો! ઉષાને અહિં મૂકી જાઓ અને પેટી પણ લઇ જાઓ! હવે હું પણ આ ખટપટથી કંટાળી ગયો છું."

"બુદ્ધિપ્રસાદ! જ્યારે તમને મ્હાર.પર ભરોંસો નથી તો મ્હને પણ તમારાપર શી રીતે ભરોંસો આવે? ઉષાને તમારે સ્વાધીન કરી એટ તમે પેટી મ્હારા સ્વાધીન કરશો.એવું માની લઉં એવો હું મૂર્ખ નથી, સહમજ્યા કે? હવે અમારો વિજય છે. તમારે અમારાપર જ વિશ્વાસ રાખવો જોઇએ. પેટી મળી એટલે અમારે તે છોકરીનું શું કામ છે? ચાલો ઢીલ ન કરો! ક્યાં છે તે નવ લખી પેટી?"

"અરે બદમાશ!" ઉષા સાથે દિવાનખાનામાં પ્રવેશ કરતો દિનકર એકદમ ધ્રુસકી ઉઠયો: "ત્હારે નવલખી પેટી જોઇએ છે કેમ?"

બદમાશે ચમકીને પાછળ જોયું તો તેણે ઉષા અને દિનકરને દિવાંનખાનામાં આવી પહોંચેલાં જોયાં. તે ત્યાંથી દોડતો નાઠો. દિનકર તેની પાછળ દોડયો અને તેણે તેને પકડી પાડયો. તેણે તરત જ તેને પોલિસ થાણામાં મોકલી દીધો.

બુદ્ધિપ્રસાદ દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યો: "શું કરવું? હમેશાં આવા ફાલતુ માણસો જ પકડાય છે. નાયકનો તો પત્તો જ લાગતો નથી! કેમ, ઉષા બ્હેન, આટલી આટલી વિનંતીઓ કરૂં છું તો પણ મ્હારી એક વિનંતી તમારી સ્મૃતિમાં રહેતી નથી ને?"

"ક્ષમા કરો!" જમીનપર દૃષ્ટિ રાખીને ઉષા લજ્જાયુક્ત સ્વરે બોલવા લાગી: "તે અસ્વસ્થ સ્થિતિમાં દવાખાનામાં છે એવું સાંભળતાં જ મ્હારૂં હૃદય મ્હારા હાથમાં રહ્યું નહિ. અને તેથી જ મ્હારાથી આવું અવિચારી કામ થયું! વારૂ! લીલા ઘેર આવી છે કે?"

"હા," બુદ્ધિપ્રસાદ બોલ્યો: "પણ હવે સાવધ રહેજે!"

ઉષા અંદરે પહોંચી હતી ત્યાં સુધીની હકીકત લીલાના મ્હોંએ બુદ્ધિપ્રસાદે સાંભળી હતી. બાકીની હકીકત ઉષા અને દિનકરના મ્હોંએ સાંભળી. આથી સોનેરી ટોળીની નીચતા બદલ કોઇને

આશ્ચર્ય લાગ્યું નહિ. પરંતુ લીલાની સમયસૂચકતા અને દિનકરની હુશિઆરી જોઇને બુદ્ધિપ્રસાદ વિસ્મિત થયો. તેમ જ ઉષાનો પોતાના પ્રત્યેનો નિઃસીમ પ્રેમ જોઇને, દિનકરે પણ પોતાના મનમાં અનહદ આનંદ માન્યો.

## પ્રકરણ ૧૮ મું.

### શેરને માથે સવા શેર.

છૂપી પોલિસની ઓળખાણવાળી એક બાઇને બુદ્ધિપ્રસાદે પોતાને ત્યાં નોકરીમાં રાખી હતી. તેનો સ્વભાવ ગરીબ અને પાપભીરૂ હતો. પરંતુ તે થોડીક દ્રવ્યલોભી હતી. એક તરુણ યુવક સાથે તેનો પ્રેમ-સંબંધ હતો. તેની સાથે લગ્ન-ગ્રંથિથી જોડાવા માટે તેને પૈસાની બહુ જરૂર હતી. પોતાને જે કંઇ જૂજ દરમાયો મળતો હતો, તેમાંથી કર-કસર કરીને તે પૈસો બચાવતી હતી. પરંતુ તેના ટુંક પગારમાંથી ઘણીજ થોડી રકમ તે બચાવી શકતી હતી. આથી લગ્ન માટે ખરચ કરવું પડશે, એ વિચારથી પૈસો પ્રાપ્ત કરવાની ચિન્તા તેના મનમાં અહર્નિશ રહ્યાં કરતી હતી. આવી પરિસ્થિતિમાં તેને અનાયાસે એક હજાર રૂપિઆ મળવાનો સુયોગ પ્રાપ્ત થતાં તેવડી મોટી રકમ મેળવવા માટે તેનું મન તલપાપડ બની જાય એ સ્વાભાવિક જ હતું.

એક દિવસે લીલા પોતાની ઓરડીમાં ચિન્તાતુર વદને બેઠેલી ઉષાના જોવામાં આવી. તે તેની પાસે જઇને પ્રેમાળ સ્વરે બોલી: "આમ ચિન્તાતુર કેમ દેખાય છે? ત્હને શું થાય છે, લીલા!"

"શું કહું બ્હેન!" લીલા ખિન્ન સ્વરે બોલી. "શું થાય છે તે હું પોતે પણ સમજી શકતી નથી! ગઇ કાલથી મ્હને બિલકુલ ચેન પડતું નથી. લખવા વાંચવાનું સૂઝતું નથી, શીવણગુંથણ તરફ ચિત્ત ચોટતું નથી, ખાવું પીવું ભાવતું નથી, અને મ્હારી નિદ્રા પણ ઉડી ગઇ છે!"

"ત્યારે ગઇ કાલે ત્હેં મ્હને વાત કેમ ન કરી?" એટલું બોલીને ઉષાએ પોતાની દાસીને હાક મારી: "શાન્તિ! આટલામાં કોઇ ડૉકટરને તું ઓળખે છે કે?"

"હા; બાઇ સાહેબ! અહીં નજીકમાં જ એક ડૉકટર રહે છે! કંઇ કામ છે કે?" શાન્તિએ દિવાનખાનામાં પ્રવેશ કરતાં ઉત્તર આપ્યો.

"હા; **લીલા** બ્હેનની તબિઅત સહજ નરમ છે. તું ડૉક્ટરને બોલાવી લાવ!"

**શાન્તિ** તાબડતોબ ડૉક્ટરને બોલાવી લાવવા માટે ચાલી ગઇ. બુદ્ધિપ્રસાદે **શાન્તિ**ને ડૉક્ટરને બોલાવવા જતી જોઇ હતી પરંતુ તેમાં તેને કંઇ નવાઇ લાગી નહિ. **શાન્તિ** ગરીબ, પ્રમાણિક અને હુશિઆર હતી એવી વિશ્વાસપાત્ર ઓળખાણ મળ્યા પછી જ તેણે તેને પોતાને ત્યાં નોકરીમાં રાખી હતી. અને તેથી તેના મનમાં કંઇ પણ કપટ હશે એવી બુદ્ધિપ્રસાદની કલ્પના સુદ્ધાં નહોતી. તેમ જ અત્યાર સુધીમાં કોઇ દિવસ ડૉક્ટરનો ખપ નહિ પડવાથી તેમનો કોઇ 'ફેમિલી ડૉક્ટર' પણ નહોતો. અર્થાત્ **શાન્તિ** કયા ડૉક્ટરને બોલાવવા ગઇ હતી તે બાબતની પણ બુદ્ધિપ્રસાદે ખાત્રી કરી નહિ.

અલ્પ સમયમાં જ **શાન્તિ** એક ડૉક્ટર સાથે આવી પહોંચી. બુદ્ધિપ્રસાદે ડૉક્ટરનું સ્વાગત કર્યું અને તેને **લીલા**ની ઓરડીમાં લઈ ગયો. ડૉક્ટરે **લીલા**ની નાડ તપાસી જોયા પછી તેને પૂર્વ ઇતિહાસ પૂછવા માંડ્યો. તેનો ઇતિહાસ સાંભળી રહ્યા પછી થોડી વાર વિચાર કરીને ડૉક્ટર સાહેબ બોલ્યાઃ "આ છોકરીને બાલ્યાવસ્થાથી જ ખુલ્લી હવામાં રહેવાની ટેવ હોવાથી, મુંબઇની બંધિયાર હવા તેને માફક આવતી નથી. તેને ખોરાક બરાબર નહિ પચતો હોવાથી જ તેને જીર્ણજ્વર લાગુ પડ્યો છે. અને તેથી તેને અમુક સમય સુધી ખુલ્લી હવામાં રાખવાથી, તેની તબિઅત સત્વર સુધરી જશે. તેને કુર્લા અથવા માહિમમાં રાખશો તો વધારે અનુકૂળ પડશે. હજી સુધી દર્દ એટલું બધું અસાધ્ય થયું નથી, પરંતુ જો કાળજી નહિ રાખવામાં આવે તો તે ગંભીર સ્વરૂપ ધારણ કર્યા વગર રહેશે નહિ."

"જો તેને બહારગામ રાખવી પડે તો તો તેને એકલીને જ ત્યાં રહેવું પડે! બુદ્ધિપ્રસાદ બોલ્યો.

"ના, ના;" ઉષાનો હાથ પકડીને બુદ્ધિપ્રસાદ સામું જોતી **લીલા** બોલીઃ "ઉષાને છોડીને હું કોઈ પણ સ્થળે જવાની નથી!"

"ઉષા બ્હેન! તમે **લીલા**ની સાથે જશો કે?" ડૉક્ટર પ્રત્યે સંશયયુક્ત દૃષ્ટિ ફેંકતો બુદ્ધિપ્રસાદ બોલ્યો. તેમ કરવાથી પોતાના બોલવાની અસર ડૉક્ટરના વદનપર કેવી થાય છે, તે જાણવાની બુદ્ધિપ્રસાદની ઇચ્છા હતી. પરંતુ તેથી ડૉક્ટરના વદનપર કંઇ પણ ફરક પડેલો તેના જોવામાં આવ્યો નહિ.

બુદ્ધિપ્રસાદે પોતાના ખિસ્સામાંથી પૈસાનું પાકિટ કાઢવા માંડ્યું.

તે જોઇને ડૉક્ટર સાહેબ બોલ્યા: "હમણાં કંઇ જ ઉતાવળ નથી. હું દવા મોકલું છું તે તરત જ શરૂ કરી દો. અઠવાડિઆ પછી હું 'બીલ' મોકલીશ. પરંતુ મ્હારે જે સૂચના કરવાની છે તે એટલી જ છે કે જો તેને ખુલ્લી હવામાં રાખશો તો દવા કરતાં પણ તેની તબિયતમાં સત્વર સુધારો થઇ જશે!"

ત્યાર બાદ ડૉક્ટર સાહેબ બુદ્ધિપ્રસાદની રજા લઇને ત્યાંથી ચાલ્યા ગયા. વ્યવહારિક દૃષ્ટિએ જોતાં ડૉક્ટરના વર્તનમાં કંઇ પણ ખાસ નવીનતા જણાઇ નહિ. તોપણ બુદ્ધિપ્રસાદના શંકાખોર મનમાં શંકા ઉદ્ભવી. પરંતુ કોના બદલ અને શી બાબતનો શક પોતાના મનમાં હતો તે બુદ્ધિપ્રસાદ પોતે પણ સ્હમજી શકતો નહોતો. તેણે પોતાના બીજા ઓળખાણવાળા ડૉક્ટરોને 'ટેલિફોન'દ્વારા આ ડોક્ટરની લાયકાત વિષે પૂછી લીધું. તેઓએ પણ એવો અભિપ્રાય આપ્યો કે તે એક અનુભવી અને સુવિખ્યાત ડૉક્ટર હતો. અર્થાત્ કોઇ પણ જાતની શંકા ઉપસ્થિત થાય એવો કંઇ જ આધાર નહિ હોવા છતાં પણ બુદ્ધિપ્રસાદના મનમાં શંકા ઉપસ્થિત થઇ. પરંતુ પૂર્વે 'ઉષા ગાંડી છે' એવો અભિપ્રાય આપનારા એ ડૉક્ટરોમાંનો જ આ ડૉક્ટર હતો તે બિચારો બુદ્ધિપ્રસાદને શી રીતે જાણી શકે?

લીલાની તબિએત બદલ બુદ્ધિપ્રસાદને ચિન્તા થવા લાગી. ડૉક્ટરની સલાહ પ્રમાણે તેને થોડો સમય કુર્લા રાખવાનો તેણે વિચાર કર્યો. બપોરના સમયે દિનકર આવ્યો એટલે બુદ્ધિપ્રસાદે તેને પોતાનો વિચાર કહી સંભળાવ્યો અને લીલા ઉષાને છોડીને એકલી કુર્લા રહેવા જવા ઇચ્છતી નથી એ પણ તેણે તેને જણાવ્યું. અંતે બન્ને જણા એવા નિર્ણય પર આવ્યા કે ઉષા અને લીલાને ગુપ્ત રીતે કુર્લામાં રાખવા અને તેમણે બન્નેએ તેમની તપાસ રાખ્યાં કરવી.

બીજે દિવસે ઉષા અને લીલાને કુર્લા 'પથિકાશ્રમ'માં રાખવામાં આવ્યાં. આ વ્યવસ્થા દિનકરે ઘણી જ ગુપ્ત રીતે કરી હતી. પરંતુ તે બાતમી સોનેરી ટોળીને મળ્યા વગર રહી નહિ.

કુર્લામાં રહેવાથી લીલાની તબિયત દિનપ્રતિદિન સુધરવા લાગી. ઉષા અને લીલા દરરોજ સ્હવારે તથા સ્હાંજે ખુલ્લી હવામાં ફરવા જતાં અને તેથી લીલાની પાચનશક્તિ પ્રદિપ્ત થવા લાગી. તેના શરીરમાં ધીમે ધીમે શક્તિ પણ આવવા લાગી. સુશીલાબાઇનો આશ્રમ છોડ્યા પછી ખુલ્લી હવામાં રહેવાનો પ્રસંગ તેમને ઘણા સમય બાદ મળવાથી તેમને ઉભય ને અનહદ આનંદ થતો હતો. બુદ્ધિપ્રસાદની

સૂચના પ્રમાણે તેઓ કોઇની સાથે કંઇ પણ સંબંધ રાખતાં નહોતાં. અને તેથી તેમને અમુક સમય સુધી કોઈ જાતનો ત્રાસ પડયો નહિ. દરરોજની બારિકમાં બારિક હકીકત ઉષા બુદ્ધિપ્રસાદને પત્ર દ્વારા જણાવતી હતી. અને તે ઉપરથી કંઇ સંશયોત્પાદક સ્થિતિ છે કે કેમ, તેનો વિચાર બુદ્ધિપ્રસાદ કરી શકતો હતો. દિનકર પણ વારંવાર ત્યાં આવીને તેમની ખબર કાઢી જતો હતો. લીલાની પ્રકૃતિ ઝપાટાબંધ સુધરતી જતી હતી એ સાંભળીને બુદ્ધિપ્રસાદને આનંદ થતો હતો અને તેને પ્રત્યક્ષ મળવાની તેને તીવ્ર ઉત્કંઠા થવા લાગી હતી. પરંતુ ઘર છોડીને જવાની તેની હિંમત ચાલતી નહોતી અને તેથી ઉષાના પત્રો તેમ જ દિનકર જે સમાચાર લાવતો તે ઉપર જ તેને સંતોષ માનીને રહેવું પડતું હતું.

આ બાજૂ રાત્રિના સમયે નિત્યનિયમ પ્રમાણે કૃષ્ણકાન્ત માયાના મકાને આવ્યો. ડૉક્ટર સાહેબ તેની સૂચના પ્રમાણે અગાઉથી જ આવીને બેઠા હતા. ડૉક્ટર સાહેબને જોતાંની સાથે જ કૃષ્ણકાન્ત બોલી ઉઠયો: "કેમ, ડૉક્ટર સાહેબ ! શી નવાજૂની છે ?"

આ ડૉક્ટર ઘણો હુશિઆર હતો. શસ્ત્રક્રિયા કરવામાં તો તે એક્કો હતો. જ્યારે જ્યારે સોનેરી ટોળીના બદમાશોમાંનો કોઇ ઘાયલ થતો ત્યારે ત્યારે આ જ ડૉક્ટર 'ટ્રીટમેન્ટ' કરતો હતો. સોનેરી ટોળીના તમામ બદમાશોને આ ડૉક્ટર પ્રત્યે સારી શ્રદ્ધા હતી. ડૉક્ટર સાહેબ કૃષ્ણકાન્તને ઉદ્દેશીને બોલ્યા: "કબુલ કર્યા પ્રમાણે ઉષાને બંગલા બહાર કાઢી છે. મ્હારૂં કર્તવ્ય મ્હેં પૂર્ણ રીતે બજાવ્યું છે. હવે બાકીનું તમારૂં કામ તમે પૂર્ણ કરો !"

"હજી તમારૂં કામ પૂર્ણ થયું નથી." કૃષ્ણકાન્ત બોલવા લાગ્યો: "ઉષાને તમે તેની મૈત્રિણીથી જૂદી કાઢી નથી. તમારૂં એટલું કામ અધૂરૂં નથી કે ? અને તે કંઇ ઓછું મહત્વનું છે કે ? ઉષા અને લીલાને એક અઠવાડિયાંથી અમે નિશ્ચિંત રીતે રહેવા દીધાં છે તેથીજ બુદ્ધિપ્રસાદ હવે નિશ્ચિંતપણે રહે છે. પરંતુ ઘર છોડીને તે ક્ષણ વાર પણ બહાર જતો નથી. પેલી દાસીને સમજાવીને બુદ્ધિપ્રસાદનો કાંટો દૂર કરવા માટે મ્હેં ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ તે લુચ્ચી દાસી કહે છે કે 'હું બુદ્ધિપ્રસાદને ચ્હામાં ઝેર દઇને મારી નાખું ખરી,' પરંતુ તે કામગિરિ બદલ જે બક્ષિસ આપવાની હોય તે અગાઉથી જ આપો."

"ત્યારે તેને ચૌદમું રત્ન બતાવી દ્યો ને ?" માયા બોલી.

"નહિ, નહિ, એમ કરવાથી આપણો હેતુ પાર પડે તેમ નથી."

કૃષ્ણકાન્ત બોલવા લાગ્યો: "તે દાસી એક તરુણ ડીટેકટીવ સાથે પ્રેમમાં પડી હોવાથી ઘણી જ ચાલાક થઇ ગઇ છે. માત્ર એ બન્ને જણાંને પૈસાની જરૂર છે. તેને પૈસા વેળાસર આપી દઇને આપણે આપણું કાર્ય પૂર્ણ કરવાનું છે. નહિંતર વળી તે ભળતો જ અનર્થ પણ કરી નાખે!"

"નવલખી પેટી ક્યાં મૂકી છે તે સંબંધી તે કંઇ જાણે છે કે?" માયાએ પૂછ્યું.

"તેને જો ખબર હોત તો તે પોતેજ પેટી ઉપાડી ગયા વગર રહેત કે?" ડૉકટર અને માયા સાથે જ ખડખડ હસી પડયાં.

"માયા! આટલા આટલા પ્રયત્નો કરવા છતાં પણ નવલખી પેટીનો પત્તો જ લાગતો નથી. હવે કરવું કેમ?" કૃષ્ણકાન્ત નિરાશાજનક સ્વરે બોલ્યો.

"મ્હને લાગે છે કે તમારી સોનેરી ટોળીના જેવી જ બીજી કોઇ ટોળી લક્ષ્મીપ્રસાદે ઉભી કરી હોવી જોઇએ."

"નહિ, નહિ; એમ બનવાજોગ જ નથી." કૃષ્ણકાન્ત બોલ્યો.

"ત્યારે અત્યાર સુધીમાં આપણે જેટલાં કારસ્થાન રચ્યાં તે બધાં તોડી પાડવામાં આવે છે તેનું કારણ શું?" માયા બોલી.

"નશીબ!" કૃષ્ણકાન્ત બોલ્યો: "દરેક વેળા કામ પાર પાડવાનો વખત આવે છે ત્યાં કોણ જાણે કયાંથી વિઘ્ન આવે છે અને બધો શ્રમ વ્યર્થ જાય છે. ઉપાને પકડવા માટે સેંકડો પ્રયત્નો કર્યા પરંતુ તે બધા વ્યર્થ ગયા! તો પણ નિરાશ થવાની જરૂર જ નથી. એકવાર હાથમાં લીધેલું કામ કંટાળીને ત્યજી દેવું, એ નામર્દનું કામ છે. તેમ કરવા કરતાં તો કોઇ કામમાં હાથ ઘાલવો જ નહિ એ જ વધારે ઉત્તમ! ડૉકટર સાહેબ! ગમે તેમ કરીને ઉપાને લીલાથી જૂદી કાઢો એટલે થયું! પછીનું કામ અમે સંભાળી લઇશું."

"એમાં શું મોટું કામ છે? હું તે સહજમાં કરી શકીશ."

"કેવી રીતે?" ડૉકટરનો હાથ પોતાના હાથમાં લઇને તેના પ્રત્યે ઉત્સુકતાપૂર્ણ દૃષ્ટિએ કૃષ્ણકાન્ત જોઇ રહ્યો.

ડૉકટર સાહેબે ધીમે રહીને કૃષ્ણકાન્તના કાનમાં કંઇ ગુપ્ત મંત્ર મૂકયો.

"ઓ...હો!" કૃષ્ણકાન્ત ડૉકટર સાહેબની પીઠ થાબડતો સ્મિતપૂર્વક બોલ્યો: "શાબાશ! ડૉકટર સાહેબ, કલ્પના તો અચ્છી છે! મ્હારી બુદ્ધિ જ કોણ જાણે હમણાં કેવી બહેર મારી ગઇ છે. જૂઓ,

ડૉક્ટર સાહેબ, આવી રહેલી કલ્પના પણ મ્હને સૂઝી આવતી જ નથી. હં, વારુ, આ કલ્પનાનો ઉપયોગ ક્યારે થશે ?"

"આવતી કાલે સ્હવારે હું ત્યાં જઇશ ! કંઇ પણ બૂમ બરાડા પાડયા વગર આ કાર્ય પૂર્ણ કરવાની જરૂર છે."

"તમારી ઇચ્છામાં આવે તેમ કરો ! મ્હારી તમને સદર પરવાનગી છે."

"માત્ર મ્હોંની પરવાનગીથી કંઇ બની શકે તેમ નથી. આ કામ પૂરૂં કરવા માટે થોડા ઘણા પૈસાની જરૂર પડશે." ડૉક્ટર સાહેબ એટલું બોલીને કૃષ્ણકાન્ત પ્રત્યે જોઇ રહ્યા.

"કંઇ હરકત નહિ. લ્યો આ સો રૂપિઆ ! કામ પૂર્ણ થયેથી રૂપિઆ પાંચસો આપીશ !" એમ કહીને કૃષ્ણકાન્તે રૂપિઆ સોની નોટ ડૉક્ટર સાહેબના હાથમાં મૂકી.

ડૉક્ટર સાહેબે રૂપિઆ સોની નોટ હજૂરે રહીને ખિસ્સામાં મૂકી અને કૃષ્ણકાન્ત અને માયાની રજા લઇને ત્યાંથી ચાલતા ગયા.

ડૉક્ટરના ગયા પછી કેટલીક વાર સુધી પોતાના મનમાં વિચાર કર્યા બાદ કૃષ્ણકાન્ત માયાને સંબોધીને બોલ્યો: "હું અહીં આવું જાઉં છું તે બદલ પહેલાંની માફક કોઇ આપણી તપાસ રાખે છે કે ?"

"ના; ઘણા સમયથી હું કોઇને દેખતી નથી. કાં તો તેનું કાર્ય પૂર્ણ થયું હોય, અથવા તેણે નિરાશ થઇને તેમ કરવાનું બંધ કર્યું હોય ! પરંતુ મ્હને તો લાગે છે કે તેનું કાર્ય પૂર્ણ થવાથી જ તેણે તપાસ રાખવાનું છોડી દીધું હોય !"

"મ્હારી બદલ ગુપ્ત તપાસ રાખવામાં તેનો શો ઉદ્દેશ હશે !"

"પ્રભુ જાણે ! મ્હારાથી પણ તેનું કારણ સમજી શકાતું નથી." માયા બોલી:

"ઠીક છે ! વારુ, ત્યારે હું જાઉં છું. ગમે તેમ પણ વિજય અંતે આપણો જ છે. તું નિશ્ચિંત જ રહેજે." એટલું કહીને કૃષ્ણકાન્ત ત્યાંથી ચાલતો થયો.

કૃષ્ણકાન્ત દૃષ્ટિમર્યાદાની બહાર ગયો ત્યાંસુધી તેના પ્રત્યે સતૃષ્ણ નયને માયા જોઇ રહી. ત્યાર પછી તે કોચ પર આવીને પડી અને એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો.

તે જ રાત્રિએ દિનકર પોતાના મકાનમાં બેઠો બેઠો એક નિબંધ 'ટાઇપરાઇટર' પર છાપતો હતો. વચ્ચે વચ્ચે તે બારીમાંથી ડોકીઆં કરતાં કરતાં નભોમંડળમાંના તારકો પ્રત્યે દૃષ્ટિ ફેંકતો હતો.

પુનઃ તેની આંગળીઓ 'ટાઇપ રાઇટર' પર પડવા લાગતી એટલે 'ક્લીક ક્લીક' એવો અવાજ થવા લાગતો તેનો આજનો લેખ ઘણો જ મહત્વનો હતો અને તેથી તે ક્યારે છપાઇ રહે એમ તેના મનમાં થતું હોય, એવું તેની મુખમુદ્રાપરથી જણાઇ આવતું હતું. છેવટે તેનું કાર્ય પૂર્ણ થયું. તેણે તમામ કાગળીઆ એકઠા કર્યા અને તેનો થોકડો બગલમાં મારીને તે 'ગુર્જર' પત્રની ઑફિસ તરફ જવા સારૂ નીકળ્યો.

દિનકરને ઑફિસમાં પગ મૂકતાં દીઠો કે તરત જ **'ગુર્જર'** પત્રનો અધિપતિ તેના પ્રત્યે સહેતુક દૃષ્ટિ ફેંકતો બોલ્યો: "કેમ દિનકર! તમારી નવલખી પેટીની નવલકથા હવે પૂર્ણ થઇ કે નહિ?"

"હા જી! તૈયાર તો થઇ છે. પરંતુ હજી તે આપની સમક્ષ રજુ કરવા જેવી તૈયાર થઇ નથી! મ્હેં જ્યારે આ કામ હાથમાં લીધું ત્યારે તે અમુક સમયમાં જ પૂર્ણ થશે એવી મુદત બાંધી જ નથી!" દિનકરે ઉત્તર આપ્યો.

"વાહ! એટલે મ્હારે તેની રાહ દસ બાર વર્ષ સુધી જોયાં કરવીકે?"

"હું એમ કહેતો નથી! પરંતુ આ કામ એવું વિલક્ષણ છે કે તે તાબડતોબ પૂર્ણ થઇ શકે તેમ નથી. નવલખી પેટીની વાત કંઇ કલ્પિત નથી. તે તો ખરેખરી બનેલી વાત છે. આપ અમુક સમય સુધી ધૈર્ય રાખશો તો હું આપને બદમાશોની રહસ્યપૂર્ણ અદ્ભુત અને ખરી બનેલી એવી નવલકથા લખી આપીશ કે જે કોઇએ પૂર્વે કદિ સાંભળી પણ નહોય."

"પણ તત્સંબંધી થોડી ઘણી હકીકત તો કહો?"

"નહિ નહિ; સાહેબ! એમ કરવાથી તો થોડી ઘણી વાત પણ બહાર જવા પામશે અને ઇતર વર્તમાનપત્રોના બાતમીદારો ધમાચકડી મચાવી મૂકશે તેમ જ ભલતાં જ સમાચારો છાપી મારીને તેની ખરી મજા બગાડી દેશે. તેમ થવાથી મ્હારો અદ્યાપિ પર્યંતનો શ્રમ પણ વ્યર્થ જશે. વળી તત્સંબંધી એક શબ્દ સુદ્ધાં પણ હાલ તરત કોઇને નહિ કહેવાનું અભિવચન હું આપી ચૂક્યો છું. આપને માત્ર એટલું જ જણાવું છું કે મ્હારી નવલકથાની સાથે ભયંકર બદમાશોનો સંબંધ છે. ખોટી નોટો બનાવનારાઓના કારસ્થાનો, આગો, અને ખૂનામરકી ઇત્યાદિ પ્રસંગો મ્હારી નવલકથામાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવશે. બદમાશોને ધકેલી દેવા સારૂ હું મહાન ખાડો ખોદવાની તૈયારી કરી

રહ્યો છું. પરંતુ તે ખાડો એટલો તો ઉંડો કરવાનો છે કે બદમાશો પુનઃ પોતાનું ડોકું બહાર કાઢી શકે જ નહિ.”

“વારૂ, પછી?”

“આ બધી વ્યવસ્થા સંપૂર્ણ:કરવામાં હજી બે માસનો સમય જોઇશે?”

“બે મહિના? સાઠ દિવસ? અબબબ! ઘણી લાંબી મુદત! વારૂ, પણ એટલી મુદતમાં યે તમારી નવલકથા પૂર્ણ ન થાય તો?”

“તો મ્હારે તે કામ પડતું મૂકી દેવું! અને બે માસનો પગાર તમારી પાસેથી માગવો જ નહિ, પછી?”

“ઠીક છે!” અધિપતિ દિનકર પ્રત્યે જોઇ રહ્યો.

“મ્હારે બે ત્રણ દિવસની રજા જોઇએ છીએ!” દિનકર બોલ્યો.

“હવે બે મહિના સુધી તમારી ઇચ્છામાં આવે ત્યાં સુધી ફરો ને? હં, પણ દિનકર, તું ખોટી નોટો સંબંધી કંઇ હકીકત મળી છે કે?”

“બજારમાં દશ અને પચાસ રૂપિઆની નોટો ફેલાવા પામી છે તે આપ નથી જાણતા કે? હું રાત્રિ દિવસ તેની જ તપાસમાં છું. આપ કલ્પના પણ ન કરી શકો તેવા પ્રસંગોમાં આવી પડવાથી, હું કેટલીયે વાર મરતાં મરતાં બચી ગયો છું. હજી તો કોણ જાણે કેવાયે પ્રસંગો મ્હારા શિરપર આવશે.”

“હેં? તમારા પોતાના શિર પર એવા પ્રસંગો આવે છે?”

“હા; અને એના કરતાં પણ કેટલાક એવા તો વિલક્ષણ પ્રસંગો બનેલા છે કે જે વિષે હાલ તરત હું કંઇ જ કહી શકતો નથી.”

“દિનકર!” અધિપતિ આશ્ચર્ય પામતો બોલ્યો: “જો તમે કહો છો તેવી જ તમારી નવલકથા ચમત્કારપૂર્ણ હશે તો હું તમને પગાર ઉપરાંત સારી રકમ બક્ષિસ તરીકે આપીશ. જાઓ! હું તમારી હાલની રજાની મુદતમાં એક માસનો વધારો કરી આપું છું.”

“હું બક્ષિસની લાલચ તો રાખતો જ નથી. માત્ર મ્હારૂં કામ ઉત્તમ થવું જોઇએ એટલી જ મ્હારી આકાંક્ષા છે. આપે એક માસની વધારે રજા આપી છે તે બદલ હું આપનો આભાર માનું છું.” દિનકરે વિવેક દર્શાવ્યો.

ત્યારબાદ અધિપતિ સાથે કેટલીક વાતચિત કર્યા પછી દિનકર પોતાને ઘેર આવ્યો અને પોતે આવતી કાલે મળવા આવનાર છે

એવી મતલબનો ઉષાને એક પત્ર પણ તેણે લખી નાખ્યો.

બીજે દિવસે સ્હવારે ઉષાને દિનકરનો પત્ર મળ્યો. તે દિનકરના આગમનની માર્ગપ્રતીક્ષા કરવા લાગી. એટલામાં ડૉક્ટર સાહેબ ત્યાં આવી પહોંચ્યા અને લીલાની નાડ જોઇને બોલ્યાઃ "ઠીક છે. ખુલ્લી હવાથી ફાયદો થયો ખરો! ડૉક્ટરની સૂચના પ્રમાણે વર્તવાથી દર્દીને આરામ થાય છે અને ડૉક્ટરને પણ યશ મળે છે." એટલું બોલી રહ્યા પછી ડૉક્ટર ઉષા પ્રત્યે તાકી તાકીને જોવા લાગ્યો. ઉષાની મુખમુદ્રા આજે સતેજ અને આનંદપૂર્ણ જણાતી હતી. પરંતુ ડૉક્ટર ચમક્યા. તેમના કપાળમાં કરચલીઓ પડી.

"કેમ, ડૉક્ટર સાહેબ ?" ઉષા સ્મિત કરતી બોલીઃ "મ્હારા સામું શું જોઈ રહ્યા છો? આજના જેટલી મ્હારી પ્રકૃતિ કદિ પણ સ્વસ્થ હતી જ નહિ એમ મ્હને લાગે છે."

"હેં? તમને ખરેખર જ એમ લાગે છે કે?" ડૉક્ટર ગંભીર સ્વરે બોલ્યો.

"કેમ વારૂ! આમ ફેરવી ફેરવીને કેમ પૂછો છો? મ્હારી પ્રકૃતિ બદલ તમારા મનમાં કંઇ સંશય ઉદ્દ્ભવ્યો છે કે?"

કંઈ પણ ઉત્તર આપ્યા વગર ડૉક્ટરે ઉષાનો હાથ પોતાના હાથમાં લઇને તેની નાડ તપાસી. અલ્પ સમય પછી ઉષાનો હાથ છોડી દઇને તે ઉષા પ્રત્યે તાકી રહ્યો.

"કેમ ડૉક્ટર સાહેબ, ઉષાને શું થયું છે?" લીલા ગભરાતી બોલી.

"તમે પહેલાં તમારી ઓરડીમાં જાઓ જોઇએ! હું બોલાવું નાહ ત્યાં સુધી તમે અહિં આવશો નહિ. મ્હારે ઉષાને કેટલીક હકીકત પૂછવાની છે." એટલું બોલીને ડૉક્ટરે પોતે જ લીલાની ઓરડીનું દ્વાર ઉઘાડયું. અનીચ્છાએ પણ લીલાને ડૉક્ટર સાહેબની ઇચ્છાનુસાર વર્તવું પડયું. તે પોતાની ઓરડીમાં ગઈ એટલે ડૉક્ટરે તે ઓરડીનું દ્વાર બંધ કર્યું અને પોતે ઉષા પાસે આવીને બેઠા. ઉષા પોતે પણ ગભરાઈ ગઈ હતી. ડૉક્ટરે તેને ઉંઘ આવે છે કે કેમ, કમરમાં દુઃખાવો થાય છે કે કેમ, ખોરાક પચે છે કે નહિ, વગેરે વગેરે પ્રશ્નો પૂછ્યા. તેણે બિચારીએ ભોળા ભાવે તમામ પ્રશ્નોના સરળ ઉત્તર આપ્યા. પરંતુ લુચ્ચા ડૉક્ટરને આવા પ્રશ્નો પૂછવાની શી જરૂર હતી તેની તેને કલ્પના સુદ્ધાં નહોતી. જે ડૉક્ટરે આટલાં દિવસ સુધી લીલાની પ્રેમાળ રીતે સારવાર કરી તેનો ઉદ્દેશ કપટતાપૂર્ણ હશે એવું તે માની શકે

પણ શી રીતે ? અર્થાત્ પોતાની તબિયતમાં કંઈ પણ ભયંકર વિકાર થયો હોવો જોઇએ એવું ઉષાએ ચોક્કસ અનુમાન કર્યું.

" ડૉક્ટર સાહેબ ! " ઉષા કરૂણાજનક સ્વરે બોલી: " તમને પ્રભુના સોગન છે. કહો જોઇએ ! મ્હારી પ્રકૃતિમાં તમને શો વિકાર માલૂમ પડે છે ? "

" સબૂર કરો ! " ડૉક્ટર સાહેબ ગંભીર સ્વરે બોલ્યા: " હું હમણાં જ આવું છું. તમે અહિં જ બેસજો. " એટલું કહીને ડૉક્ટર લીલાની ઓરડીમાં ચાલ્યા ગયા.

ઉષાની પ્રકૃતિ બદલ ચિન્તા થવાથી, લીલા પણ ગભરાઇ ગઇ હતી. ડૉક્ટર લીલા પાસે જઇને ગંભીર સ્વરે બોલ્યા: " લીલાબ્હેન ! આપણે ' પથિકાશ્રમ 'ના વ્યવસ્થાપકને ગુપ્ત રીતે સત્વર મળવાની જરૂર છે. હાલ કોઈ પણ જાતની ધાંધલ કરવાની જરૂર નથી. હવે તમે ઉષાની ઓરડીમાં જશો નહિ. અહિં આવ્યા પછી તમે ક્યાં ક્યાં ગયા હતાં ? વારૂ, તમે કોઇ ગરીબ લોકોની ઝુંપડીમાં ગયાં હતાં કે ? યાદ કરો ! "

" હા; " લીલા રડતી રડતી બોલી: " એક વખત એક ગરીબ બાઇને શીતળા નીકળ્યાં હતાં ત્યારે તેની ખબર પૂછવા માટે અમે ગયાં હતાં ! "

" ચેપી રોગ માત્ર એક ક્ષણમાં જ લાગુ પડે છે. ચાલો, આપણે વ્યવસ્થાપકને મળી આવીએ ! "

એટલું બોલીને ડૉક્ટર ચાલવા લાગ્યા. લીલા પણ તેમની પાછળ પાછળ જવા લાગી. વ્યવસ્થાપક ખુરશી પર બેઠો બેઠો લખતો હતો. ડૉક્ટર સાહેબ વ્યવસ્થાપક પાસે જઇને ધીમેથી બોલ્યા: " તમારા આશ્રમમાં કોઈ પણ વ્યક્તિને શીતળા નીકળ્યાં છે એવી બાતમી ફેલાય તો અન્ય લોકો ગભરાઇ જાય કે નહિ ? "

" શીતળા ! " વ્યવસ્થાપક વિસ્મય પામતો ડૉક્ટર સાહેબ પ્રત્યે તાકી રહ્યો.

" હા; આ બાઈની મૈત્રિણીને શીતળા નીકળશે એમ જણાય છે. " ડૉક્ટર બોલ્યા.

વ્યવસ્થાપક તો પાષાણમૂર્તિની પેઠે સજ્જ થઇ ગયો. બિચારી લીલા પણ કંપી ઉઠી. તેણે દિવાલની ઓથ લીધી નહિંતર ધરણી પર ઢળી જ પડી હોત.

"આ સંકટ દૂર કરવાનો એક જ ઉપાય છે." ડૉક્ટર સાહેબ બોલ્યા: "તે બાઇને અહિંથી બીજી કોઈ પણ જગ્યાએ લઇ જવાની જરૂર છે. પણ તે બાબતની ધાંધલ મચાવી મૂકવાની જરૂર નથી. નહિ તો ગોટાળો થયા વગર રહેશે નહિ."

વ્યવસ્થાપકને આ વાત પસંદ પડી. તે બોલ્યો: "હાલ તેની તબિઅત કેમ છે?"

"હજી સુધી શીતળાએ દેખાવ દીધો નથી. પરંતુ અલ્પ સમયમાં જ તે દેખાયા વગર રહેશે નહિ. તમે તે સ્ત્રીના ઓરડીના દ્વાર બંધ કરીને ત્યાં એક ભૈયાને રાખો. તેને ત્યાંથી લઇ જનાર માણસની વ્યવસ્થા હું હમણાં જ કરી દઉં છું. જે કોઇ માણસ આવે તેની સાથે તેને મોકલી દેજો એટલે બુમાટો થશે નહિ."

ડૉક્ટર અને વ્યવસ્થાપક ઉઠયા. લીલા પણ તેમની પાછળ જવા લાગી. તે બિચારી ગભરાઇ ગઇ હતી. કમલ સરખા વદનવાળી ઉષાનો મુખચન્દ્ર શીતળાના રોગથી વિદ્રુપ બની જશે, એ વિચારથી તે ગાંડા જેવી થઇ ગઇ.

ડૉક્ટર અને વ્યવસ્થાપક પોતપોતાના કામે ચાલ્યા ગયા. લીલા આમતેમ ફરવા લાગી. એટલામાં પોતાને કોઈ બોલાવતું હોય એમ તેને લાગ્યું. તેણે પાછા ફરીને જોયું તો પોતાની તરફ દિનકરને આવતો દીઠો. હવે તેનું હૃદય ઉભરાઇ આવ્યું. તે રડતી રડતી બોલી: "દિનકર! દિનકર! હવે શું કરવું?"

"શું થયું છે?" દિનકર વિસ્મય પામતો બોલ્યો: "લીલા બ્હેન, તમે કેમ રડો છો? ઉષા કયાં છે? તે આનંદમાં છે ને?"

"દિનકર! ઉષાને તો શીતળાનો રોગ લાગુ પડયો છે!"

"હેં?" દિનકર આશ્ચર્ય પામતો બોલ્યો: "તદ્દન અસંભવિત! મ્હારી સાથે ચાલો જોઇએ!"

દિનકર અને લીલા ઉષાની ઓરડી પાસે ગયાં તો તે ઓરડીનાં દ્વાર બંધ હતાં. ઓરડીના દ્વાર પાસે એક ભૈયો બેઠો હતો. ભૈયાએ દિનકર તથા લીલાને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. દિનકર પાછો ફર્યો અને લીલાને બધી હકીકત પૂછી લીધી. હવે તેની ખાત્રી થઇ ગઇ કે નક્કી કંઇ દગોફટકો જ હોવો જોઇએ. આ કારસ્થાન સોનેરી ટોળીનું જ હોવું જોઇએ એવી તેની દઢ ખાત્રી થઇ. તે લીલાને સાથે લઇને બીજા માળ પર ચાલ્યો ગયો અને ત્યાંથી ઉષાની ઓરડીની ઉપરની ઓરડીમાં ગયો. તે ઓરડી ખાલી જ હતી.

ઓરડીમાં તેણે ચોમેર દૃષ્ટિપાત કર્યો તો ત્યાં એક દાદર તેના જોવામાં આવ્યો. તરત જ તેણે તે ધીમે રહીને ઉઘાડયો, અને ઉષાને ધીમે સ્વરે બોલાવી. તેણે પોતાની પાઘડી નીચે નાખી, અને ઉષાએ તે પકડી એટલે તેને ઉપર ખેંચી લીધી.

દિનકરને જોતાંની સાથે જ ઉષા આનંદ પામી. તેની આનંદમય મુખમુદ્રા જોઇને લીલા ડૉક્ટરની પ્રપંચજાળ કળી ગઇ.

ઉષા અને લીલાને સાથે લઇને દિનકર ગુપચૂપ 'પથિકાશ્રમ'માંથી ચાલતો થયો. વ્યવસ્થાપકે તેમને બહાર જતાં જોયાં હતાં પરંતુ ડૉક્ટરે મોકલેલો માણસ જ તે બાઇને લઇ જતો હશે એમ ધારીને તેણે કંઇ પણ પૂછપરછ કરી નહિ. પોતાના શિરપરથી એક જાતની પીડા ટળી એમ ધારીને વ્યવસ્થાપક પોતાના મનમાં આનંદ પામ્યો. આનંદમાં ને આનંદમાં ઉષાને પોતાની રજા વગર લૈયાએ કેમ જવા દીધી એટલું પૂછવાની પણ તેને ફામ રહી નહિ.

દિનકર, ઉષા, અને લીલા સ્ટેશને આવી પહોંચ્યા અને એક 'લોકલ' ગાડીમાં બેસીને મુંબઇ ચાલ્યાં ગયાં.

બુદ્ધિપ્રસાદે દિનકર પાસેથી અથેતિ સાંભળ્યા પછી તેની સમયસૂચકતા બદલ તેની બહુ જ પ્રશંસા કરી.

ડૉક્ટરે કૃષ્ણકાન્ત પાસે જઇને પોતાના વિજયની વાત કહી સંભળાવી એટલે તેણે પોતાના એક સાથીદારને ડૉક્ટરની સાથે મોકલ્યો. ઉષાને ગુપ્ત રીતે રાખવા માટે તેણે એક છૂપી જગ્યાની પણ વ્યવસ્થા કરી. પરંતુ ડૉક્ટર વ્યવસ્થાપક પાસે ઉષાને લઇ જવાની રજા લેવા ગયા એટલે એક તરુણ પુરુષ તેને હમણાં જ લઇ ગયો એવી બાતમી તેમને મળી. ડૉક્ટર અને કૃષ્ણકાન્તે મોકલેલો માણસ બન્ને જણા આ સાંભળીને આશ્ચર્ય પામ્યાં. ભગ્ન હૃદયે તેઓ બન્ને ત્યાંથી પાછા ફર્યા.



# પ્રકરણ ૧૯ મું.

## સમયસૂચક બુદ્ધિપ્રસાદ,

સોનેરી ટોળીએ પોતાની બેઠકો કરવા માટે ત્રણ સ્થાન રાખ્યાં હતાં. તેઓ જે જે જગ્યાઓ ભાડે રાખતા તે લાંબી મુદતના કરારથી રાખતા. કારણ કે તે જગ્યાઓમાં ભોંયરા, બારી બારણાં વગેરે પોતાની ઇચ્છાનુસાર કરીને તે બદલ તેમને પુષ્કળ ખરચ કરવું પડતું હતું. તેમની પ્રથમની જગ્યા આગને લીધે બળી ગઇ હતી એ વિષે અમે પાછળના પ્રકરણોમાં જણાવી ગયા છીએ. હાલ તેમણે બેઠકો ભરવા માંટે નવી જગ્યા ભાડે રાખી લીધી હતી.

કુર્લાનું કારસ્થાન પાર નહિ પડવાથી કૃષ્ણકાન્ત ગુસ્સે થઇ ગયો હતો. ગમે તેમ કરીને તેણે દિનકરનો ઘાટ ઘડવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો. પોતાના દરેક પ્રયત્નો ધૂળ મેળવનાર દિનકરનો પત્તો નહિ લાગવાથી, તેનામાં કંઇ જાદુ છે અથવા તો તેનું દૈવ જ સાનુકૂળ છે એવી સોનેરી ટોળીની ખાત્રી થઇ ગઇ હતી. કૃષ્ણકાન્તના મનમાં એમ હતું કે દિનકર માટે કોઇ નવું કારસ્થાન રચવામાં સમય ગાળવા કરતાં તેને ઓચિંતો જ પકડીને પૂરો કરી દેવો. તેના મનમાં એમ હતું કે એકાદ બાતમીદાર મરી જવાથી તેની કોઇ દરકાર કરવાનું નથી, તેમ જ તેનો મૃતદેહ પણ કોઇ ઓળખી શકશે નહિ.

કૃષ્ણકાન્તે સોનેરીટોળીને પોતાનો વિચાર જણાવ્યો ત્યારે તેઓ તેના આ વિચાર સાથે સંમત્ત થયા નહિ. છેવટે તેઓ બધા એવા નિર્ણયપર આવ્યા કે દિનકર જે ઑફિસમાં કામ કરતો હતો ત્યાં સોનેરી ટોળીના એક માણસને નોકર તરીકે રખાવવો કે જેથી દિનકરની પ્રત્યેક હિલચાલપર સખ્ત દેખરેખ રાખી શકાય. અને યોગ્ય સમય પ્રાપ્ત થાય એટલે દિનકરનો ઘાટ ઘડવાનું કામ પણ તે જ માણસે કરી નાખવું.

આ પ્રમાણે સોનેરી ટોળીએ એક નવીન મનુષ્યને શોધી કાઢયો. અગાઉ તેણે એક વર્તમાનપત્રની ઑફિસમાં બાતમીદાર તરીકે થોડો વખત કામ કરેલું હોવાથી, તે વર્તમાનપત્રની ઑફિસમાં ચાલી શકશે એવી બદમાશોની ખાત્રી થઇ. તેને દિનકર સંબંધીની હકીકત કહી સંભળાવ્યા પછી કૃષ્ણકાન્ત બોલ્યોઃ "ગમે તેમ કરીને દિનકરનો

ઘાટ ઘડવો જ જોઇએ. જો તું આ કામ સંપૂર્ણ રીતે પાર ઉતારીશ તો હું હને મોટી બક્ષીસ આપીશ. પરંતુ જો હારી બેદરકારીને લીધે તે છટકી જવા પામ્યો તો હારાં સો વર્ષ પૂરાં જ થયાં સ્હમજી લેજે!"

તે મનુષ્યે કૃષ્ણકાન્તની આજ્ઞા શિરપર ચડાવી લીધી. પ્રથમ તે ઉદ્યોગ કરીને પોતાનો ઉદરનિર્વાહ ચલાવતો હતો પરંતુ તે વ્યસની હોવાથી તેને સોનેરી ટોળીમાં જોડાવું પડયું હતું. તો પણ હજી એ તેના અંતરમાં પોતાના કૃતકર્મનો પશ્ચાત્તાપ થયા કરતો હતો.

"જો તેને જીવતો પકડી લાવવામાં આવે તો ઘણું સારૂં!" કૃષ્ણકાન્ત બોલ્યો: જો એમ જ બને તો તેને આપણા ઘરના ભોંયરામાં જ ગબડાવી દેજે પછી તેની શી વ્યવસ્થા કરવી તે હું સ્હમજાવીશ. આ દિનકરનો બંદોબસ્ત થઇ જાય એટલે એક બીજા શયતાનની પાછળ આપણે લાગવાનું છે."

"તે કોણ?" સર્વે ઉત્સુકતાથી બોલી ઉઠયા.

"બુદ્ધિપ્રસાદ!" કૃષ્ણકાન્ત દાંત પીસતો બોલ્યો: "એ લુચ્ચો મુનિમ શયતાન છે. પરંતુ દિનકરનો બંદોબસ્ત થયા પછી તેને સહજમાં પકડી શકાશે. કારણ કે દિનકર તેનું બોલતું ચાલતું યન્ત્ર થઇ પડયો છે. તે યન્ત્ર ગૂમ થતાંની સાથેજ બુદ્ધિપ્રસાદનો હાથ નિર્બળ થયા વગર રહેશે નહિ. વળી બુદ્ધિપ્રસાદ સિવાય પણ હજી એક શયતાનને આપણે પકડવાનો છે. પરંતુ આટલી આટલી ખટપટ હું કરૂં છું છતાં તે બહાર આવતો જ નથી."

"કોણ લક્ષ્મીપ્રસાદ કે?" રમણિક બોલ્યો: "તે જીવતો નથી એવી હવે મ્હારી દૃઢ ખાત્રી થઇ છે."

"એ...મ" કૃષ્ણકાન્ત મોટેથી હસી પડયો અને બોલ્યો: "જે પ્રમાણે હું હયાત નથી તે પ્રમાણે તે પણ હયાત નથી! આજ દિન સુધીમાં બનેલા તમામ બનાવો સંબંધી શાંત ચિત્તે વિચાર કરતાં મ્હારી પક્કી ખાત્રી થઇ ચૂકી છે કે લક્ષ્મીપ્રસાદ હયાત છે. એટલુંજ નહિ, પરંતુ તે મુંબઇમાં રહીને જ આપણી વિરૂદ્ધમાં ખટપટ કર્યા કરે છે. વળી તેણે કેટલાક ગુપ્તચર પણ રાખ્યા છે અને તેમની દ્વારા આપણા સંબંધી બધી બાતમી તેને મળે છે. હજી સુધી મ્હને તેનો પત્તો લાગ્યો નથી. મ્હને હવે નવલખી પેટીની પણ પરવા નથી. માત્ર એક વાર તેનો પરાભવ કરીને, હું તેના કરતાં શ્રેષ્ઠ છું, એટલું જ મ્હારે તેને બતાવી આપવું છે."

"જો તમે કહો છો તે સત્ય હોય તો આપણને કેદ પકડાવવાની તજવીજ તે શા માટે કરતો નથી ?" રમણિક બોલ્યો.

"હજી પણ તું તેનો ઉદ્દેશ સ્હમજી શકતો નથી કે ?" કૃષ્ણકાન્ત બોલ્યો: "તેને આપણા પ્રત્યેનું સંપૂર્ણ વૈર વસુલ કરવું છે. જ્યાં સુધી આપણે તેના ઘરપર બેધડક રીતે હલ્લો કરતા નથી ત્યાં સુધી તે કદિ પણ પોલીસની મદદ માગશે નહિ. પરંતુ આપણે તો આપણી વર્તમાન પદ્ધતિથી જ તેની ખોડ ભાંગવી છે."

ત્યારબાદ કેટલાક સમય સુધી સોનેરી ટોળીના સભાસદોએ આપસ આપસમાં વાતચિત કરી. દિનકરને ફસાવવા માટે ખાસ રોકવામાં આવેલા મનુષ્યને પુનઃ તાકીદ આપવામાં આવી. ત્યારપછી સભા બરખાસ્ત થઈ.

બીજે દિવસે અગીઆર વાગતાં નવનીધરાય નામનો એક માણસ 'ગુજર્જર' પત્રની ઑફિસમાં આવ્યો, અને બાતમીદાર અથવા લેખકનું કામ કરવાને પોતે ખુશી છે, એવી અધિપતિને વિનંતી કરી. ત્યારબાદ તેણે પોતાની લાયકાતનું સર્ટિફિકેટ અધિપતિને બતાવ્યું. તે સર્ટિફિકેટમાં સહી કરનાર ગૃહસ્થને અધિપતિ ઓળખતો નહોતો. પરંતુ તેમાં 'B. A. L. L. B.' એ પ્રમાણે લખેલું હોવાથી તેણે તે માન્ય રાખ્યું. વળી તેની ઑફિસમાં હાલ એક બે માણસોની જરૂર પણ હતી. નવનીધરાયે પોતાનું કામ જોયા બાદ પગાર ઠરાવવાનું જણાવ્યાથી અધિપતિને પણ તે વાત પસંદ પડી. નવનીધરાયને લેખકની જગ્યાએ નીમવામાં આવ્યો.

નવનીધરાયે મુંબઈનાં કોઈ પણ વર્તમાનપત્રની ઑફિસમાં કામ કર્યું નહોતું અને તેથી અન્ય વર્તમાનપત્રોમાં કામ કરનારાઓ તેના અક્ષરથી પરિચિત નહોતા. વળી તેણે અધિપતિને એમ જણાવ્યું હતું કે પૂર્વે પોતે 'રાષ્ટ્ર' પત્રમાં કામ કર્યું હતું. 'રાષ્ટ્ર' પત્ર ક્યારનુંયે બંધ પડી ગયું હોવાથી નવનીધરાયની યોગ્યતાની વિશેષ તપાસ કરવાનો કંઇ માર્ગ પણ નહોતો.

નવનીધરાય પોતાનું કામ એવો તો એકાગ્રચિત્તે કર્યા કરતો હતો કે તે ઑફિસમાં આવતો ત્યારથી તે ઘરે જાય ત્યાંસુધી કોઈની પણ સાથે વાતચિત કર્યા વગર પોતાનું કામ કર્યા કરતો હતો. માત્ર દિનકર પાસે શું શું કામ આવે છે, તેની જ તે ગુપ્ત રીતે તપાસ રાખ્યાં કરતો હતો.

આ પ્રમાણે લગભગ ચાર પાંચ દિવસ વ્યતીત થઇ ગયા. પરંતુ

દિનકરને બહારનું કંઇ કામ આવ્યું જ નહિ. નવનીધરાયનું ચિત્ત હવે અસ્વસ્થ થયું.

બીજે દિવસે અધિપતિ દિનકરના ટેબલ પાસે આવ્યા અને બોલ્યાઃ "દિનકર! ડૉ. મહેતા આફ્રિકાથી હમણાં જ આવ્યા છે. 'ગીરમીટીઆ ગુલામી'ના સંબંધમાં ત્યાં શી સ્થિતિ છે, એ સંબંધી તેમની પાસેથી તમે માહિતી મેળવી લાવો! હાલ તેઓ માથેરાનમાં રહે છે. લ્યો, આ તેમનું શિરનામું!"

"આ માહિતી ક્યારે જોઇશે?" દિનકર અધિપતિ સામું તાકી રહીને બોલ્યો.

"આજે જ જોઇએ છીએ. આવતી કાલના અંકમાં જ તે પ્રસિદ્ધ કરવાની છે. તમે રાત્રિના બાર વાગતાં પાછા આવી શકશો. હું તમારી રાહ જોતો ઑફિસમાં જ બેસી રહીશ."

"બહુ સારૂં. ત્યારે હું હમણાં જ જાઉ છું." એમ કહીને દિનકર ચાલવા લાગ્યો.

"બહુ સારૂં." નવનીધરાય પોતાના મનમાં જ આનંદ પામતો બબડ્યો. દિનકર અને અધિપતિ વચ્ચે થયેલી વાતચિત નવનીધરાયના સાંભળવામાં આવી હતી. પોતાને યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થવાથી તે અત્યાનંદ પામ્યો.

એટલામાં દિનકરને કંઈક યાદ આવ્યું એટલે તે પાછો ફર્યો, ને અધિપતિને લઇને કેટલીક ગુપ્ત વાતચિત કરવા સારૂ ઑફિસની બીજી એક ઓરડીમાં ગયો. આ લાગ સાધીને નવનીધરાય 'ટેલીફોન'ની ઓરડીમાં ગયો. તેણે કૃષ્ણકાન્તને બધી હકીકત સંક્ષિપ્તમાં કહી સંભળાવી. એટલામાં એક મનુષ્ય ઑફિસમાં આવ્યો. 'દિનકર' એવો શબ્દ તેના કાન પર પડતાંની સાથે જ આવનાર મનુષ્ય ચમક્યો. પરંતુ બાકીની વાતચિત સાંકેતિક હોવાથી તેનાથી કંઇ જ સ્હમજાયું નહિ. પરંતુ દિનકરને લગતી જ કંઈ વાતચિત છે, એટલું તો તે ચોકસ સ્હમજી ગયો. તે તરત જ દિનકરના મેજ પાસે આવીને ઉભો અને 'ટેલીફોન'ની ઓરડીમાંથી કોણ બહાર આવે છે તેની રાહ જોવા લાગ્યો. અલ્પ સમયમાં જ નવનીધરાય 'ટેલીફોન'ની ઓરડીમાંથી બહાર આવ્યો અને પોતાની જગ્યા પર બેસીને કામ કરવા મંડી ગયો. પોતાનાપર કોઇ મનુષ્યની નજર હતી તેની તે બિચારાને કલ્પના પણ નહોતી.

એટલામાં દિનકર અધિપતિ સાથે વાતચિત કરી રહ્યા પછી

પોતાના મેજ પાસે આવ્યો તો તે તરત જ આશ્ચર્યપૂર્ણ સ્વરે બોલી ઉઠયોઃ "બુદ્ધિપ્રસાદ! તમે અત્યારે અહિં ક્યાંથી?"

બુદ્ધિપ્રસાદે કંઈ પણ બોલ્યા વગર દિનકરના હાથમાં એક ચિઠ્ઠી મૂકી.

"કંઈ નવા જૂની છે કે શું?" દિનકર ચિઠ્ઠી ઉકેલતાં બોલ્યો.

"ઉષા બ્હેને આ પત્ર તમને પોતાને હાથોહાથ આપીને ઉત્તર લાવવાનું કામ મ્હને પોતાને જ સોંપ્યું હોવાથી હું જાતે જ આવ્યો છું."

"એટલે?" દિનકર બોલ્યોઃ "આવા નજીવા કામ માટે તમો પોતે ઘર છોડીને શામાટે આવ્યા?"

"તમે બિલકુલ નિશ્ચિંત રહો! હું યોગ્ય બન્દોબસ્ત કરીને જ અહિં આવ્યો છું."

દિનકરે ઉષાનો પત્ર વાંચ્યો. "આજે રહાંજે જરૂર મળજો. તમારી રાહ જોઉં છું." એટલા જ શબ્દો ચિઠ્ઠીમાં લખેલા હતા.

દિનકરે તે ચિઠ્ઠી ખિસ્સામાં મૂકી અને બુદ્ધિપ્રસાદનો હાથ પકડીને બોલ્યોઃ "બુદ્ધિપ્રસાદ! મ્હારી પ્રાણપ્રિયા ઉષાનો પત્ર પહોંચાડવા બદલ હું તમારો બહુ ઋણી છું. પરંતુ મ્હારા હૃદયદેવતાની આજ્ઞા આજે હું માન્ય કરી શકીશ નહિ. આજે મ્હારે ડો. મહેતાની મુલાકાત લેવા માટે માથેરાન જવાનું છે એટલે મ્હારાથી તમારે ત્યાં આવી શકાશે નહિ. ઉષાને કહેજો કે હું આવતી કાલે રહવારે ન્હા ત્યાં જ પીશ."

બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો દિનકરની રજા લઇને ચાલ્યો ગયો.

બુદ્ધિપ્રસાદ અને દિનકર વચ્ચે વાતચિત ચાલતી હતી ત્યારે બુદ્ધિપ્રસાદની નજર નવનીધરાય તરફ જ હતી. ઑફિસમાંથી નીકળતાં નીકળતાં તેના મનમાં સંશય ઉત્પન્ન થયો કે આ નવો માણુસ સોનેરી ટોળીમાંનો કોઇ બદમાશ તો નહિ હોય? ઑફિસમાંથી નીકળીને તે ક્યાં જાય છે તેની તપાસ રાખવા માટે તે ત્યાંથી થોડે દૂરની એક જગ્યાએ જઇને બેઠો. કેટલીક વાર પછી ઑફિસ છૂટવાનો વખત થયો. સર્વે કારકૂનો પોતપોતાને ઘેર જવા લાગ્યા. પરંતુ નવનીધરાય બુદ્ધિપ્રસાદની દૃષ્ટિએ પડયો જ નહિ.

સંધ્યાકાળ થવા આવ્યો એટલે બુદ્ધિપ્રસાદ નિરાશ વદને પોતાના ઘર તરફ જવા લાગ્યો. તે સ્વગત વિચારવા લાગ્યોઃ "જો આ માણુસ સોનેરી ટોળીમાંનો જ હોય તો તો ખરેખર તેની નજર

દિનકરપર જ હોવી જોઇએ. હાલ તરત ઉપાની કાળજી રાખવા જેવું નથી. આજે રાત્રિએ ઘરનો પક્કો બંદોબસ્ત કરીને દિનકરની તપાસ રાખવી પડશે.”

આ તરફ નવનીધરાયનો ‘ટેલીફોન’ આવવાથી કૃષ્ણકાન્તને અત્યાનંદ થયો. આજે રાત્રિએ લુચ્ચો બાતમીદાર અવશ્ય પોતાના પંઝામાં આવશે એવી તેની ખાત્રી થઇ. જો તે માને તો કોઇ ગુપ્ત જગ્યાએ તેને રાખવાનો અને જો તેમ કરવાને કબૂલ ન થાય તો પછી તેનો સદાને માટે નિકાલ કરવાનો કૃષ્ણકાન્તે પોતાના મનમાં વિચાર કર્યો. દિનકરનું સ્વાગત કરવા માટે તેણે યોગ્ય વ્યવસ્થા કરવા માંડી.

દિનકર માથેરાન આવી પહોંચ્યો ત્યારે રાત્રિના નવ વાગી ગયા હતા. ડૉ. મહેતાના બંગલા પાસે તે આવ્યો એટલે તેણે ત્યાં એક નોકરને ઉભેલો જોયો. તે ડૉ. મહેતાનો જ નોકર હોવો જોઇએ એમ ધારીને દિનકર તેની પાસે જઇને બોલ્યોઃ “ડૉક્ટર સાહેબ બંગલામાં છે કે? હું તેમને મળવા માટે જ મુંબઇથી આવ્યો છું.” એમ કહીને દિનકરે પોતાના ખિસ્સામાંથી એક ‘વીઝીટીંગ કાર્ડ’ કાઢયું અને તે નોકરના હાથમાં મૂકયું.

નોકરે તે કાર્ડ વાંચી રહ્યા પછી સલામ કરીને બોલ્યોઃ “ડૉક્ટર સાહેબ કંઇ જરૂરી કામને લીધે આજે સ્હાંજે મુંબઇ ગયા છે અને રાત્રિએ પણ ત્યાં જ રહેવાના છે. આપ અહિં આવવાના છો એવી બાતમી તમારા પત્રના અધિપતિએ તેમને ‘ટેલિફોન’ દ્વારા પહોંચાડી હતી અને તેથી આપ અંહિ આવો કે તરત જ દાદરના સ્ટેશનની નજીકમાં જ નં. ૪૯ વાળા બંગલામાં આપને મોકલવાનું મ્હને કહી ગયા છે.” એમ કહીને તે નોકરે દિનકરને તેનું કાર્ડ પાછું સોંપ્યું.

દિનકરે તે કાર્ડની પાછળના ભાગમાં “દાદર નં. ૪૯,” એ પ્રમાણે લખી લીધું અને ત્યાર પછી નોકરની રજા લઇને ત્યાંથી ચાલતો થયો. પોતાનું કામ પૂર્ણ થયું માનીને નોકર પણ નજીકની ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો.

દાદરના સ્ટેશનની નજીકમાં કૃષ્ણકાન્તે નં. ૪૯ વાળો બંગલો ભાડે રાખ્યો હતો. સોનેરી ટોળીના બદમાશો પણ તે સંબંધી જાણતા નહોતા. જ્યારે જ્યારે પોતાને એકાન્તમાં રહેવાની ઇચ્છા થતી ત્યારે કૃષ્ણકાન્ત અહિં આવીને રહેતો. પોતે માથેરાન મોકલેલો મનુષ્ય જો પોતાનું કામ બરાબર પાર ઉતારે તો દિનકર દશ વાગતાં દાદર આવી પહોંચે એમ કૃષ્ણકાન્તનું અનુમાન હતું. તેણે અત્યારે પા-

રસીનો વેષ ધારણુ કર્યો હતો. કૃષ્ણુકાન્ત વેષાંતર કરવામાં એવો તો એક્કો હતો કે છૂપી પોલિસના કાબેલ અધિકારીઓને પણુ તેણે ઘણી વાર થાપ ખવડાવી હતી. પરંતુ ચાલાક દિનકર પોતાને ઓળખી કાઢ્યા વગર રહેશે નહિ, એવી કૃષ્ણુકાન્તની ખાત્રી હતી. તોપણુ પોતે કૃષ્ણુકાન્ત છે, એટલું જ માત્ર દિનકરના જાણુવામાં ન આવે તો બસ, એવી ઇચ્છાથી તેણે આજે વિશેષ ખબરદારી રાખી હતી. તેણે બંગલાની બહાર એક વૃદ્ધ સેવકને બેસાડયો હતો.

આશરે દશ વાગ્યાને અરસ્સામાં દિનકર ત્યાં આવી પહોંચ્યો. તેણે પેલા વૃદ્ધ નોકરને પોતાનું 'વીઝીટીંગ કાર્ડ' આપ્યું એટલે તે તેને દિવાનખાનામાં લઇ આવ્યો.

દિવાનખાનામાં પગ મૂકતાંની સાથે જ ચાલાક દિનકર કળી ગયો કે સામેની ખુરસીપર બેઠેલો ગૃહસ્થ ડૉ. મ્હેતા નહોતો. તે તેની પાસે ગયો અને ગંભીર સ્વરે બોલ્યો: "મ્હારે ડૉ. મ્હેતાને મળવું છે."

"ડૉકટર સાહેબ તો તેમના માથેરાનના બંગલામાં છે!" કૃષ્ણુકાન્ત પોતાનો સ્વર બદલીને બોલ્યો.

"હં...?" દિનકર ગભરાઇ જતો બોલી ઉઠયો.

"ગભરાઓ નહિ. બેસો!" કૃષ્ણુકાન્ત બોલ્યો:

"ના, ના; ગભરાવું શા માટે પડે?" દિનકર હિંમતપૂર્વક બોલ્યો: "મ્હને નાહક ફેરો પડયો. હશે! આપને તસ્દી આપવી પડી છે તે બદલ ક્ષમા માગું છું. વારૂ, ત્યારે રજા લઉં છું."

"સહજ બેસો તો ખરા? જવાય છે. શી ઉતાવળ છે?"

ખુરસીપર બેઠા પછી પોતાની સામેના ગૃહસ્થ પ્રત્યે સાંશક દૃષ્ટિ ફેંકતો દિનકર બોલ્યો: "હં, સ્હમજ્યો?"

"એમ કે?" કૃષ્ણુકાન્ત બોલ્યો.

"હું જાળમાં સપડાયો! મ્હારી પોતાની જ બેદરકારીથા જાણી જોઇને મ્હેં તમારી પ્રપંચજાળમાં ઝંપલાવ્યું છે."

"હું ડૉકટર મ્હેતા નથી એવી ખાત્રી થતાંની સાથે જ તમારા જેવો કુશળ માણુસ ખરો ભેદ પામી જાય એ સ્વાભાવિક જ છે."

"ત્યારે, આ પણુ સોનેરી ટોળીની જ કૃપા હોવી જોઇએ!"

"હા; પરંતુ વિના કારણુ તમને લેશ માત્ર પણુ ત્રાસ આપવાની સોનેરી ટોળીની બિલકુલ ઇચ્છા નથી."

"નહિ હોય! મ્હારા ગળા પર કોદાળીઓ ફેંકવી, વિષમય

સિગારેટસ મોકલવી, દુધમાં ઝેર ભેળવી જવું, એ બધાં પ્રેમ ચિહ્નો હું વિસરી ગયો નથી.”

“દિનકર! તમે ઘણા હુશિઆર માણુસ છો. તેમ કરવાની તે પ્રસંગે જરૂર જ હતી. કારણ કે તે વખતે સોનેરી ટોળીને તમારા તરફથી નુકસાન થવાનો સંભવ હતો. પરંતુ એ સંભવ નષ્ટ થતાંની સાથે જ તે સર્વ ચિહ્નો બંધ પડયાં હતાં. વળી પાછો એ સંભવ ઉપસ્થિત થશે એમ જણાય છે. અને તેથી જ આજે તમારે અહિ આવવું પડયું છે એ પણ હવે તો તમે સ્હમજી શકયા હશો જ!”

“હા; અત્યારે હું તમારા તાબામાં છું. પણ તમે મ્હને શું કરવા ધારો છો તે કૃપા કરીને જણાવી શકશો કે?”

“હા; હું તમને સ્પષ્ટ જ કહી દેવા ઇચ્છું છું.” એમ કહીને કૃષ્ણકાન્તે ટેબલનું એક ખાનું ઉઘાડયું અને તેમાંથી નોટોનું એક બંડલ કાઢીને તે બોલ્યો: “આ રૂપિઆ બાર હજારની રકમ છે—”

“વાહ!” દિનકર સ્મિત કરતો વચ્ચે જ બોલી ઉઠયો: “મ્હારા જેવા ગરીબ માણુસને લગ્ન કરવા માટે આટલી રકમ તો બહુ થઇ પડે હો? વારૂ પછી?”

થોડા સમય સુધી બન્ને જણા એક બીજા પ્રત્યે તિવ્ર દષ્ટિ ફેંકતા જોઇ રહ્યા. દ્રવ્ય લોભથી આ તરુણને વશ કરી શકાશે નહિ એવી ખાત્રી થવાથી કૃષ્ણકાન્તે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

અલ્પ સમય પછી કૃષ્ણકાન્ત બોલ્યો: “દિનકર! તમે જો એક જ શરત કબૂલ કરો તો આ બધી રકમ તમને મળે!” એમ કહીને કૃષ્ણકાન્તે પોતાના પગ નીચેનું બટન દબાવ્યું. આ બટન દબાવીને પોતાના સાથીદારોને બોલાવવાની કૃષ્ણકાન્તે સૂચના કરી હતી, પરંતુ તે દિનકરના લક્ષ્યમાં આવી નહિ.

“મ્હારે સોનેરી ટોળીમાં દાખલ થવું એટલું જ તમે કબૂલ કરાવવા ઇચ્છો છો ને?”

“હા; નહિંતર મરવા માટે તૈયાર થાઓ!” કૃષ્ણકાન્ત ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો. આવેશમાં તેનાથી પોતાના મૂળ સ્વરથી બોલી જવાયું. પરિચિત અવાજ સાંભળતાંની સાથે જ પોતાની સામે બેઠેલો મનુષ્ય કૃષ્ણકાન્ત જ હતો, એવી દિનકરની ખાત્રી થઇ. તે કંપિત સ્વરે બોલ્યો: “તમે મ્હારૂં ખૂન કરશો કે?”

“હા; મૃત્યુ અથવા જન્મકેદ! આ બેમાં સારૂં તે તમારૂં!”

“તે તો હું યે જાણું છું.” દિનકર નિર્ભયપણે બોલ્યો.

દિનકરની નિર્ભયતા જોઇને કૃષ્ણકાન્ત દિઙ્‌મૂઢ જ થઇ ગયો. તેણે બાજૂના કબાટમાંથી શરબતનો એક શીશો કાઢ્યો અને બે પ્યાલા ભર્યા. ત્યાર પછી દિનકર પ્રત્યે સકૌતુક દૃષ્ટિપાત કરતાં તે બોલ્યો: "દિનકર! આજે તમે મ્હારા અતિથિ હોવાથી મ્હારી શક્તિ અનુસાર તમારૂં આતિથ્ય કરવું એ મ્હારો ધર્મ છે. આજે હું તમને શરબત પીવડાવવા ઇચ્છું છું. એ ઉપરથી તમે જોઇ શકશો કે આપણા ઉભયની વચ્ચે વ્યક્તિશઃ વૈમનસ્ય નથી. તમે અમારા માર્ગમાં આડે આવતા હોવાથી તમને દૂર કરવાની જરૂર છે. ત્યાર પછી બુદ્ધિપ્રસાદનો પણ યોગ્ય બન્દોબસ્ત થવાનો છે. ધંધાને અંગે મ્હારે નાઇલાજ તેમ કર્યા વગર છૂટકો નથી. દિનકર! આ શરબતમાં વિષ ભેળવેલું છે એવી કલ્પના સુદ્ધાં કરતા નહિ. આ પ્યાલા બારિકીથી તપાસી જૂઓ અથવા હું પહેલાં શરબત પીઉંછું, એટલે તમારી ખાત્રી થશે કે હું આ વખતે તમને દગો દેવા ઇચ્છતો નથી. તમારા જેવા એક હુશિઆર અને કાબેલ મનુષ્યનો બન્ને તેટલો ઉપયોગ કરવાની મ્હારી દૃઢ ઇચ્છા છે." એટલું બોલતાં બોલતાં કૃષ્ણકાન્તે બન્ને પ્યાલામાં શરબત રેડયું અને પ્યાલું પોતાના હાથમાં રાખીને બીજું પ્યાલું તેણે દિનકરના હાથમાં આપ્યું.

દિનકર દ્વાર ભણી પીઠ કરીને કૃષ્ણકાન્તની સામે બેઠો હતો. કૃષ્ણકાન્તની અને દિનકરની વચ્ચે એક મેજ હતું. દિનકરે શરબતનું પ્યાલું પોતાની પાસે લીધું અને વખત જોવાની ઇચ્છાથી તેણે પોતાના ખિસ્સામાંથી ઘડીઆળ કાઢ્યું. ઘડીઆળમાંના કાચમાં દિનકરે એક મનુષ્યનું પ્રતિબિમ્બ જોયું. તેની તરત જ ખાત્રી થઇ ગઇ કે પેલો વૃદ્ધ નોકર પોતાની પાછળ આવીને ઉભો હતો. દિનકરે ઘડીઆળ ખિસ્સામાં મૂકીને શરબતનું પ્યાલું ઉપાડયું અને તે પોતાની પાછળ ઉભેલા મનુષ્યના મ્હોં પર ફેંકયું. શરબત આંખોમાં પડવાથી પેલો નોકર આંખો ચોળવા લાગ્યો એટલામાં દિનકરે પોતાની સામેનું મેજ ઉંચું કરીને કૃષ્ણકાન્તના શરીરપર નાખ્યું. તરત જ કૃષ્ણકાન્ત ખુરસી પરથી નીચે પટકાઇ પડ્યો. દિનકરે દોટ મૂકી અને તે સરીઆમ રસ્તા પર આવીને ઉભો. પોતે એક મહાન સંકટમાંથી બચી જવા પામ્યો હતો એવી તેની ખાત્રી થઇ તોપણ હજી તેના પગ ભયથી ધ્રુજતા હતા.

ડૉ મ્હેતાની મુલાકાત લેવા માટે માથેરાન જવાનું દિનકરે માંડી વાળ્યું. તેણે એક ભાડાની ગાડી કરી લીધી અને લક્ષ્મીપ્રસાદના

બંગલે આવ્યો. ત્યાંથી તેણે અધિપાતને 'ટેલિફોન' દ્વારા કહી સંભળાવ્યું કે પોતાની પ્રકૃાત સારી નહિ હોવાથી તે માથેરાન જઈ શકશે નહિ. અર્થાત્ 'ગુર્જર' પત્રમાં બીજે દિવસે ડૅા મ્હેતાનો 'ઇન્ટરવ્યુ' પ્રસિદ્ધ થઇ શકયો નહિ. અધિપતિ આથી ઘણો જ દિલગીર થયો.

દિનકરને સુખરૂપ ઘરે આવેલો જોઇને બુદ્ધિપ્રસાદને અત્યાનંદ થયો. તે બોલ્યો: "દિનકર! આજે ત્હારા માટે મ્હને બહુ જ ચિન્તા થતી હતી. ત્હારી ઑફિસમાંનો પેલો નવીન લેખક કોઇની સાથે 'ટેલિફોન'માં વાતચિત કરતો હતો અને તે વખતે તેના મ્હોંએ મ્હેં ત્હારૂં નામ સાંભળ્યું હતું. તે 'સોનેરી ટોળી' માંનો બદમાશ હોવો જોઇએ. તેની નજર ત્હારાપર છે એવી મ્હારી ખાત્રી થઈ ચૂકી છે. ત્હને તે બદલ સૂચના કરીને સાવધ કરવાનો મ્હારો વિચાર હતો, પરંતુ પુનઃ આપણો મેળાપ થઇ શકયો જ નહિ. આજે રાત્રિ સુધીમાં શું શું બનાવો બન્યા તે કહે જોઇએ?"

અત્યારે રાત્રિના અગીઆર વાગી ગયા હતા તો પણ ઉષા નિદ્રસ્થ થઇ ન હોતી. પોતાની વિનંતી દિનકરે અમાન્ય કરી હોવાથી આજે તે ઘણી દિલગીર થઇ ગઈ હતી અને તેથી તેને ઉંઘ આવતી નહોતી. અત્યારે તે એક પુસ્તક વાંચતી હતી. દિનકરનું નામ સાંભળતાં તે તરત જ દિવાનખાના તરફ દોડી. દિવાનખાનાના દ્વારમાં પ્રવેશ કરતાં તે સ્મિત કરતી બોલી: "કેમ, આજે અહિં આવવાની ફુરસદ નહોતી ને?"

દિનકર તેની પાસે આવ્યો અને તેનો હાથ પકડીને પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યો: "આજે ફુરસદ નહિ મળે એમ મ્હારૂં માનવું હતું પરંતુ તે અનાયાસે મળી એટલે આટલું મોડું થવા છતાં પણ તમારી પાસે આવ્યો જ ને?"

એમ બોલીને દિનકર ઉષાને લઇને મેજ આગળ આવ્યો અને બન્ને ખુરસીપર બેઠાં. બુદ્ધિપ્રસાદ પણ ત્યાં જ એક ખુરસીપર બેઠો હતો. તે ઉષા પ્રત્યે જોઇને બોલ્યો: "આજે દિનકર કોઇ મહાન આફતમાંથી બચીને આવ્યો હોય એમ મ્હને લાગે છે."

"એમ?" આશ્ચર્ય પામતી ઉષા દિનકર સામું જોતી બોલી: "આજે શી નવા જૂની બનવા પામી હતી?"

દિનકરે અથઇતિ કહી સંભળાવી. તે સાંભળતાં ઉષા હર્ષ, ખેદ, ભય અને આનંદ એવા અનેક મનોવિકાર અનુભવવા લાગી. અંતે

તેણે દિનકર પ્રત્યે એક પ્રેમપૂર્ણ નેત્ર કટાક્ષ ફેંક્યો. આ નેત્રકટાક્ષે દિનકરના શ્રમનો પરિહાર કરી નાખ્યો. તેનુ હૃદય આનંદમય બની ગયું.

"બુદ્ધિપ્રસાદ ! મ્હારાપર તમને વિશ્વાસ છે કે ?" દિનકર સ્મિત કરતો બોલ્યો.

"બીજા કોઇ પણ મનુષ્યને હું ત્હારા જેટલો વિશ્વાસપાત્ર ગણુતો નથી. હું ત્હને મ્હારા બન્ધુ સમાન ચાહુંછું."

"તમારા આવા સર્ટિફીકેટ બદલ હું તમારો આભાર માનુંછું. ઠીક ત્યારે હવે રજા લઇશ."

ઉષા અને બુદ્ધિપ્રસાદની રજા લઇને દિનકર પોતાના ઘેર આવ્યો.

બીજે દિવસે બપોરના બાર વાગી ગયા પછી માયા ઉષાને મળવા માટે આવી. જોકે માયા પણ અંદરખાનેથી સોનેરી ટોળી સાથે જોડાયલી હતી, તે વાત ઉષા હવે સારી રીતે જાણુતી હતી તો પણ તેણે તેનો સત્કાર કર્યો. માયાને જોતાંની સાથે જ બુદ્ધિ-પ્રસાદના મનમાં એક કલ્પના ઉદ્દ્ભવી. તેણે પોતાનો નિત્યનો પોષાક કાઢી નાખીને નવો જ પોષાક ધારણ કર્યો અને ઝપાટા બંધ ત્યાંથી ચાલ્યો ગયો. બુદ્ધિપ્રસાદ નજીકમાં જ ગુપ્ત રીતે છૂપાઇને બેઠો હતો. ઉષા સાથે કેટલીક વાતચિત કર્યા પછી માયા ત્યાંથી ચાલતી થઇ. બુદ્ધિપ્રસાદ પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો. બુદ્ધિપ્રસાદ પોતાની પાછળ આવતો હતો તેની માયાને બિલકુલ ખબર નહોતી.

નિત્ય નિયમ પ્રમાણે દિનકર સાડા બાર વાગતાં ઑફિસમાં ગયો. નવનીધરાય પોતાના કામપર આવીને બેઠા હતા. દિનકર જો કે ટપાલ વાંચતો હતો પરંતુ તેની નજર નવનીધરાય તરફ જ હતી. નવનીધરાય તો પોતાના કામમાં જ લીન થઇ ગયા હતા. ત્યાર પછી બપોરના સમયે એક કલાકની 'રીસેસ' ની રજાનો વખત થયો એટલે નવનીધીરાય ઑફિસની બહાર નીકળી પડયા. દિનકર પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો.

દિનકર પોતાની પાછળ આવે છે એ વાત નવનીધરાયના ધ્યાનમાં આવી. તે ચાલતાં ચાલતાં સ્વગત વિચારવા લાગ્યો: "આ લુચ્ચો બડો શયતાન જણાય છે. ઠીક છે. તેને એકવાર ફસાવ્યા વગર તે સીધો નહિ થાય!" એટલામાં નવનીધરાય એક દવાવાળાની દુકાન પાસે આવી પહોંચ્યા. તે દુકાનમાં તે દાખલ થયા. દિનકર નવ-નીધરાયની રાહ જોતો રસ્તા પર આમતેમ ફરવા લાગ્યો. દુકાનમાં

ગયા પછી નવનીધરાયે કૃષ્ણકાન્તને 'ટેલિફોન' કર્યો. આ દુકાન સોનેરી ટોળીમાંનો એક બદમાશ ચલાવતો હતો તેની દિનકરને ખબર નહોતી. કેટલીક વાર પછી નવનીધરાય એક દવાની શીશી પોતાના હાથમાં લઇને દુકાનમાંથી બહાર પડયા. આથી દિનકરના મનમાં કંઇ જ સંશય ઉદ્‌ભવ્યો નહિ. નવનીધરાય ઝપાટાબંધ આગળ ચાલવા લાગ્યા. તેણે પાછા વળીને જોયું જ નહિ. તો પણ તેને પોતાના બદલ કંઇ વહેમ ન આવે એટલા માટે દિનકર તેનાથી દૂર ચાલતો હતો.

જો દિનકરે અત્યારે આટલી બધી સાવધાનતા રાખી ન હોત તો તેને એક મૂકાભિનયનું 'ફાર્સ' જોવાનો પ્રસંગ મળત. અને તેથી તે વધારે સાવધ થયા વગર રહ્યો ન હોત.

નવનીધરાય એક બીજા રસ્તા તરફ વળ્યા કે તરત જ તેમણે માયાને પોતાના સામી આવતી દીઠી. તેમણે તેને નાક પર આંગળી મૂકીને પોતાને નહિ બોલાવવાનો ઇસારો કર્યો અને એક ભાડુતી વિક્ટોરીઆ તરફ આંગળી કરી. કંઇ પણ બોલ્યા વગર એકદમ ચાલ્યા જવાની નવનીધરાયે પોતાને સૂચના કરી એટલું જ માયા સ્હમજી શકી. પરંતુ તે તેમ કરવાનું કારણ કળી શકી નહિ. તેણે વિક્ટોરીઆ બોલાવી અને તેમાં બેસીને ત્યાંથી ચાલી ગઇ.

બુદ્ધિપ્રસાદ માયાની પાછળ જ હતો. નવનીધરાયનો મૂકાભિનય અને માયાનું વર્તન તે બરાબર જોઇ શક્યો. માયા અને નવનીધરાય પરસ્પર ઓળખે છે અને નવનીધરાય બદલની પોતાની શંકા ખરી હતી, એવી તેની દૃઢ ખાત્રી થઇ. માયાની ગાડી પ્રત્યે આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિ ફેંકતો તે ઉભો રહ્યો.

દિનકર પણ નવનીધરાયની પાછળ ચાલ્યો આવતો હતો. નવનીધરાય એક ઘર પાસે જઇને ઉભો રહ્યો અને પોતાના ખિસ્સામાંથી કુંચીઓ કાઢીને તે ઘરનું દ્વાર તેણે ઉઘાડયું. તે ઘરમાં દાખલ થયા પછી તેણે તે દ્વાર ખાલી બંધ કર્યું. દિનકર તે દ્વાર પાસે આવી પહોંચ્યો એટલે તેણે તે દ્વારને ધક્કો માર્યો. દ્વાર ઉઘાડું હોવાથી તે અંદર દાખલ થયો. બુદ્ધિપ્રસાદે પાછળ ફરીને જોયું તો દિનકરને તેણે તે ઘરમાં દાખલ થતો જોયો. દિનકરને સૂચના આપવા માટે તે દોડતો ત્યાં આવી પહોંચ્યો. તેણે દ્વારને ધક્કો માર્યો તો તે અંદરથી બંધ થયું હતું. અહિં કંઇ પણ દગો હોવો જોઇએ એવી બુદ્ધિપ્રસાદની ખાત્રી થઇ. અંતે તેણે એવો નિશ્ચય કર્યો કે થોડીવાર દિનકરની રાહ જોવી અને જો તે ન આવે તો પછી તે માટે ઘટતા ઉપાયો લેવા. બુદ્ધિપ્રસાદ તે ઘરના ઓટલા પાસે બેઠો.

દિનકર જે ઘરમાં દાખલ થયો હતો તે ઘર સોનેરી ટોળીનું હતું. જે મનુષ્યને દેહાંત દંડની શિક્ષા કરવાની હોય, તેને આ ઘરમાંના એક લોહકુંડમાં નાખી દેવામાં આવતો હતો. જેવો દિનકર તે ઘરમાં દાખલ થયો કે તરત જ એ બદમાશોએ તેને ઉંચકીને તે કુંડમાં ફેંકી દીધો. કૃષ્ણકાન્ત તે કુંડ ઉપરનું ચક્ર પોતાના હાથમાં ઝાલીને બેઠો હતો. દિનકર કુંડમાં પડ્યો કે તરત જ તેણે તે ચક્ર ફેરવવા માંડ્યું. તરત જ કુંડની ચારે બાજૂ એક બીજા સાથે જોડાઇ જવા લાગી. આ જોઇને દિનકર ગભરાયો. તે કુંડમાં આમ તેમ ન્હાસવા લાગ્યો, કુંડની ચારે બાજૂએ લીસા લોખંડની બનાવેલી હતી. તેમ જ તે બહુ ઉંચી હોવાથી, ઉપર ચઢીને બહાર આવી શકાય તેમ નહોતું. આ વખતે દિનકરની ખાત્રી થઈ ગઈ કે પોતે અવિચારથી દુષ્ટોની જાળમાં ફસાઇ પડ્યો હતો અને હવે ઉગરવાનો એક પણ માર્ગ રહ્યો નહોતો. તેણે એક કારમી ચીસ પાડી.

લગભગ પાંચ સાત મિનિટ થઇ. પરંતુ દિનકર બહાર આવ્યો જ નહિ. જરૂર અંદર કંઇ દગો હોવો જ જોઇએ એવી બુદ્ધિપ્રસાદની ખાત્રી થઇ. તે પુનઃ દ્વાર પાસે આવ્યો પરંતુ તે અંદરથી બંધ જ હતું. હવે તેનું ચિત્ત અસ્વસ્થ થયું. તેણે ચોમેર દૃષ્ટિપાત કર્યો તો નજીકનું એક ખાલી મકાન તેની નજરે પડ્યું. તે તરત જ ત્યાં ગયો. એ ઘરમાં એક વૃક્ષ હતું. બુદ્ધિપ્રસાદ તે વૃક્ષ પર ચઢી ગયો અને પેલા ઘરની અગાશીમાં કૂદી પડ્યો. સુભાગ્યે અગાશીમાંની એક બારી ખુલ્લી રહી ગઇ હતી. તે તરત જ નીચે ગયો. ત્યાં તેને ચક્રનો 'ઘર ઘર' અવાજ સંભળાવા લાગ્યો. તેણે આ ભયંકર પ્રસંગ જોયો એટલે તેનું શરીર કંપી ઉઠ્યું. કૃષ્ણકાન્ત પોતાના તાનમાં લીન થયો હોવાથી, બુદ્ધિપ્રસાદ તરફ તેનું લક્ષ્ય ગયું નહોતું. બુદ્ધિપ્રસાદે કૃષ્ણકાન્ત પાસે જઇને તેને કુંડમાં ધકેલી દીધો. કૃષ્ણકાન્તને કુંડમાં પડેલો જોતાંની સાથે જ દિનકરે તેને લતાપ્રહારથી નીચે નાખી દીધો અને બુદ્ધિપ્રસાદે કુંડમાં નાખેલી પાઘડીનો છેડો પકડીને તે ઉપર ચઢી આવ્યો. એટલામાં કૃષ્ણકાન્તના બે બદમાશો બુદ્ધિપ્રસાદના અંગ પર ધસી આવ્યા. તેઓની વચ્ચે તુમુલ યુદ્ધ થવા લાગ્યું. પરંતુ આખરે તેઓએ બુદ્ધિપ્રસાદને પકડ્યો અને તેના હાથ પગ બાંધવા માંડ્યા. એટલામાં દિનકરે બે બદમાશોમાંના એકને પાછળથી આવીને પકડ્યો અને તેને પેલા લોહ કુંડમાં ફેંકી દીધો. બીજો બદમાશ ત્યાંથી પલાયન કરી ગયો. દિનકર અને બુદ્ધિ-

પ્રસાદ એકદમ દ્વાર ઉઘાડીને સરિઆમ રસ્તાપર આવ્યા.

બુદ્ધિપ્રસાદને આકસ્મિક રીતે ત્યાં આવી ચઢેલો જોઇને દિનકરને આશ્ચર્ય થયું. રસ્તામાં બન્ને જણાએ એક બીજાની હકીકત નિવેદન કરી. ઇષ્ટકૃપાથી આપણા પ્રાણ બચવા પામ્યા છે, એમ માની બન્ને જણાએ અનન્યભાવે ઇશ્વરની પ્રાર્થના કરી.

## પ્રકરણ ૨૦ મું.

### પ્રેમદાનું પરાક્રમ.

ઉષાને મળવા સારૂ દિનકર લક્ષ્મીપ્રસાદને બંગલે હમેશાં આવતો હતો. અર્થાત્ જ્યારે જ્યારે નિવૃત્તિ મળતી ત્યારે ત્યારે દિનકર તે સમય ઉષા સાથે વાર્ત્તાલાપ કરવામાં જ વીતાડતો હતો. કોઇ વાર તે ઉષા સાથે વાર્ત્તાલાપ કરતો, કોઇ વાર ઉષા અને લીલાને લઇને તે ફરવા જતો અને કોઇવાર તે બુદ્ધિપ્રસાદ સાથે સોનેરી ટોળીની બાબતમાં વાટાઘાટ કરતો હતો. આ પ્રમાણે જ તેનો નિત્યક્રમ ચાલુ હતો. બુદ્ધિપ્રસાદની પ્રમાણિકતા, હુશિઆરી અને કાર્યદક્ષતા બદલ તેની વધારે અને વધારે પ્રતીતિ થતી જતી હતી. જ્યાં સુધી બુદ્ધિપ્રસાદના રક્ષણ નીચે ઉષા છે, ત્યાં સુધી તેના સુરક્ષિતપણા બદલ કંઇ ચિન્તા કરવા જેવું નહોતું એવું તે ખાત્રીથી માનતો હતો. તથાપિ કોઇ કોઇ પ્રસંગે ઉષા દિનકરની મુખમુદ્રાપર ઉદાસીનતા અને ખિન્નતાની છાયા સ્પષ્ટ રીતે જોઇ શકતી હતી. ઉષા દિનકરની ખિન્નતાનું કારણ જાણવા માટે ઘણુંયે પ્રયત્નો કરતી. પરંતુ તેમાં તે ફાવતી નહિ.

એક દિવસ ઉષા અને દિનકર ' બેક બે 'પર ફરવા ગયાં હતાં. આ વખતે દિનકરની મુખમુદ્રાપર એકાએક ચિન્તાની છાયા પ્રસરી ગઇ. તેની ચિન્તાનું કારણ પૂછી જોવા માટે ઉષા પ્રેમળ સ્વરે બોલીઃ " દિનકર ! તમારી મુખમુદ્રા મ્હને ઘણી વખત ઉદાસીન કેમ જણાય છે ? તમને કોઇ પણ પ્રકારનો ભય લાગતો હોય એમ મ્હને લાગે છે. હજી પણ સોનેરી ટોળીની તમારાપર સખ્ત દેખરેખ હોય એમ તમને લાગે છે કે ? "

" છટ્ છટ્ " દિનકર સ્મિત કરતો બોલ્યોઃ " મ્હારાપર તેઓ દેખરેખ રાખે તેથી મ્હને શું ? હું તેમના માર્ગમાં આવું તો તેઓ

મ્હારાપર નજર રાખે જ. નહિંતર મ્હારા જેવા ગરીબ મનુષ્યને વ્યર્થ આપવાથી તેમને શું ફાયદો ?"

"ત્યારે કંઇક બીજું કારણ હોવું જોઇએ! દિનકર! હજી પણ તમે મ્હને એક નાદાન બાલકી સ્હમજો છો કે ? હું તમારી ચિન્તાનું કારણ સ્હમજી શકતી નથી એમ તમને લાગે છે કે ? હવે હું અનુભવપરત્વે પ્રૌઢ વિચારની થઇ ગઇ છું હો કે ?"

"ઉષા !" દિનકર ઉષાનો હાથ પોતાના હાથમાં લઇને બોલ્યો: "તું ગમે તેવી હોય તો પણ તારા જેવી મોહક વસ્તુ મ્હને અખિલ વિશ્વમાં મળનાર નથી! હવે તું ન્હાની છોકરી નથી, પરંતુ એક હુશિઆર, ચતુર અને પ્રેમાળ તરુણી છે એ વાત હું સ્હમજી શકું છું. પરંતુ મ્હારા જેવા દરિદ્ર યુવક પ્રત્યે ત્હારો પ્રેમ અક્ષય્ય રહેશે કે ?"

"આવી શંકા ક્યાંથી કાઢી ? હું બાલ્યાવસ્થાથી જ ગરીબ છું. મ્હને શ્રીમંત થવાની અપેક્ષા છે જ નહિ. હું દ્રવ્યને અંતઃકરણપૂર્વક ધિક્કારૂં છું."

"પરંતુ સર્વ સુખનો આધાર દ્રવ્યપર જ અવલંબી રહે છે!"

"તો દુઃખનું મૂળ પણ દ્રવ્ય જ છે. મ્હારો જ દાખલો લ્યો. પિતાશ્રી પાસે જો દ્રવ્ય ન હોત તો તેમને ઘરબાર ત્યજીને આમ છૂપી રીતે ભટકવું પડત કે ? અને મ્હારા શિરપર પણ આટલાં સંકટો આવત કે ?"

"એ વાત પણ ખરી!" દિનકર બોલ્યો: "વારૂ, એ પંચાત હમણાં જવા દો. ચાલ, આપણે પેલી 'બેન્ચ' પર બેસીને સમુદ્રમાં ઉછળતી જળઉર્મિઓ નિરખીને આનંદ મેળવીએ!"

ઉષા અને દિનકર ફરવા ગયા પછી લગભગ અર્ધા કલાકે એક મનુષ્ય ઉષાના દિવાનખાનામાં આવ્યો અને તેણે જોસથી ઘંટડી વગાડી. બુદ્ધિપ્રસાદ લખવાના કામમાં ગુંથાયો હતો. દાસી દિવાનખાનામાંથી ઝાડૂ કાઢતી હતી. તે તરત જ દ્વાર પાસે ગઇ અને તે ઉઘાડતાં બોલી: "કોણ છે ?"

"ઉષા બ્હેન ઘેર છે કે ?" આવનાર મનુષ્ય ધીમેથી બોલ્યો.

"ના; તે 'બેકબે' પર ફરવા ગયાં છે."

"વારૂ;" એમ કહી પેલો મનુષ્ય ત્યાંથી ચાલતો થયો. દાસી દ્વાર બંધ કરીને અંદર ચાલી ગઇ. એટલામાં ઘંટડીનો અવાજ સાંભળીને બુદ્ધિપ્રસાદ દિવાનખાનામાં આવી પહોંચ્યો. દાસીને દ્વાર

બંધ કરીને પોતાની તરફ આવતી જોઇને તે બોલ્યો: " કોણ આવ્યું હતું ? "

" ઉષા બ્હેન ઘેર છે કે કેમ, તે બાબતની ખબર કાઢવા કોઈ અજાણ્યો માણસ આવ્યો હતો ! "

" ત્હેં તેને શો ઉત્તર આપ્યો ? "

" તે 'બેકબે' પર ફરવા ગયાં છે એમ મ્હેં તેને કહ્યું. "

" અરે મૂર્ખી ! " એટલું બોલીને બુદ્ધિપ્રસાદ દ્વાર ભણી દોડયો. તે દ્વાર ઉઘાડી બહાર જોવા લાગ્યો. પુનઃ તરત જ દ્વાર બંધ કરીને તે દાસી પાસે આવ્યો અને બોલ્યો: " અજાણ્યા માણુસને આમ ખરી બાતમી અપાય કે ? ત્હેં મ્હને કેમ બોલાવ્યો નહિ ? ઉષા બ્હેન કાળાં છે કે ગોરાં તે સંબંધી તે માણુસ જાણુતો નથી. તેમ જ દિનકર તેમની સાથે હોવાથી કંઇ ચિન્તા રાખવા જેવું નથી. પરંતુ હવેથી આવું દોઢડહાપણુ કરીશ નહિ. કોઇ પણુ આવે કે તરત જ હું ગમે તેવા કામમાં હોઉં તો પણુ મ્હને બોલાવ્યા વગર દ્વાર ઉઘાડીશ નહિ. "

" દિનકર બ્હેનની સાથે હોવાથી, સત્ય હકીકત કહેવામાં કંઇ હરકત જેવું નથી એમ ધારીને જ મ્હેં તેને સત્ય હકીકત કહી. પરં હવેથી આપની આજ્ઞાનુસાર જ વર્તીશ. "

" આજ દિન સુધીમાં બનેલા બનાવો ધ્યાનમાં રાખતી જા. સહજ ભૂલ થતાંની સાથે જ આપણા પ્રાણુ જોખમમાં આવી પડશે એ નક્કી માનજે ! હવે પછી જો આવી ભૂલ થશે તો હું ત્હને નોકરીમાંથી કાઢી મૂકીશ સ્હમજી કે ? જા ત્હારૂં કામ કર ! "

એટલું કહીને બુદ્ધિપ્રસાદ વાંચનાલય તરફ ચાલ્યો ગયો. દાસી પોતાનું કામ કરવા લાગી.

પ્રિય પાઠક ! આ બાજૂ ઉષા અને દિનકર સમુદ્ર કિનારાપર ફરવા લાગ્યાં. એટલામાં દિનકર એકાએક ચમકયો. તે જોઇને ઉષા બોલી: " કેમ શું થયું ? "

" આમ જો ! " કિનારા પરની 'બેન્ચ' તરફ આંગળી કરતો દિનકર બોલ્યો: " પેલી 'બેન્ચ' પર માયા બેઠેલી છે ! "

" એમ કે ? તે એટલી જ આવી હોય એમ લાગે છે. ચાલો, આપણે પણુ તેની પાસે જઈએ. "

" ત્યાં જવાની શી જરૂર છે ? હજી પણુ એ પાતકી સ્ત્રીને તું બરાબર ઓળખતી નથી કે ? તેનાથી ચાર ડગલાં દૂર જ સારૂં ! "

" તે બધું હું જાણું છું. " ઉષા બોલી: " આજ સુધીમાં મ્હારા શિરપર આવી પડેલાં અનેક સંકટોમાં તેનો હાથ હતો એ હું સ્હમજી ચૂકી છું. પરંતુ તે બદલ મ્હેં તેને રજ માત્ર પણ અંદેશો આવવા દીધો નથી ! તે હજી પણ મ્હારી સાથે પૂર્વેના જેવું જ વર્તન ચલાવે છે. હું તેનાથી સંપૂર્ણ સાવધ છું. તમે લેશ માત્ર પણ ચિન્તા રાખશો જ નહિ."

" વારૂ, ત્યારે ચાલો તેની પાસે જઇએ ! "

દિનકર અને ઉષા બન્ને જણાં માયા પાસે ગયાં. માયાએ તેમનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. દિનકર બદલ માયાના મનમાં પક્કી શંકા હતી. તે દિનકરથી સાવધ રહેતી હતી. ઉષા બદલ તેના મનમાં એટલી બધી શંકા નહોતી. તે પોતાના પ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ ધરાવે છે એમ માનીને માયા ઉષા સાથે પૂર્વેના જેવું જ વર્તન ચલાવતી હતી.

ઉષા અને દિનકર માયા બેઠી હતી તે 'બેન્ચ'પર જ બેઠાં. ત્રણે જણાંએ કેટલાક સમય સુધી આડાં અવળાં ગપ્પાં માર્યાં. માત્ર ત્રણેના હૃદયમાંની ભાવનાઓ જૂદી હતી. ત્યાર બાદ દિનકર અને ઉષા માયાની રજા લઇને ત્યાંથી ચાલતાં થયાં. એટલામાં લક્ષ્મીપ્રસાદને ઘેર ઉષાની તપાસ કરીને સમુદ્ર કિનારે આવેલો મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો. રસ્તામાં તેણે એક પોલિસને ઉષા કોણ છે, એ સંબંધી પૂછપરછ કરી હતી તે ઉપરથી ઉષા અને માયા બેઠાં હતાં તે 'બેન્ચ' તરફ તેણે આંગળી કરી. તે મનુષ્યે ઉષાને કદિ જોઇ જ નહોતી. અત્યારે માયા એકલી જ 'બેન્ચ' પર બેઠી હતી. તે માયા ને ઉષા સ્હમજીને તેની પાસે આવીને બોલ્યો: " ઉષા આપનું નામ કે ? "

માયા એકદમ ચમકી. કંઈ ઉત્તર ન દેતાં તે આવનાર મનુષ્ય તરફ એક ક્ષણવાર તાકી રહી અને પછી બોલી: " હા, કેમ શું કામ છે ? "

તે મનુષ્યે પોતાનાં ખિસ્સામાંથી એક ચિઠ્ઠી કાઢીને માયાના હાથમાં મૂકી. અને ધીમે રહીને બોલ્યો: " આ ચિઠ્ઠી મુનિમશ્રીને આપજો. તે કેવી રીતે વાંચવી તત્સંબંધી તેઓ જાણે છે ! "

માયા વિસ્મય પામતી તે ચિઠ્ઠી વાંચવા લાગી. પરંતુ ચિઠ્ઠીનો કાગળ તદ્દન કોરો હતો. આમ હોવાનું શું કારણ હશે તે સંબંધી પૂછપરછ કરવાની ઇચ્છાથી તેણે આવનાર મનુષ્ય તરફ જોવા માંડ્યું.

પરંતુ તે તો ક્યારનો યે અહિંથી ચાલ્યો ગયો હતો.

ચિઠ્ઠી વાંચીને **માયા** બહુ જ આશ્ચર્ય પામી. કોઇ લુચ્ચા મનુષ્યે તેની મશ્કરી કરી હશે, એવી તેણે કલ્પના કરી. પરંતુ તેને તરત જ યાદ આવ્યું કે કદાચ તે ચિઠ્ઠીમાં અદૃશ્ય શાહીનો ઉપયોગ કેમ નહિ કરવામાં આવ્યો હોય ? અને જો તેમ જ હોય તો લક્ષ્મીપ્રસાદ અવશ્ય હયાત હોવો જ જોઈએ અને તે પોતાની પુત્રી તથા મુનિમ સાથે પત્રવ્યવહાર પણ ચલાવતો હશે, એવી તેની ખાત્રી થઇ. તેણે તે ચિઠ્ઠી પોતાના પોલકાના ખિસ્સામાં મૂકી દીધી અને ભાડાની ગાડી કરીને તે પોતાને ઘેર ચાલતી થઇ, કૃષ્ણકાન્ત અદૃશ્ય શાહીથી લખેલા પત્રો વાંચી શકતો હતો. **માયા** આજે આવો અણધાર્યો લાભ મળવાથી પોતાના મનમાં બહુ આનંદ પામી.

ઘેર આવીને **માયાએ** કૃષ્ણકાન્તની તપાસ કરી. પરંતુ તેને માલૂમ પડયું કે તે કંઈ કાર્ય પ્રસંગે બહાર ગયો હતો અને આજે રાત્રિએ ઘેર આવનાર જ નહોતો. તેણે સોનેરી ટોળીમાંના એક બદમાશને બોલાવ્યો અને તેને તે ચિઠ્ઠી **બાબુનાથ** પાસેની સોનેરી ટોળીની ગુપ્ત જગ્યાએ લઇ જવાની તેને આજ્ઞા કરી. **માયા** સારી રીતે જાણતી હતી કે અદૃશ્ય શાહી ઉકેલવા માટેનાં સાધનો **બાબુલનાથ** પાસેની ગુપ્ત જગ્યામાં જ હતાં.

બીજે દિવસે સ્હવારે ઉષા એકલી જ ઘોડાપર બેસીને ફરવા ગઇ. સૃષ્ટિસૌન્દર્ય નીરખવાનો ઉષાને બહુ શોખ હતો અને તેથી તે નિહાળવા માટે તે **બાબુલનાથની** ટેકરી તરફ વળી. ઝાડીમાં તે થોડીવાર ફરવા લાગી એટલામાં દૂરથી કોઇ મનુષ્યને તેણે બગલમાં ન્હાનું સરખું પોટકું ઉપાડીને આવતો જોયો. આવા નિર્જન અરણ્યમાં આ મનુષ્ય એકલો શું કરતો હશે, તત્સંબંધી તે વિચારવા લાગી. પરંતુ જેવો તે મનુષ્ય પોતાની નજીકમાં આવી પહોંચ્યો કે તરત જ ઉષા ચમકી ઉઠી. તેણે તેને પૂર્વે કોઇ પણ સ્થળે જોયો હતો એવો ઉષાને ભાસ થયો. આ બદમાશ આવા નિર્જન જંગલમાં રહીને શું કરે છે તે જોવાના ઉદ્દેશથી ઉષા ઘોડા પરથી નીચે ઉતરી અને તેને એક વૃક્ષ સાથે બાંધીને તે મનુષ્યની પાછળ પાછળ જવા લાગી.

આજ દિન સુધીમાં ઉષાના શિરપર અનેક આફતો આવી ગઇ હતી અને તેથી હવે તેને કોઇ પણ આફતની બહુ જ ભીતિ લાગતી જ નહોતી. અર્થાત્ સંકટમાં આવી પડવાનું તેને વ્યસન જ પડી ગયું હતું. શિવવું, ગુંથવું. ભરવું ઇત્યાદિ સ્ત્રીઓનાં કામ કરવા

તરફ તેનું ચિત્ત વળતું જ નહોતું. તેમ જ બુદ્ધિપ્રસાદ અને દિનકર હજી પણ પોતાને એક નાદાન બાલિકા જેવી જાણે છે તેમને એકાદ મહત્વનું કાર્ય કરી બતાવવાની તેને મહત્વાકાંક્ષા હતી. અને તેથી જ આજે તેણે આ સાહસ ખેડવાનો વિચાર કર્યો હતો.

ઉષા તે મનુષ્યની પાછળ પાછળ સાવધગિરીથી જવા લાગી. કેટલેક દૂર ગયા પછી તે મનુષ્ય એક ન્હાની સરખી ટેકરી પાસે જઇને ઉભો રહ્યો. ઉષા એક વૃક્ષની ઓથે જઈને ઉભી રહી. પેલા મનુષ્યે એકવાર ચોમેર દૃષ્ટિપાત કર્યો અને ત્યાર પછી નીચા વળીને તેણે એક ઠેકાણે કંઇ દબાવ્યું. તરત જ એક દ્વાર ઉઘાડયું. પેલો મનુષ્ય જેવો તે દ્વારમાં થઇને અંદર ગયો કે તરત જ પેલું દ્વાર બંધ થઈ ગયું અને ટેકરી પૂર્વવત્ દેખાવા લાગી. આ દેખાવ જોઇને ત્યાં ગુફા હોવી જોઇએ એવી ઉષાની ખાત્રી થઇ. તે હજુ વૃક્ષની ઓથે છૂપાઇને ઉભી હતી. અલ્પ સમયમાં જ ગુફાનું દ્વાર પુનઃ ઉઘડયું અને પેલો મનુષ્ય બહાર આવ્યો કે તરત જ તે દ્વાર બંધ થઇ ગયું. તે મનુષ્ય એક બીજા જ માર્ગે ઝપાટાબંધ ચાલતો થયો.

પેલો મનુષ્ય દૂર નીકળી ગયો એટલે ઉષા ધીમે ધીમે પેલી ટેકરી તરફ જવા લાગી. ત્યાં પહોંચ્યા પછી ગુફાનું દ્વાર ઉઘાડવાની કળ તે શોધવા લાગી. ઘણીવારે તેને એક કળ મળી આવી. તે કળ દાબતાંની સાથેજ ગુફાનું દ્વાર ઉઘડયું અને તેણે અંદર પ્રવેશ કર્યો. ગુફામાં ઉષાએ જાતજાતનાં મૂલ્યવાન વસ્ત્રો અને સોના રૂપાનાં વાસણો અસ્તવ્યસ્ત રીતે પડેલાં જોયાં. ગુફાના એક ખૂણામાં એક મોટી પેટી પડેલી તેના જોવામાં આવી. આ સિવાય બીજી પણ કેટલીક ન્હાની પેટીઓ ત્યાં ગોઠવેલી હતી. આ બધું જોઇને ઉષાની ખાત્રી થઇ કે ચોરી કરીને લાવેલો બધો માલ બદમાશો અહિં જ છૂપાવતા હોવા જોઇએ. પોતાના ઉપયોગની કંઇ વસ્તુ મળી આવે છે કે કેમ તેની ઉષાએ ઘણી શોધ કરી. પરંતુ તેને નિરાશા જ પ્રાપ્ત થઇ. અંતે નિરાશ વદને તે પાછી ફરવા માટે દ્વાર તરફ જવા લાગી. પરંતુ તેણે દ્વાર તરફ જવાને ત્રણ ચાર ડગલાં ભર્યાં એટલામાં તે દ્વાર હાલતું હોય એવો તેને ભાસ થયો. બહારથી કોઇ દ્વાર ઉઘાડતું હોય એવી તેની ખાત્રી થઇ. તે ગભરાઇ ગઇ. તેણે પાછાં ફરીને ચોમેર દૃષ્ટિપાત કર્યો. પરંતુ ગુફાનું બીજું દ્વાર તેના જોવામાં આવ્યું નહિ તેમ જ તેની શોધ કરવા માટે પૂરતો સમય પણ નહોતો. એકદમ પેલી મોટી પેટી ઉઘાડીને ઉષા તેમાં બેસી ગઇ અને તેનું ઢાંકણું બંધ કરી દીધું.

અર્ધી ક્ષણમાં તો ત્રણ પુરૂષો આ ગુફામાં દાખલ થયા. અહિં કોઇ પણ પ્રકારનો ભય રાખવાનું કારણ નહિ હોવાથી, તેઓ ત્રણે જણા મોટા સ્વરે આપસ આપસમાં વાતચિત કરતા હતા. ઉષાનું હૃદય ભયથી એટલું બધું ધડકતું હતું કે બહાર વાતચિત કરતા બદમાશો હૃદયનો ધબકારો સાંભળી તો નહિ જાય, એવી તેને ભીતિ લાગવા માંડી હતી. બદમાશોની વાતચિત સાંભળવા માટે તેણે કાન માંડયા. પરંતુ પેટીનું ઢાંકણું બંધ હોવાથી તે સ્પષ્ટ રીતે સાંભળી શકતી નહોતી. માત્ર ત્રુટક ત્રુટક વાકયો જ ઉષા સાંભળી શકી. ચોરી લાવેલો માલ બદમાશોએ 'ધડોધડ' ધા કરીને ગુફાના ખુણામાં ફેંકી દીધો.

ઉષા જે પેટીમાં હતી તે પેટી પાસે જ ઉભેલો એક બદમાશ બોલ્યોઃ "જો આ કાગળ લક્ષ્મીપ્રસાદના હાથમાં ગયો હોત તો કેવો અનર્થ થાત! કદાચ આપણે બધાને મુંબઇ છોડવી પડત! જો કે આ કાગળ આપણને કોરો લાગે છે, પરંતુ તેમાંની અદશ્ય શાહી કૃષ્ણકાન્ત વાંચી શકશે!" એટલું બોલીને તે બદમાશ પેટી પાસેથી દૂર ગયો આથી ઉષા તેની વાતચિત વધારે સાંભળી શકી નહિ. પરંતુ અલ્પ સમયમાંજ તે બદમાશ એક સ્ટૂલ લઇ આવ્યો અને તે મોટી પેટીની નજીકમાં મૂકીને તેના પર બેઠો. ઉષાનું મન પેલા પત્ર સંબંધી હકીકત જાણવા માટે તલપાપડ થઈ રહ્યું હતું. તેણે પેટીમાં સૂતાં સૂતાં પોતાના હાથથી પેટીનું ઢાંકણુ સહજ ઉંચુ કર્યું અને ત્રાસી આંખે બહાર જોવા લાગી. પેલા બદમાશે તે કાગળ પોતાના કોટના ખિસ્સામાં મૂકયો. તે ઉષા જોઇ ગઇ. પેલા બદમાશે પોતાના ખિસ્સામાંથી સિગારેટસની પેટી કાઢી અને તે સળગાવવા લાગ્યો. આ વખતે ઉષાએ એક ભયંકર સાહસ કર્યું. તેણે પોતાની પેટીનું ઢાંકણુ ઉંચું કર્યું અને તેમાંથી પોતાનો હાથ બહાર કાઢીને તે બદમાશના ખિસ્સામાંનો કાગળ કાઢી લીધો. તેણે તરતજ પેટીનું ઢાંકણુ બંધ કર્યું. બદમાશ સીગાર પીવાની ધૂનમાં લાગી ગયો હતો, તેમ જ પેટી ભણી તેની પીઠ હોવાથી અને ગુફામાં ગાઢ અંધકાર હોવાથી આ વિલક્ષણ પ્રકાર કોઇના જાણવામાં આવ્યો જ નહિ.

હવે ઉષાને બદમાશો બદલ કંટાળો આવવા લાગ્યો. તેઓ અહિંથી કયારે જાય એમ જ તેના મનમાં થઇ રહ્યું. બદમાશો સિગારના ધૂમાડા કાઢતા કાઢતા ગપાં મારવા લાગ્યા. પરંતુ થોડીવાર પછી તેઓ સર્વ ઉઠયા. પુનઃ ગુફાનું દ્વાર બંધ થવાનો ધ્વનિ ઉષાના કાન પર આવ્યો. હવે ઉષાને ધીરજ આવી. તેણે પેટીનું ઢાંકણુ ઉ-

ધાડયું અને પોતે બહાર નીકળી. આટલું ભયંકર સાહસ વેઠીને મેળ-વેલો પત્ર ઉષાએ વાંચવા માંડયો! પરંતુ તે તો તદ્દન કોરો હતો! પરંતુ બુદ્ધિપ્રસાદ અથવા દિનકર એ બન્નેમાંથી એક જણુ તો અ-વશ્ય તે અદશ્ય શાહી ઉકેલી શકશે એવી તેની ખાત્રી હતી. ખરેખર, જો તે પત્રમાંથી કંઇ મહત્વની બાતમી મળી આવશે તો બુદ્ધિપ્રસાદ અને દિનકર પોતાના આવા સાહસિક કાર્ય બદલ પોતાને ધન્યવાદ આપશે, એમ વિચારતી ઉષા પોતાના મનમાં જ પોતાની હુશિઆ-રીની પ્રશંસા કરવા લાગી.

એટલામાં તેની દૃષ્ટિ ગુફાના દ્વાર તરફ ગઇ. ગુફાનું દ્વાર હાલતું હોય એવી તેની ખાત્રી થઇ. ઉષા ગભરાઈ. તે સ્વગત બોલી: "દુષ્ટો પાછા આવ્યા લાગે છે! પણ તેઓ પાછા કેમ આવ્યા હશે? આ પત્ર માટે તો પાછા નહિ આવ્યા હોય?" હવે શું કરવું, તેની ઉષાને સૂઝ પડી નહિ. પુનઃ પેટીમાં જઇને છૂપાવામાં તેને સહિસલામતપણું લાગ્યું નહિ. કારણકે જો બદમાશો પેટીની તપાસ કરે તો પોતે પકડાઇ ગયા વગર રહે નહિ, એ વાત તે સારી રીતે જાણતી હતી. વધારે વિચાર કરવાનો સમય નહોતો. ઉષા ગાભરી ગાભરી ગુફામાં આમતેમ જોવા લાગી. એવામાં એક ઉંડો ખાડો તેના જોવામાં આવ્યો. કંઇ પણ વિચાર ન કરતાં તેણે તેમાં પડતું મૂકયું. તરત જ ઉષા તેમાં તણાવા લાગી. હવે ઉષાની ખાત્રી થઇ કે પોતે પાણીના વહનમાં તણાવા લાગી હતી.

આ તરફ પેલા બદમાશો પાછા આવ્યા તેનું કારણ એમ હતું કે ગુફાનું દ્વાર બંધ કરતી વખતે એક ચાલાક બદમાશની નજર ગુફાની નજીકમાં ઉષાના આવવાથી પડેલાં નાજુક પગલાં તરફ ગઇ. આવાં નાજુક પગલાં આપણામાંના કોઇનાં નથી, અને તેથી અહિં કોઇ સ્ત્રી આવી હોવી જોઇએ એવો તેને સંશય થયો. તેણે પોતાનો સંશય સાથી-દારોને જણાવ્યો. ત્રણે બદમાશો બારિકીથી તપાસ કરવા લાગ્યા. કોઇ પણ સ્ત્રી ગુફાના દ્વાર સુધી આવી હોવી જોઇએ એવી ત્રણેની ખાત્રી થઇ. પરંતુ તેના પાછાં ફર્યાનાં પગલાં ત્યાં જણાયાં નહિ અને તેથી તે સ્ત્રી ગુફામાં જ કયાંઇ સંતાઇ બેઠી હોવી જોઇએ. એવી તેમની ખાત્રી થઇ. આપસઆપસમાં વાતચિત કરતા ત્રણે બદમાશો ગુફામાં દાખલ થયા. તેઓ આખી ગુફામાં ફરી વળ્યા. પરંતુ તેમને કંઇ પત્તો લાગ્યો નહિ. આખરે એક બદમાશે તે પાણીના ખાડામાં દૃષ્ટિ કરીને જોયું. પરંતુ ત્યાં પણ કંઇ હિલચાલ તેના જોવામાં આવી નહિ. હવે તેઓ એવા

અનુમાન પર આવ્યા કે કોઇ પણ સ્ત્રી ફરતી ફરતી ગુફાના દ્વાર સુધી આવી હોવી જોઇએ. પરંતુ ગુફાનું દ્વાર નહિ ઉઘડવાથી તે પાછી ગઇ હોવી જોઇએ. પરંતુ જતી વખતે તે આડા માર્ગે થઇને ગઇ હોવી જોઇએ અને તેથી જ તેનાં પગલાં અહિં જણાતાં નહોતાં. આ પ્રમાણે અંતિમ નિર્ણયપર આવ્યા પછી ત્રણે બદમાશો ગુફાનું દ્વાર બંધ કરીને ત્યાંથી ચાલ્યા ગયા.

ગુફાની નીચેના પાણીના પ્રવાહમાં ઉષા તણાવા લાગી. પ્રથમ તે અંધકારમાં તણાતી હોવાથી બાજૂના ખડકોપર તેનું શરીર ઘડી ઘડી અફળાતું હતું. પરંતુ અલ્પ સમયમાં જ ઉષાને લાગ્યું કે હવે પોતે એક રાની જંગલમાં વહેતા પ્રવાહમાં તણાતી જતી હતી. ઉષાને તરતાં આવડતું હતું પરંતુ તે ગુફાની બહાર નીકળી ત્યાં સુધી ગભરાયલી હતી, તેમ જ પ્રવાહનું જોસ પણ પ્રચંડ હોવાથી તેનું કંઈ ચાલ્યું નહિ. પાણીના પ્રબળ પ્રવાહમાં તે ઘસડાવા લાગી અને અલ્પ સમયમાં જ તે સમુદ્રમાં જઇ પહોંચી.

બુદ્ધિપ્રસાદે જે પેટી સમુદ્રમાં નાંખી દીધી હતી તે નવલખી પેટી હતી કે પોતાને ફસાવવા માટે તેણે કંઇ યુક્તિ રચી હતી, તેની ખાત્રી કરવા સારૂ કૃષ્ણકાન્ત એક ભાડાની મોટરબોટમાં આજે સમુદ્રમાં ફરવા આવ્યો હતો. દિનકરે પણ આજે સ્હાંજથી જ કૃષ્ણકાન્તનો પીછો પકડયો હતો. જો કે કૃષ્ણકાન્ત વેષાંતર કરવામાં એક્કો હતો પરંતુ આજે તે દિનકરને થાપ ખવડાવી શકયો નહિ. મોટર બોટમાં બેઠો બેઠો કૃષ્ણકાન્ત પોતાના હાથમાંનો મોટો લોખંડનો સળીઓ પાણીમાં ડખોળતો હતો. તેને આમ કરવાનું શું કારણ હશે તે દિનકર સ્હમજી શકયો નહિ. કિનારાપરના એક વિશાળ વૃક્ષની ઓથે ઉભો ઉભો દિનકર આ બધું જોયા કરતો હતો. એટલામાં કૃષ્ણકાન્ત અને દિનકરે સમુદ્રમાં કોઇને તણાઇ આવતું જોયું. તણાઇ આવનાર વ્યક્તિ કોઇ સ્ત્રી જ છે એવી તેઓ બન્નેની અલ્પ સમયમાં જ ખાત્રી થઇ. કૃષ્ણકાન્તે તરત જ તે સ્ત્રીને સહાય આપવા માટે પોતાની બોટ તે સ્ત્રી તણાઇ આવતી હતી તે દિશા તરફ વાળી અને તે સ્ત્રીને પોતાની મોટર બોટપર લઇ લીધી તો તેણે ઉષાને ઓળખી. તેના વદનપર આશ્ચર્ય અને આનંદ મિશ્રિત છાયા પ્રસરી ગઇ.

દિનકરે પણ ઉષાને ઓળખી લીધી હતી. તે તરત જ સમુદ્રમાં કૂદી પડયો અને કૃષ્ણકાન્તની બોટ તરફ જવા લાગ્યો. આ બાજૂ કૃષ્ણકાન્તે પોતાની મોટર બોટ ઉભી રાખી અને પોતાના ખિસ્સામાંથી

એક ઔષધિની શીશી કાઢીને તેણે તેમાંથી ઉષાને પીવડાવી. ઉષા એ તે દવા પીધી એટલે કૃષ્ણકાન્ત આનંદ પામતો બોલ્યો: “શાબાશ ! આનું નામ જ અનુકૂળ નસીબ ! નિર્જીવ સંપત્તિની શોધ કરતાં સજીવ સંપત્તિ અનાયાસે હાથમાં આવી ચઢી. ભાગ્યદેવીની કૃપા થાય ત્યારે આવી રીતે આકસ્મિક લાભ મળવા લાગે છે. આ છોકરીને પકડવા માટે મ્હેં કેટલા કેટલા પ્રયત્નો કર્યા ! પરંતુ મ્હને નિરાશા જ મળી ! અને આજે તે બદલ કંઇ પણ શ્રમ નહિ કરવા છતાં, અરે કલ્પના પણ નહોતી તેમ છતાં, તે અનાયાસે જ મ્હારા હાથમાં આવીને ચડી ! ”

ઉષાએ પોતાનાં નેત્રો ઉઘાડયાં. તે આમ તેમ જોવા લાગી. તે એટલી તો શ્રમિત થએલી હતી કે પોતાનું એક પણ અંગ હલાવવાની કે એક શબ્દોચ્ચાર સરખો કરવાની પણ તેનામાં બિલકુલ શક્તિ નહોતી પોતે કેવી સ્થિતિમા હતી તેનું પણ તેને ભાન નહોતું,

કૃષ્ણકાન્ત સ્મિત કરતો ઉષાને સંબોધીને બોલ્યો: “કેમ, છોકરી ! હવે ઠીક છે ને ? તું અહિં શી રીતે આવી ચઢી તે કંઇ સ્હમજાતું નથી ! તે જાણવાની મ્હને દરકાર પણ નથી. ગમે તેમ હોય, પણ હવે તું મ્હારા સંપૂર્ણ કબજામાં છે. બોલ, ત્હારો બાપ ક્યાં છે?”

ઉષાએ કૃષ્ણકાન્ત પ્રત્યે દૃષ્ટિપાત કર્યો. તે હવે પોતાની ખરી સ્થિતિ સ્હમજી ! કૃષ્ણકાન્ત પ્રત્યે તિરસ્કારસૂચક દૃષ્ટિ ફેંકતી તે બોલી: “મ્હને ખબર નથી !”

“બરાબર વિચાર કરીને બોલ !” કૃષ્ણકાન્ત બોલવા લાગ્યો: “જો મ્હારા પ્રશ્નોનો યોગ્ય ખુલાસો નહિ આપે તો હું ત્હને પુનઃ સમુદ્રમાં ફેંકી દઇશ ! આજ દિન સુધીમાં તેં મ્હને એટલો બધો શ્રમ આપ્યો છે કે હવે મ્હને ત્હારા પ્રત્યે તિરસ્કાર આવે છે ! સીધી રીતે નહિ વર્તે તો મ્હને ત્હારી બિલકુલ દયા આવવાની નથી ! બોલ, ત્હારો બાપ ક્યાં છે ? ઉત્તર આપ ! ”

“મ્હને ખબર નથી. મ્હેં તેમને કદિ પણ જોયા જ નથી.” ઉષા બોલી.

“વારૂ, તેણે પેલી નવલખી પેટી ક્યાં છૂપાવી છે ?”

“તે બાબતની પણ મ્હને કંઇ જ ખબર નથી ! ”

“એમ કે ? ઠીક છે. ત્હને યોગ્ય સમય આપું છું તેનો ફાયદો લેવાનું પણ ત્હને સૂઝતું નથી ! મ્હને લાગે છે કે સમુદ્રમાં ગળકાં ખાઇને મરવાની જ ત્હને ઇચ્છા થઇ છે ! ”

ઉષા નિરુત્તર રહી. તે કૃષ્ણકાન્ત પ્રત્યે તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગી.

“ત્હારા પ્રાણ ત્હને વ્હાલા છે કે? છોકરી! મ્હારી પાસે જીવિતદાન માગવાની ત્હારી ઇચ્છા છે કે?”

“છટ્!” ઉષા ક્રોધપૂર્ણ સ્વરે બોલી! ત્હારા જેવા દાનવ પાસે દયાની ભિક્ષા!”

“આ લુચ્ચી તો એના બાપની પ્રતિમૂર્તિ જ છે!” કૃષ્ણકાન્ત દાંત કચકચાવતો મનમાં જ બબડયો. કંઇ પણ બોલ્યા વગર તેણે પોતાના બન્ને હાથમાં ઉષાને ઉચકી લીધી અને તે તેને સમુદ્રમાં ફેંકી દેવાની તૈયારી કરવા લાગ્યો. એટલામાં દિનકર પાછળથી બોટ ઉપર ચઢી આવ્યો. તેણે તરત જ કૃષ્ણકાન્તને કમરમાંથી પકડયો. કૃષ્ણકાન્તે ઉષાને છોડી દીધી. બન્ને જણા દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા. દિનકરને ઓચિંતો આવી પહોંચેલો જોઇને કૃષ્ણકાન્તના ગુસ્સાનો રહ્યો નહિ. જેણે દિનકરને સમુદ્રમાં ફેંકી દેવાના પ્રયત્નો કરવા માંડયા. આખરે બન્ને જણાં લડતાં લડતાં સમુદ્રમાં કૂદી પડયા.

દિનકરને આવી પહોંચેલો જોઇને ઉષાને હિંમત આવી. તેણે બોટ પરનું એક દોરડું દિનકર તરફ ફેંકયું. દિનકરે કૃષ્ણકાન્તને એક ધક્કો માર્યો એટલે તે પાણીમાં આગળ તણાયો. દોરડું ઝીલીને દિનકર બોટ પર ચઢી આવ્યો. બોટ ઝપાટા બંધ જળમાર્ગ કાપવા લાગી.

બોટ કિનારા પાસે અલ્પ સમયમાં જ જઇ પહોંચી એટલે દિનકર બોલ્યો: “ઉષા! તું સમુદ્રમાં કયાંથી આવી ચઢી?”

“હું આજે એક ગુપ્ત કાર્ય કરવા માટે ગઇ હતી!”

‘, સમુદ્રમાં શી ગુપ્ત તપાસ કરવાની હતી?”

“તપાસ તો એક ગુફામાં કરવાની હતી, પરંતુ હું આકસ્મિક રીતે સમુદ્રમાં તણાઇ આવી હતી!”

“ઉષા!” દિનકર બોલ્યો: “ત્હને કેટલીક વાર સૂચનાઓ આપી પરંતુ હજુ ત્હારો બાલસ્વભાવ મટતો જ નથી. આવાં સાહસથી તું કોઇ વખતે અમને કલંકિત કરશે! જે જે તપાસ કરવાની હશે તે અમે કરીએ છીએ! તું શાન્ત ચિત્તે ઘરમાં જ શા માટે બેસી રહેતી નથી? હજી પણ તું સાવધ થઇશ કે?”

દિનકર! તમે અને બુદ્ધિપ્રસાદ હજી પણ મ્હને નાદાન ગણો છો. અને તેથી જ એકાદ મહત્વનું કાર્ય સ્વતંત્ર રીતે કરીને પ્રેમદાઓ પણ કેવાં કેવાં પરાક્રમો કરી શકે છે તે સાબીત કરવા મ્હેં

આજનું સાહસ ખેડયું છે. ઘરે ચાલો એટલે સૌ સ્હમજાશે !"

દિનકરે એક ભાડાની ગાડી કરી લીધી અને બન્ને જણા લક્ષ્મીપ્રસાદના બંગલામાં આવી પહોંચ્યાં. તેમનાં બન્નેનાં ભીનાં કપડાં જોઇને બુદ્ધિપ્રસાદ વિસ્મય પામ્યો. ઉષા એકલી જ ઘોડાપર બેસીને ફરવા ગઇ હતી. તે આમ ભીના કપડે દિનકર સાથે કયાંથી આવી તે તેનાથી સ્હમજી શકાયું નહિ.

દિનકર અને ઉષા કંઇ પણ બોલ્યા વગર કપડાં બદલી આવ્યાં. ત્યાર પછી ઉષાએ ગુફા સંબંધી વાત અને દિનકરે સમુદ્રમાં બનેલી હકીકત બુદ્ધિપ્રસાદને કહી સંભળાવી. બુદ્ધિપ્રસાદે ઘોડો પકડી આણવા માટે એક નોકરને બાગુલનાથ તરફ મોકલી દીધો. ઉષાએ હવે પેલો પત્ર દિનકરના હાથમાં મૂક્યો. તેણે તે પત્ર આમ તેમ ફેરવ્યો તો તે તદ્દન કોરો હતો.

"અરેરે !" દિનકર ખિન્ન સ્વરે બોલ્યો: "આ પત્ર તો અદૃશ્ય શાહીથી લખેલો છે! પ્રાણના જોખમે તે પ્રાપ્ત થઇ શક્યો છે ? પરંતુ આ કાગળ સમુદ્રમાં ભીંજાઇ ગયો હોવાથી હવે તે શાહીના અક્ષરો રહ્યા હશે કે કેમ, તે પ્રભુ જાણે !"

"કદાચ તે શાહી પાણીને લીધે ધોવાઇ જતી પણ હોય ?"

બુદ્ધિપ્રસાદ બોલ્યો: "આજે ઉષા બ્હેને એક પુરુષના કરતાં પણ વધારે બહાદુરીનું કાર્ય કરીને પ્રેમદાઓ પુરૂષો જેવાં પરાક્રમો કરી શકે છે તેનો પાઠ આપણને પઢાવ્યો છે. લાવો જોઇએ, પ્રયત્ન તો કરી જોઉં. વખતે તે શાહી રહી પણ હોય?"

"એકંદર પિતાનું નામ દીપાવે તેવાં પુત્રી છે ખરાં હો ?" સ્મિત કરતો દિનકર બોલ્યો: "બીજ તેવો અંકુર!"

બુદ્ધિપ્રસાદ અને દિનકરને મ્હોંએ પોતાની પ્રશંસા થતી સાંભળીને ઉષાનો બધો શ્રમ ઉતરી ગયો, તે પોતાના મનમાં અનહદ આનંદ પામવા લાગી.



## પ્રકરણ ૨૧ મું.

### અદૃશ્ય પત્રનું રહસ્ય.

રાત્રિના સમયે કૃષ્ણકાન્ત માયાને ઘેર આવ્યો. દિવાનખાનામાં પગ મૂકતાંની સાથે જ તે ઘૂરકી ઉઠયો: "ખરેખર, આ લુચ્ચાઓએ મ્હારી મશ્કરી જ કરવા માંડી છે! હું તેનો વ્યાજ સુદ્ધાં બદલો લીધા વગર રહેનાર નથી."

"એમાં નવું શું કહ્યું?" માયા વચ્ચે જ બોલી ઉઠી: "તે પ્રમાણે હમેશ થયાં જ કરે છે. આ કાર્ય શરૂ કર્યું ત્યારે એક બે ઠોકરો વાગતાંની સાથે જ મ્હેં સૂચના કરી હતી કે આપણે તે છોડી દઇએ તો ઠીક. પરંતુ મ્હારૂં કોણ સાંભળે? સંપૂર્ણ વૈર વાળવાનું તમે પ્રથમના દિવસથી જ કહેતા આવ્યા છો. પરંતુ પ્રથમના દિવસની અને આજના દિવસની પરિસ્થિતિમાં કંઈ તફાવત છે કે?"

"માયા!" કૃષ્ણકાન્ત બોલ્યો: "તું પણ મ્હને ધમકાવે છે કે?"

"છટ્, છટ! એમ કદિ પણ બની શકે ખરૂં કે? તમારી મારફત મ્હારો શ્રમ પણ વ્યર્થ નથી ગયો કે? હું કદિ પણ તમારી સાથે પ્રપંચથી વર્તી છું કે? એવી કલ્પના સરખી પણ કરવાની જરૂર નથી. હું જેમ જેમ આ લક્ષ્મીપ્રસાદના રહસ્ય સંબંધી વિચાર કરૂં છું તેમ તેમ મ્હારૂં મન નિરાશ થતું જાય છે. અને અત્યાર સુધીમાં આપણા તમામ પ્રયત્નો વ્યર્થ જવાનું પણ મ્હને સબળ કારણ લાગે છે."

"હેં?" કૃષ્ણકાન્ત માયા પ્રત્યે તાકી રહ્યો.

"આ કામમાં તમો બહુ ઉતાવળ કરો છો? શરૂઆતમાં જ તમે મ્હારી પાસે કેટલી બધી ઉતાવળથી અમુક અમુક કાર્યો કરાવતા હતા?"

"એ સમયે એમ કરવાની જરૂર હતી. જો તે સમયે સહજ પણ બેદરકારી રાખવામાં આવી હોત તો લક્ષ્મીપ્રસાદ અને તેની નવલખી પેટી એ બન્ને ક્યારનાંયે અદશ્ય થયાં હોત! પછી તેની પુત્રી ઉષાનો તો પત્તો જ લાગત નહિ! સમજી! કહે જોઇએ, મ્હેં તે વખતે ઉતાવળ કરી હતી તે વ્યર્થ હતી કે?"

"કદાચ તમારૂં બોલવું સયુક્તિક હશે. પરંતુ અદ્યાપિ પર્યંત આપણે તે કાર્યમાં યશ પ્રાપ્ત કરી શક્યા નથી એટલું તો નક્કી!"

"એ વાત તો ખરી જ!" કૃષ્ણકાન્ત કોચ પર જઇને બેઠો

અને તકીઆને અઢેલીને પડયો. ક્ષણુ વાર વિચાર કર્યા પછી તે માયા પ્રત્યે પ્રેમપૂર્ણ દૃષ્ટિ ફેંકતો બોલ્યોઃ "માયા, શું કરૂં? પેલો લુચ્ચો બાતમીદાર પણ હજી સુધી મ્હારા પંઝામાં આવી શકયો નથી! લક્ષ્મીપ્રસાદ અને બુદ્ધિપ્રસાદ કરતાં પણ એ શયતાન મ્હારા કાર્યમાં વધારે આડે આવે છે. તેના પ્રથમના વર્તન પરથી મ્હારૂં માનવું એવુંજ હતું કે તે પણ અન્ય બાતમીદારો જેવો સીધો માણસ હશે. પરંતુ જેમ જેમ સમય જતો જાય છે, તેમ તેમ મ્હારી દૃઢ ખાત્રી થવા લાગી છે કે તે એક સામાન્ય બુદ્ધિવાળો બાતમીદાર નથી. પરંતુ તે એક ભયંકર મનુષ્ય છે. માયા! હવે હું તેને જીવતો જોવાને ઇચ્છતો નથી! કોઈ પણ ઉપાયે હું તેનો વધ કરીશ!" એટલું બોલીને કૃષ્ણુકાન્તે ઉષા આજે પોતાના હાથમાંથી શી રીતે છટકી જવા પામી તે હકીકત માયાને કહી સંભળાવી.

"મ્હને પણ ઉષા સંબંધી એવીજ શંકા ઉપસ્થિત થવા લાગી છે. તે દેખાય છે તેવી ભોળી નહિ પરંતુ કોઇ કાવત્રાબાજ સ્ત્રી છે. મ્હારા માટે તેને ઘણીયે શંકાઓ ઉદ્‌ભવી હશે, પરંતુ તે મ્હારી સાથે પૂર્વના જેવું જ વર્તન રાખે છે. તેમ કરવામાં તેનો ભેદ ઉંડો હોવો જોઇએ, એવી હવે મ્હારી પ્રતીતિ થઇ ચૂકી છે. હં, પણ પેલા પત્રમાં શું લખ્યું હતું?"

"પત્ર?" કૃષ્ણુકાન્ત જીજ્ઞાસાપૂર્ણ સ્વરે બોલ્યોઃ "પત્ર શાનો?"

"એટલે?" માયા આશ્ચર્ય પામતી બોલીઃ "પત્ર સંબંધી હકીકત હજી સુધી તમારા જાણુવામાં નથી આવી કે?"

"પણ પત્ર શાનો? કયારે અને કોના તરફથી તે પત્ર આવ્યો હતો? સત્વર બોલ! પત્ર સંબંધી કંઇ જ હકીકત હજી સુધી મ્હારા જાણુવામાં આવી નથી."

માયાએ 'બેક બે' પર પોતાના હાથમાં અનાયાસે આવી ચઢેલા પત્ર સંબંધી સર્વ હકીકત કૃષ્ણુકાન્તને કહી સંભળાવી.

અદૃશ્ય શાહીથી લખાયેલા પત્રની હકીકત સાંભળીને કૃષ્ણુકાન્ત આશ્ચર્ય પામ્યો. થોડા સમય સુધી વિચાર કર્યા પછી તે બોલ્યોઃ "ઠીક છે. જે બેદરકારી કરશે તેને યોગ્ય સજા મળશે જ! ધૈર્ય ધર! રમણિકને પૂછવાથી બધો પત્તો મળશે."

એટલું બોલીને કૃષ્ણુકાન્ત 'ટેલિફોન'ની ઓરડીમાં ગયો. તેણે રમણિક સાથે 'ટેલિફોન'દ્વારા કેટલીક વાતચિત કરી. ત્યારબાદ કૃષ્ણુકાન્ત પુનઃ માયા બેઠી હતી તે ખંડમાં આવ્યો. આ વખતે તેની મુખમુદ્રાપર નિરાશાની સ્પષ્ટ છાયા દૃષ્ટિગોચર થતી હતી.

"કેમ, શું થયું છે?" માયાએ આતુરતાથી પૂછ્યું:

"તે લુચ્ચી છોકરી પત્ર લઇ ગઇ!" કૃષ્ણકાન્ત વિષણ્ણ વદને બોલ્યો:

"હેં? કોણ, ઉષા તે પત્ર લઇ ગઇ? તેના હાથમાં પત્ર શી રીતે આવી શક્યો?"

"સ્હવારના વખતે તે બાબુલનાથ તરફ ઘોડાપર બેસીને ફરવા ગઇ હતી એટલામાં આપણામાંનો એક માણસ ગુફામાં દાખલ થતો તેના જોવામાં આવ્યો. આપણો માણસ ત્યાંથી પાછો ફર્યો ત્યાર પછી તે ગુફાની તપાસ કરવા માટે ઉષા ત્યાં ગઇ. સુભાગ્યે ગુફાનું દ્વાર ઉઘાડવાની કળ તેના હાથમાં આવી ગઇ અને દ્વાર ઉઘાડીને તે અંદર દાખલ થઇ. ત્યાર બાદ અલ્પ સમયમાં જ સોમનાથ અને બીજા બે ત્રણ માણસો કંઇ માલ મૂકવા માટે ત્યાં ગયા. પરંતુ તે લુચ્ચી છોકરી તે વખતે ગુફામાં એક મોટી પેટી છે તેમાં છૂપાઇ ગઇ હતી. સોમનાથે પોતાની સાથેના માણસોને પત્ર સંબંધી વાતચિત કર્યા પછી તેણે તે પત્ર પોતાના ખિસ્સામાં મુક્યો. ઉષાએ પેટીમાંથી હાથ કાઢીને તે પત્ર સોમનાથના ખિસ્સામાંથી ધીમે રહીને ખેંચી લીધો. સોમનાથને ગુફાની બહાર નીકળ્યા પછી પત્ર યાદ આવ્યો. તેણે પોતાના ખિસ્સામાં હાથ નાંખ્યો તો તેમાં પત્ર નહોતો. તે તરત જ પાછો ફર્યો અને ગુફાનું દ્વાર ઉઘાડીને અંદર ગયો. આ વખતે પેલી લુચ્ચી છોકરીએ ઝરામાં કૂદકો માર્યો અને ત્યાંથી તણાતી તણાતી સમુદ્રમાં ખેંચાઇ આવી. ત્યારં પછી શું બન્યું, તે બધી હકીકત મ્હેં ત્હને કહી સંભળાવી છે."

"કેવી સાહસિક છોકરી!" માયાએ આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યા.

"આપણું દૈવ જ પ્રતિકૂળ છે. નહિતર તે પત્ર અને ઉષા એ બન્ને છટકી શી રીતે જાય?"

"પત્ર પાણીમાં ભીંજાઇ જાય તો પણ તે અદૃસ્ય શાહી કાયમ રહેતી હશે ખરી કે?" માયાએ પૂછ્યું.

"ઘણું ખરૂં તો શાહી કાયમ રહેવી જ જોઇએ. કારણ કે હું જે શાહી વાપરૂં છું તે કાયમ રહે છે. જો તે શાહી આપણા જેવી જ હશે તો તો હજી પણ તે પત્ર વાંચી શકાશે. જો તે પત્ર પુનઃ એક જ વાર મ્હને કોઇ લાવી આપે તો હું તેને એક હજાર રૂપિઆ બક્ષીસ તરીકે આપું!"

"વારૂ, કંઇ હરકત નહિ. કદાચ તે પત્રની કિંમત એક લાખ રૂપિઆ પણ હોય!"

"એમ પણ હોય ! પણ માયા ! આપણું દૈવ અનુકૂળ નથી. નવલખી પેટી પ્રાપ્ત થવાનાં આવાં શુભ ચિહ્નો ન હોય ! માયા ! હવે આપણે સંપત્તિનો વિચાર ત્યજી દઇને વૈરની પૂર્ણાહુતિ કરવાનો દૃઢ નિશ્ચય કરવાનો છે. એકવાર એ લુચ્ચી છોકરીનું ખૂન થાય તો જ મ્હારા આત્માને શાન્તિ મળે."

"એમ કે ? તમે તેના પ્રાણ હરવાની ઇચ્છા રાખો છો કે ?"

"હા; તેમ કરવાથી જ મ્હારૂં વૈર પૂર્ણ થશે. તે છોકરીના મૃત્યુથી લક્ષ્મીપ્રસાદને પોતાની બધી સંપત્તિ પર તિરસ્કાર છૂટયા વગર રહેશે નહિ. તેને પોતાનું જીવિત પણ કંટાળાભર્યું લાગશે."

"નહિ, નાહ;" માયા ભયભીત સ્વરે બોલી ! "ખૂન જેવું ભયંકર પાતક કરશો નહિ. હું આવું ભયંકર કૃત્ય કરવામાં તમારી સાથે શામિલ થનાર નથી."

"કેમ ?" કૃષ્ણકાન્ત સ્મિત કરતો બોલ્યો: "ફાંસીને લાકડે લટકવું પડશે, એવો ત્હને ભય લાગે છે કે ?"

"તમારી સાથે રહેવાથી ગમે તેવાં ભયંકર સંકટો ભોગવવાં પડે તો પણ હું ડરી જાઉં તેમ નથી. પરંતુ ફાંસીની સજા થાય તો આપણી કેવી બેઆબરૂ થાય !"

"બસ, એટલુંજ ને ?" કૃષ્ણકાન્ત બોલ્યો: "ત્યારે એક કામ કર ! ઉષાને ફળફળાદિ બહુ ભાવે છે. કાલે થોડી દ્રાક્ષ તું ઉષાને આપી આવ. હું તેમાં ગુપ્ત ઝેર ભેળવી દઇશ એટલે આપણું કામ પાર પડયું જ સ્હમજ."

"હં. આ કલ્પના ઘણી જ ઉત્તમ ! દ્રાક્ષમાં ઝેર છે એવું પ્રતીત થતાંની સાથે જ આપણા શિરપર ગુન્હો આવી પડવાનો એમાં કંઇ શક ખરો કે ?"

"ત્હારાથી તે કામ ન બની શકે તો હું ગમે તેની પાસે તે કામ કરાવી લઇશ. બોલ, હવે છે કંઇ ?"

"એટલે ? માત્ર એકાદ ક્ષુલ્લક બાબતમાં મતભેદ પડવાથી તમે મ્હારો સદાને માટે ત્યાગ કરશો ?"

"હાસ્તો ને ? જ્યારે તું મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તે નહિ તો પછી ત્હારો મ્હને શો ઉપયોગ ?"

કૃષ્ણકાન્તનો સ્પષ્ટ ઉત્તર સાંભળીને માયા દિલગીર થઇ. જો કે કૃષ્ણકાન્તના ભયંકર કૃત્યો પ્રત્યે તેને તિરસ્કાર આવતો તોપણ તે તેને અંત:કરણથી ચ્હાતી હતી. તેનો વિયોગ તેનાથી સહન થઇ શકે

તેમ નહોતું. કૃષ્ણકાન્ત પણ એ વાત સારી રીતે જાણતો હતો. અલ્પ સમયમાં જ માયા ઠેકાણે આવશે, અને તે પોતાની ઈચ્છાનુસાર વર્તશે એવી કૃષ્ણકાન્તની દૃઢ પ્રતીતિ હતી.

અલ્પ સમય સુધી કોઇ કંઇ બોલ્યું નહિ. આખરે માયા બોલીઃ "ઠીક છે. તમે કહો તેમ કરવાને હું તૈયાર છું. પરંતુ તમારી આ ઇચ્છા પૂર્ણ કરવા જતાં આપણે બન્ને પકડાઇ જવાના છીએ એ વાત નક્કી માનજો. વૈર વાળવા જતાં આપણે જ તે વૈરના બળિ થઇ પડનાર છીએ."

"વાહ!" કૃષ્ણકાન્ત સ્મિત કરતો બોલ્યોઃ "એમ બને તો પણ શું? આપણે બન્ને જીવતાં પોલિસના કબજામાં જનાર નથી. મ્હારા ખિસ્સામાં એક ગોળી હું નિરંતર રાખી મૂકું છું. સંકટના સમયે તે મ્હોંમાં નાખી દીધી કે પત્યું. પરંતુ એવો પ્રસંગ જ હું આવવા દઉં તેવો નથી. માયા! આપણે જે દ્રાક્ષ મોકલવાની છે તેમાંની એક દ્રાક્ષ ઉષાના ખાવામાં આવે તો પણ આપણો હેતુ પાર પડી જાય તેમ છે. તે દ્રાક્ષ ખાવાથી તે રીબાઇ રીબાઇને મરી જશે. અને ધારો કે દ્રાક્ષ બદલ કંઇ સંશય આવે અને તે બધી ફેંકી દેવામાં આવે તો પણ આપણને તેથી કંઈજ નુકસાન થવાનું નથી. આપણે વળી કોઈ નવીન યુક્તિ શોધી કાઢશું."

વિષ જેવી ભયંકર બાબતની ચર્ચા પણ કૃષ્ણકાન્ત સંપૂર્ણ સ્વસ્થ ચિત્તે કર્યે જતો હતો એ જોઇને માયા કંપી ઉઠી. તેણે રોમાંચ અનુભવ્યો. તે ગભરાઇ ગઇ. પરંતુ કૃષ્ણકાન્તની વિરૂદ્ધમાં બોલાવવાની હિંમત તેનાથી થઇ શકે તેમ નહોતું. તે મૌન બેસી રહી. કૃષ્ણકાન્ત તેના પ્રત્યુત્તરની અપેક્ષા રાખ્યા વિનાજ ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળે લક્ષ્મીપ્રસાદના વાંચનાલયમાં ઉષા અને દિનકર પેલા અદૃશ્ય પત્ર સંબંધી વાત ચિત કરતાં બેઠાં હતાં. દિનકરનું કહેવું એમ હતું કે તે પત્ર સમુદ્રના પાણીમાં પલળી જવાથી હવે તે વાંચી શકાય તેમ નહોતું. પરંતુ ઉષાનું કહેવું એમ હતું કે પત્ર ભીંજાઈ ગયો હતો તો પણ તે સૂકાઇ ગયા પછી વાંચવાનું બુદ્ધિપ્રસાદે કબુલ કર્યું હતું અને તે ઉપરથી કંઇ પણ મહત્વની હકીકત મળી આવ્યા વગર રહેશે નહ એવી સૌની ખાત્રી હતી.

ઉષાનો પ્રયત્ન વ્યર્થ ગયો હતો એવું કહીને દિનકર ઉષાને ચીડવતો હતો. લીલા પણ નજીકમાં બેઠી બેઠી પુષ્પોનો હાર ગુંથતી

હતી. તે ઉષા અને દિનકરનો વાદ વિવાદ સાંભળીને વચ્ચે જ બોલી ઉઠીઃ “આમ ઉઠતાં વેંત જ વાદ વિવાદ કેમ માંડયો છે? આ પત્ર બુદ્ધિપ્રસાદને જ આપી દો. તેમના સિવાય તે કોઇનાથી વાંચી શકાવાનો જ નથી.”

“બહુ સારૂં!” ઉષા સસ્મિત બોલી ઉઠીઃ “લીલા! ત્હને તો બુદ્ધિપ્રસાદ કરતાં કોઇ પણ પુરુષ વધારે હુશિઆર અને કાર્યદક્ષ જણાતો જ નથી કેમ?”

ઉષાએ લીલાને મ્હેણું માર્યું. દિનકર ખડખડ હસવા લાગ્યો, લીલા કંઇ પણ બોલ્યા વગર નીચું જોઇ રહી. પોતાના હાથમાંની ‘પુષ્પમાળા’ હવે તૈયાર થઇ રહી હતી. તે તરત જ ત્યાંથી ઉઠીને ચાલી ગઇ.

એટલાં દિવાનખાનાનું દ્વાર ઉઘાડીને એક માણસ દાખલ થયો અને એક દ્રાક્ષની ટોપલી દાસીને સ્વાધીન કરીને બોલ્યોઃ “માયાબાઇએ આ દ્રાક્ષની ટોપલી મોકલાવી છે.”

એટલું બોલીને તે મનુષ્ય ત્યાંથી ચાલતો થયો. એટલામાં લીલા ત્યાં આવી પહોંચી. ટોપલીમાંની લીલીછમ દ્રાક્ષ જોઇને તેના મ્હોમાં પાણી આવી ગયું. તેણે ટોપલીમાંથી એક દ્રાક્ષ લીધી અને તે ટોપલી ઉષા પાસે લઇ જવાની દાસીને આજ્ઞા કરી. લીલાએ તરત જ દ્રાક્ષ પોતાના મ્હોમાં મૂકી.

દાસી ટોપલી લઇને વાંચનાલયમાં આવી અને ઉષા પાસે તે ટોપલી મૂકતાં બોલીઃ “આ ટોપલી માયાબાઇએ આપને ભેટ તરીકે મોકલી છે.”

ઉષાને પણ આવી સરસ દ્રાક્ષ જોઇને આનંદ થયો. તેણે પણ ટોપલીમાંથી એક દ્રાક્ષ લીધી. ઉષા દ્રાક્ષ પોતાના મ્હોમાં મૂકવા જતી હતી એટલામાં ચાલાક દિનકરની નજર તેના તરફ ગઇ. તેણે તેનો હાથ પકડીને કહ્યુંઃ “હં, હં. સબૂર કરો! ખાત્રી કર્યા વગર એ દ્રાક્ષ ખાવાની નથી.” દાસી તરફ વળીને દિનકર બોલ્યોઃ “આ ટોપલી કોણ લાવ્યું?”

“કોઇ માણુસ આવીને તે આપી ગયો છે!”

“તું તેને ઓળખે છે કે?”

“નહિ. બિલકુલ નહિ. મ્હેં તેને કદિ પણ જોયો નથી.”

“તેણે કંઇ પત્ર આપ્યો છે કે? તેણે કંઇ મ્હોંના સમાચાર આપ્યા હતા કે?”

“ના; ટોપલી મૂકીને તે તરત જ ત્યાંથી ચાલતો થયો હતો.”

"વારૂ; તું ટોપલીમાં તપાસ કર જોઇએ તેમાં કંઇ પત્ર વગેરે છે કે નહિ?"

એક મોટો કાગળ પાથરીને દાસીએ ટોપલીમાંની દ્રાક્ષનો તે ઉપર ઢગલો કર્યો. પરંતુ ટોપલીમાંથી પત્ર વગેરે કંઇ જ મળી આવ્યું નહિ.

હવે દિનકરનો સંશય દઢ થયો. તે બોલ્યો: "ઉષા! તે દ્રાક્ષનો સ્પર્શ સુદ્ધાં નહિ કરતાં ઉકરડે ફેંકી દેવાની છે. આવી સંશયાસ્પદ રીતે આવેલી વસ્તુ ખાવી એ સારૂં નથી."

"એટલે?" ઉષા આશ્ચર્ય પામતી બોલી: આમાં તમને કંઇ ભેદ લાગે છે કે?"

"આ દ્રાક્ષમાં ઝેર પણ ભેળવવામાં આવ્યું હોય!" દિનકર બોલ્યો.

"મ્હારી શંકા ખરી છે કે ખોટી, તત્સંબંધી વાદ વિવાદ કરવા કરતાં, સુરક્ષિત માર્ગનું અવલંબન કરવું એ જ વધારે શ્રેયસ્કર છે. તું બુદ્ધિપ્રસાદને પૂછીશ તો તે પણ ત્હને આવી જ સલાહ આપશે."

ઉષાએ પોતાના હાથમાંની દ્રાક્ષ ટોપલીમાં પાછી નાખી દીધી અને બોલી: "એમ હોય તો તો ભારે વિપરીત વાત કહેવાય! પરંતુ શત્રુઓ મ્હારો જીવ લેવા ઇચ્છતા હોય એમ મ્હને લાગતું નથી. તેઓ તો મ્હને જીવતી કેદ કરવા ઇચ્છે છે."

"કદાચ તું જીવતી તેમના હાથમાંથી આટલી બધી વાર છટકી આવી છે તેથી નિરાશ થઇને તેમણે ત્હારા પ્રાણ લેવાનો વિચાર પણ હવે કેમ ન કર્યો હોય! ગમે તેમ હોય, પરંતુ આ દ્રાક્ષ ત્હારે ખાવાની નથી."

દાસીએ તમામ દ્રાક્ષ ટોપલીમાં ભરી. પરંતુ એટલામાં એક હૃદયભેદક કિકિઆરી વાંચનાલયમાં સંભળાઇ. ઉષા અને દિનકર એક બીજા સામું ભયપૂર્ણ મુખમુદ્રાથી તાકી રહ્યાં.

"કોણે કિકિઆરી પાડી?" દિનકર ઉષા પ્રત્યે દૃષ્ટિ ફેંકતો ભયભીત સ્વરે બોલ્યો.

"સ્વર તો **લીલાં**નો જ જણાય છે." ઉષા બોલી.

એટલામાં પેલી દાસી ગભરાતા સ્વરે બોલી: "હું અહિં આવતી હતી ત્યારે **લીલા**બ્હેને ટોપલીમાંથી એક દ્રાક્ષ લઇને પોતાના મ્હોંમાં મૂકી હતી. દ્રાક્ષને લીધે તો આમ બનવા નહિ પામ્યું હોય!"

"અરે ભગવાન!" દિનકર ઉભો થયો અને બોલ્યો: "મ્હારૂં અનુમાન સત્ય જ નિવડશે કે શું?"

દાસીનું બોલવું સાંભળીને ઉષાની મુખમુદ્રા પણ નિસ્તેજ બની ગઇ. તે લીલાની ઓરડી તરફ નાઠી. દિનકર પણ એક નોકરને પોતાના ઓળખીતા ડૉક્ટરને બોલાવી લાવવાનું કહીને લીલાની ઓરડી તરફ નાઠો. પેલી દાસીએ પણ ટોપલી લઇને બારીમાં મૂકી અને બારણું વાસીને તે ઉષા અને દિનકરની પાછળ ચાલતી થઇ.

ઉષા અને દિનકર ત્યાં ગયાં ત્યારે લીલા બેશુદ્ધાવસ્થામાં પડી હતી. તેના મ્હોંમાંથી ફીણ નીકળતું હતું. લગભગ દશેક મિનિટમાં ડૉક્ટર સાહેબ ત્યાં આવી પહોંચ્યા. તેમણે લીલાની નાડી તપાસીને કહ્યું; " આ સ્ત્રીના પેટમાં ભયંકર વિષ ગયું છે."

" પણ તેથી તેના પ્રાણને તો કંઇ નુકસાન નહિ થાય ને ? " એટલું બોલતાં બોલતાં ઉષાના નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં.

" તે બદલ બિલકુલ ચિન્તા રાખવા જેવું નથી." ડૉક્ટર સાહેબ બોલ્યા: "પરંતુ તેને સંપૂર્ણ આરામ થવા માટે અમુક દિવસો લાગશે. તેનું શરીર હર ઘડી તપાસવાની સુગમતા પડે એટલા સારૂ તેને મ્હારા દવાખાનામાં રાખી જાઓ. વારૂ, પણ આવું ભયંકર વિષ તેના પેટમાં ગયું શી રીતે ? "

દિનકરે દ્રાક્ષ સંબંધી સર્વ હકીકત ડૉક્ટર સાહેબને કહી સંભળાવી અને દાસી પાસે પેલી દ્રાક્ષની ટોપલી મંગાવીને તે તેમને બતાવી.

દ્રાક્ષની બારિક તપાસ કરીને ડૉક્ટર બોલ્યા: " આ દ્રાક્ષની મ્હારે બારિકીથી તપાસ કરવી પડશે. આ ટોપલી લઇને મ્હારા દવાખાનામાં ચાલો."

ડૉક્ટરે લીલાને ઔષધિ આપી જે પીધા પછી તેને બે ત્રણ મિનિટમાં જ ઉલટી થઇ. ત્યારબાદ ડૉક્ટરની સૂચના પ્રમાણે લીલાને ડૉક્ટરના દવાખાનામાં મોકલવાનું અને પેલી દ્રાક્ષની ટોપલી પણ ત્યાં પહોંચડાવી દેવાનું નક્કી કરવામાં આવ્યું. ડૉક્ટર સાહેબ જવા લાગ્યા એટલે દિનકરે તેમને ધીમે રહીને કહ્યું: "આ વાતનો બૂમાટો કરવાની હાલ કંઈ જરૂર નથી. કારણ કે પોલિસની મદદ બિલકુલ ઉપયોગી થઇ પડવાની નથી. માત્ર વિના કારણ અમારે ત્રાસ ભોગવવો પડશે."

" તે તમારી ઇચ્છાની વાત છે." ડૉક્ટર બોલ્યા: " એવી પંચાતમાં પડવાની મ્હને શી જરૂર ? જો આ છોકરીને સત્વર ઉપચાર કરવામાં આવ્યો નહોત તો તે મરણ પામ્યા વગર રહેત નહિ."

એટલું બોલીને ડૉક્ટર સાહેબ ત્યાંથી જવા લાગ્યા. દિનકર તેમને દિવાનખાનાના દ્વાર સુધી મૂકવા આવ્યો. ડૉક્ટર સાહેબ થોડે દૂર નીકળી ગયા હશે એટલામાં બુદ્ધિપ્રસાદ ઘેર આવી પહોંચ્યો.

ડૉકટરને જોઇને તે આશ્ચર્ય પામ્યો અને દિનકર પ્રત્યે જીજ્ઞાસાપૂર્ણ દૃષ્ટિ ફેંકી રહ્યો. દિનકરે દ્રાક્ષ સંબંધી હકીકત સંક્ષિપ્તમાં જ બુદ્ધિપ્રસાદને કહી સંભળાવી. બુદ્ધિપ્રસાદ લીલાની ઓરડી તરફ દોડતે પગે નાઠો. દિનકર પણ તેની પાછળ જવા લાગ્યો.

ઉષા લીલાની પથારી પાસે બેઠી હતી. બુદ્ધિપ્રસાદે ઓરડીમાં દાખલ થઇને લીલાની કરૂણાજનક મુખમુદ્રા અને દ્રાક્ષની ટોપલી તરફ દૃષ્ટિ ફેંકી. બુદ્ધિપ્રસાદને જોતાંની સાથે જ ઉષા બોલીઃ "બુદ્ધિપ્રસાદ ! આજે જો દિનકર અહિં નહોત તો મ્હારી પણ આવી જ સ્થિતિ થાત ! માયાની દુષ્ટતાનો તો હવે અબ્ધિ જ થયો છે !"

"આ કારસ્થાન માયાનું ન હોય !" બુદ્ધિપ્રસાદ બોલ્યોઃ "આ કારસ્થાન પેલા માનવરાક્ષસ કૃષ્ણકાન્તનું જ હોવું જોઇએ. માયા તો તેના હાથમાં એક પુતળાં જેવી છે. તેની સૂચના પ્રમાણે વર્તવાનું જ તેનું કામ ! આ કારસ્થાન અમે પકડી પાડયા વગર રહેનાર નથી, એમ જાણવા છતાં પણ એ દુષ્ટ રાક્ષસે આવું સાહસ કેમ ખેડયું હશે ?"

"કૃષ્ણકાન્તે અથવા માયાએ જ આ દ્રાક્ષની ટોપલી મોકલાવેલ છે એવું સાબિત કરવા માટે આપણી પાસે પણ શો પૂરાવો છે ?" દિનકર બોલ્યો.

"એ વાત પણ ખરી !" બુદ્ધિપ્રસાદ બોલ્યોઃ "એ લુચ્ચો પણ આ ટોપલી કોઇ અન્ય માણસની પાસેથી લાવ્યો હોવો જોઇએ. અને કોઇ પણ જાણે નહિ તેવી રીતે તેમાં તેણે વિષે ભેળવેલું હોવું જોઇએ ! દ્રાક્ષ કોણે મોકલી છે, અને તે કોણ પહોંચાડી ગયું, એટલું પણ સ્હમજી શકવાનો માર્ગ નથી. આ કારસ્થાનમાં તેણે ખૂબ ચોકસાઇ રાખી છે એમાં તો શક જ નથી. બિચારી લીલાને કોણ જાણે કેટલા યે દિવસ સુધી પીડા ભોગવવી પડશે !"

"તેની રજ પણ ચિન્તા તમે રાખશો જ નહિ !" ઉષા બોલીઃ "હવે તેને કશો ભય નથી. અલ્પ સમયમાં જ તેની પ્રકૃતિ સ્વસ્થ થઇ જશે, એવું ડૉકટર સાહેબ પણ કહી ગયા છે. માત્ર તેને થોડા દિવસ ડૉકટરના દવાખાનામાં મોકલવી પડશે !"

"વારૂ, પણ તમે જે કાર્યાર્થે ગયા હતા તે સફળ થયું કે નહિ ? ઔષધિ મળી કે !" દિનકરે બુદ્ધિપ્રસાદને પ્રશ્ન કર્યો.

"તે મેળવવામાં બહુ મહેનત પડી અને તેથી જ મ્હને પાછા આવતાં વિલંબ થયો છે. લાવો હવે તે પત્ર !" એમ કહીને બુદ્ધિપ્રસાદે પોતાના ખિસ્સામાંથી એક શીશી કાઢી અને ઉષા પાસે એક ન્હાની વાડકી માગી.

બુદ્ધિપ્રસાદે શીશીમાંથી થોડી દવા વાડકીમાં કાઢી અને તેમાં થોડુંક પાણી નાખ્યું. ત્યાર પછી તેણે તે પત્ર વાડકીમાં નાખી દીધો અને એક મીણબત્તિ સળગાવીને તે પત્ર તેના ઉપર બુદ્ધિપ્રસાદે ધરી રાખ્યો. જેમ જેમ દીપકના તાપને લીધે તે પત્ર ઉષ્ણ થવા લાગ્યો તેમ તેમ તેમાંના અદૃશ્ય અક્ષરો સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યા. તે પત્રમાં આ પ્રમાણે લખેલું હતું.

" શ્રીયુત્ લક્ષ્મીપ્રસાદ !

વિ. વિ. કે:—બોરસદ તાલુકાના મુખ્ય પોલિસ અધિકારી સાહેબ અહિં આવેલા છે અને તેઓ સરદારગૃહમાં ઉતરેલા છે. તેઓ કૃષ્ણકાન્ત અને તેની સોનેરી ટોળીના તમામ બદમાશોને પકડવાની તપાસ ગુપ્ત રીતે ચલાવી રહ્યા છે. જો આપ તેમને યોગ્ય સહાય આપશો તો તેઓ પોતાનું કાર્ય સત્વર પાર પાડી શકશે અને આપનો ત્રાસ પણ ઓછો થવા પામશે."

"આપણે તેમને શી સહાય આપી શકવાના હતા. ?" દિનકર બોલ્યો.

"બદમાશોનું નિવાસસ્થાન આપણે તેમને બતાવી શકીએ તેમ છીએ." બુદ્ધિપ્રસાદ ગંભીર સ્વરે બોલ્યો.

"પણ આ પત્ર કોણે મોકલ્યો હશે?" દિનકરે પ્રશ્ન કર્યો.

"અન્ય પણ આપણા એકાદ બે હિતચિંતકો છે." બુદ્ધિપ્રસાદ બોલ્યો: "તેમાંના જ કોઇએ આ પત્ર આપણને મોકલેલ હોવો જોઇએ. આ પત્રમાં લખેલી હકીકત સત્ય છે કે કેમ, તેનો પત્તો મેળવવાનું કામ કંઇ મુશ્કેલ નથી. સરદારગૃહમાં જઇને હું તે પોલિસ અધિકારીની તપાસ કરી આવીશ. જો તેઓ અત્રે આવ્યા હશે, તો તેમની મુલાકાત લઇશ અને તેમનો ઉદ્દેશ સમજાયા પછી ભવિષ્યમાં આપણે આગળ કામ કેમ લેવું તેનો વિચાર કરશું."

"બુદ્ધિપ્રસાદ ! ખરેખર તમે કાર્યદક્ષ અને દીર્ઘદૃષ્ટિવાળા મનુષ્ય છો !" દિનકર બોલ્યો: "લીલાએ તમારી કાર્યદક્ષતા સંબંધી જે વાતચિત કરી તે સર્વાંશે સત્ય છે. પરંતુ આ અદૃશ્ય શાહી વાંચી શકાય એવી યુક્તિ તમને કેવી રીતે સૂઝી?"

બુદ્ધિપ્રસાદ ગંભીર મુખમુદ્રા ધારણ કરીને ઉષા અને દિનકર પ્રત્યે તાકી રહ્યો. તેણે પોતાની દૃષ્ટિ લીલા તરફ ફેરવ્યા પછી તેણે દિનકરને ઉદ્દેશીને બોલવા માંડયું: "દિનકર ! મ્હારો એક મિત્ર રસાયનશાસ્ત્રી છે. તે આવી આવી અનેક કળાઓ જાણે છે. તેણે જ મ્હને

કહ્યું કે આ ઔષધિમાં કાગળ ભીંજાવીને સહજ તપાવવાથી અદૃશ્ય અક્ષરો દૃશ્યમાન થશે અને પુનઃ પત્ર ઠંડો થતાંની સાથે જ તે અક્ષરો અદૃશ્ય થઇ જશે.”

“જો આ પત્રમાંની હકીકત સત્ય હોય તો ઉષાએ એક પુરુષના કરતાં પણ મહાન અદ્‌ભુત પરાક્રમ કર્યું છે એમ કબૂલ કરવું જ પડશે.” દિનકર સ્મિત કરતો બોલ્યો.

“પરંતુ મ્હને તો આ પત્રની પ્રાપ્તિ થવાથી આજે અનહદ આનંદ થાય છે.” ઉષા વચ્ચે જ બોલી ઉઠીઃ “જો આ પત્રમાંની હકીકત સત્ય નિવડે તો મ્હારા પિતાશ્રી હયાત છે, એમ માનવાને મ્હારી પાસે પૂરતું અને સબળ કારણ ગણાય!”

બુદ્ધિપ્રસાદે ઉષા પ્રત્યે વાત્સલ્યપૂર્ણ અને પ્રેમળ દૃષ્ટિ ફેંકી.

અલ્પસમય પછી બુદ્ધિપ્રસાદે તે અદૃશ્ય પત્ર દિનકરને સ્વાધીન કર્યો અને ઉષાને સંબોધીને બોલ્યોઃ “હું સરદારગૃહ તરફ જાઉં છું અને દિનકર લીલાને દવાખાને લઇ જાય છે. તમે ઘર છોડીને બહાર જશો નહિ; કોઇને મળશો નહિ, ‘ટેલિફોન’ આવે તો ઉત્તર આપશો નહિ, અને અમારા સંબંધી ચિન્તા ઉત્પન્ન થાય એવી કંઇ હકીકત સાંભળવામાં આવે તો પણ ગભરાશો નહિ. અમે સત્વર પાછા આવી પહોંચશું. સાવધગિરીથી રહેજો. કોઇ પણ પ્રકારનો અવિચાર કરી બેસશો નહિ.”

“ગમે તેમ થશે તો પણ હું મ્હારી ઓરડીમાંથી બહાર જઇશ નહિ. મ્હારી કંઇ પણ ચિન્તા રાખશો જ નહિ. માત્ર વેળાસર પાછા આવજો એટલે થયું!”

ત્યાર પછી ડોળી મંગાવવામાં આવી અને બુદ્ધિપ્રસાદ તથા દિનકરે હળવેથી લીલાને ઉંચકીને તેમાં બેસાડી. બે વિશ્વાસુ માણસો ડોળી લઇને ડૉકટરના દવાખાના તરફ ચાલ્યા ગયા. દિનકર તેમની સાથે જ ચાલતો હતો.

અલ્પ સમય બાદ બુદ્ધિપ્રસાદ પણ બંગલાની બહાર નીકળ્યો. નિત્ય નિયમ પ્રમાણે બંગલાના દ્વાર પાસે આવ્યા પછી તેણે એક વાર ચોમેર દૃષ્ટિપાત કર્યો. પોતાનાપર દુશ્મનનો પહેરો હતો એવી તેની તરત જ ખાત્રી થઇ. તે સરદારગૃહ તરફ જવાના રસ્તે ન જતાં ભલતે જ માર્ગે ચાલવા લાગ્યો. અત્યારે દુશ્મનનો માણસ એક જ હોવાથી તે દિનકરની પાછળ ચાલ્યો ગયો. બુદ્ધિપ્રસાદ થોડે દૂર ગયા પછી પાછો ફર્યો અને પોતાના ઇષ્ટ માર્ગ તરફ વળ્યો. અલ્પ સમયમાં જ તે સરદારગૃહમાં જઈ પહોંચ્યો.

સરદારગૃહમાં દાખલ થવાના દાદરપર બુદ્ધિપ્રસાદ ચ્હડવા લાગ્યો. તે પહેલે માળે પહોંચ્યો તો ત્યાં ત્રીજા નંબરના દિવાનખાનામાં એક પોલિસ અમલદાર ચોમેર દૃષ્ટિ ફેંકતો ઉભો હતો. બુદ્ધિપ્રસાદને જોતાંની સાથે જ તે બોલ્યો: "લક્ષ્મીપ્રસાદ તમારૂં જ નામ કે?"

"ના જી; હું લક્ષ્મીપ્રસાદશેઠનો વિશ્વાસુ નોકર છું." બુદ્ધિપ્રસાદે વિનયપૂર્વક ઉત્તર આપ્યો.

પોલિસ અમલદાર અને બુદ્ધિપ્રસાદ એક બીજા સામું કેટલીક વાર સુધી સાશંક દૃષ્ટિથી જોઇ રહ્યા. ત્યારબાદ તે પોલિસ અમલદારે બુદ્ધિપ્રસાદને પૂછ્યું: "તમે ઉર્દુ ભાષા જાણો છો કે?"

"હાજી! ખાસ ટેવ નથી, પરંતુ આપના કહેવાનો ભાવાર્થ સ્હમજી શકીશ. બુદ્ધિપ્રસાદ પોલિસ અમલદાર પ્રત્યે હજી પણ ટીકી ટીકીને જોતો હતો.

"હું કેટલાક ગુન્હેગારોને પકડવા માટે અહિં આવ્યો છું." પોલિસ અમલદાર બોલવા લાગ્યો: "તે ગુન્હેગારોએ બોરસદમાં કેટલાક ભયંકર ગુન્હા કરેલા છે. તેઓ પોતાનાં નામ બદલીને રખડતા હોવાથી અદ્યાપિ પર્યંત તેમનો પત્તો લાગી શક્યો નથી. થોડા જ સમય પૂર્વે મ્હારા સાંભળવામાં આવ્યું છે કે તે બદમાશો પૈકી એક કૃષ્ણકાન્ત અને બીજો રમણિક તેમ જ એક સ્ત્રી માયા એવાં જૂદાં જૂદાં નામ ધારણ કરીને મુંબઈમાં રહે છે. મ્હેં તેમને કદાપિ નજરે દીઠાં નહિ હોવાથી, હું તેમને ઓળખી શકીશ નહિ. માત્ર દૂરથી જ તમે મ્હને તેમની ઓળખ કરી આપશો તો પણ હું તમારો ઉપકાર માનીશ. લક્ષ્મીપ્રસાદશેઠને અદૃશ્ય શાહીથી મ્હેં પત્ર લખેલો હતો તેનું કારણ પણ આ જ છે. લક્ષ્મીપ્રસાદશેઠને હું ઓળખું છું. અમો બોરસદમાં સાથે હતા અને તેથી તેઓ એ બદમાશોને ઓળખે છે એ વાત હું જાણું છું."

"હું તમને તે બદમાશો બતાવી દઇશ. પરંતુ આપ તેમને પકડીને તાબડતોબ બોરસદ લઇ જશો કે?" બુદ્ધિપ્રસાદે પૂછ્યું.

"હા; એકવાર મ્હારા તાબામાં તેઓ આવ્યા કોઇને પણ મુંબઇમાં તેમનાં પુનઃ દર્શન થશે જ નહિ. કારણ કે ત્યાંનું વૉરંટ મ્હારી પાસે છે અને અત્રેના કમિશ્નર સાહેબનો હુકમ પણ મ્હેં મેળવી લીધો છે."

"એટલું થાય તો તો મ્હારા શેઠ પણ અત્યાનંદ પામશે. આપના હાથે જ તેમના દુશ્મનોમાંથી તેમનો છૂટકારો થશે અને તેમના અજ્ઞાતવાસની પણ પૂર્ણાહુતિ થશે."

"એકવાર મ્હને તે બદમાશો નજરે દેખાણા એટલે પછી બધું કાર્ય પાર પડયું જ સ્હમજો !"

"વારૂ, પણ આ કાર્ય કરવા માટે ચાર પાંચ દિવસનો વિલંબ લાગશે. કારણ કે વ્યવસ્થા પક્કી થવી જોઇએ."

"કંઇ ફિકર નહિ. બદમાશોની તપાસમાં દશ પંદર વર્ષ ગયાં તે પ્રમાણે એકાદ મહિનો વધુ લાગશે તો પણ અડચણ જેવું છે જ નહિ."

"ના, ના; એવું તો કંઇ નહિ થાય. આ કામ જેટલું વહેલું પાર પડે તેટલું વધું સારૂં ! પ્રથમ આપણે કૃષ્ણકાન્તને જ પકડવાની જરૂર છે. નાયક પકડાયો એટલે બીજા બદમાશોને પકડી પાડવામાં વિલંબ લાગશે નહિ."

"ઠીક છે." અમલદાર બોલ્યો: "કૃષ્ણકાન્ત, રમણિક અને માયા, એ ત્રણે જણાને સાથે પકડી લાવનારને મોટું ઇનામ આ-આપવાનું ના. સરકારે જાહિર કર્યું છે. તમે મ્હને યોગ્ય સહાય આપશો તો તે બધું ઇનામ તમને આપવાની હું ના. સરકારને વિનંતી કરીશ."

"કંઇ નહિ." બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો બોલ્યો: "મ્હને ઇ-નામની દરકાર નથી. તે ઇનામ આપનું જ છે. આપ જો આ કાર્યમાં યશજવી નિવડશો તો મ્હારા શેઠજી પોતે પણ તમને ભારે ઇનામ આપ્યા વગર રહેશે નહિ."

"વારૂ, ત્યારે તમે જમીને અહિં આવશો કે ?" પોલિસ અ-મલદારે પ્રશ્ન કર્યો.

"હા" બુદ્ધિપ્રસાદ ઉત્તર આપ્યો.

ત્યારબાદ પોલિસ અમલદાર સાથે કેટલીક વાતચિત કર્યા પછી બુદ્ધિપ્રસાદ પોતાના મકાન તરફ જવા લાગ્યો.

આ બાજૂ લીલાને દવાખાનામાં પહોંચડાવી દીધા પછી દિનકર ત્યાંથી નીકળી પડયો. રસ્તે ચાલતાં ચાલતાં તેને બીડી પીવાની ઇચ્છા થઇ આવી. તેણે પોતાના ખિસ્સામાં હાથ નાખ્યો પરંતુ તેમાં એક પણ બીડી હતી નહિ. તેણે પોતાના ખિસ્સામાંથી એક કાગળ કાઢયો અને તેનું ભૂંગળું બનાવવા માંડયું. સ્હામેની તંબાકુવાળાની દુકાનેથી તેણે એક પાઇની તંબાકુ લીધી. તે તંબાકુ પોતાના કાગળના ભૂં-ગળામાં ભરતી વખતે જ તેની નજર તે કાગળપર પડી. તે કાગળ પેલો અદૃશ્ય પત્ર હતો. પરંતુ હવે જો તે સળગાવે તો પણ નુકસાન

અને તેમ ન કરતાં તે ખિસ્સામાં મૂકે તો કોઇની નજર તે પર પડે તો તે સંશયગ્રસ્ત થાય, એમ વિચારીને શું કરવું તેના વિચારમાં તે પડી ગયો. એટલામાં પેલા દુકાનદારે તેને કહ્યું: "શેઠજી, બીડી પીવી હોય તો અંદર આવો. લ્યો આ કાંડીની પેટી અને નિરાંતે બીડી પીઓ. અંદરની ઓરડી ખાલી છે."

દુકાનદારની વિનંતી દિનકરે સ્વીકારી. અંદર જઇને પેલો કાગળ ખિસ્સામાં મૂકીને, ત્યાંથી સત્વર ચાલ્યા જવાનો વિચાર કરીને તે દુકાનમાં દાખલ થયો. પરંતુ અલ્પ સમયમાં જ કૃષ્ણકાન્ત તેની પાછળ આવ્યો અને જે ઓરડીમાં દિનકર દાખલ થયો હતો તેનું દ્વાર બંધ કરવામાં આવ્યું.

અત્યારે કૃષ્ણકાન્ત અને રમણિકે દિનકરની પૂંઠ પકડી હતી. પોતાના જ માણસની દુકાનમાં દિનકરને દાખલ થતો જોઇને તેઓ આનંદ પામ્યા અને તરત દુકાનમાં દાખલ થઇ ગયા.

દિનકરે કૃષ્ણકાન્તને તરત જ ઓળખી લીધો. શત્રુના સપાટામાં સપડાઇ ગયો હોવા છતાં ને સ્મિત કરતો કૃષ્ણકાન્તને ઉદ્દેશી બોલ્યો: "કેમ. કૃષ્ણકાન્ત! કંઇ કામ છે કે શું?"

"હા; તમારૂં જ કામ છે." કૃષ્ણકાન્ત બોલ્યો.

"કેમ, કંઈ દ્રાક્ષ ખાવાની ઇચ્છા થઇ છે કે શું?" દિનકરે માર્મિક પ્રહાર કર્યો.

"ના, ના; એક કાગળનો ટૂકડો જ જોઇએ છીએ. અદૃશ્ય મહાશયનો પત્ર મ્હને આપી દ્યો. હું તે બદલ તમને મોટી રકમ આપવા તૈયાર છું." કૃષ્ણકાન્તે દિનકરને લાલચમાં નાખ્યો.

"એમ." દિનકરે પોતાના હાથમાંની કાગળની બીડી મ્હોમાં મૂકી અને તે સળગાવીને ધૂમાડા કાઢવા માંડયા.

"હું તમારા પ્રાણ બચાવીશ!" કૃષ્ણકાન્ત બોલ્યો.

"પણ તે મ્હારી પાસે નથી. બીડી પીવાની તો બંધી નથી કરતા ને?" દિનકરે હવે ઝપાટાબંધ બીડીના ગોટે ગોટા કાઢવા માંડયા.

કૃષ્ણકાન્તે પોતાના સાથીદાર તરફ જોયું એટલે તે બોલ્યો: "બુદ્ધિપ્રસાદે તે પત્ર દિનકરને આપ્યો હતો અને મ્હેં તે પત્ર પોતાના ખિસ્સામાં મૂકતાં દિનકરને નજરોનજર જોયો છે. તે પત્ર દિનકરની પાસે જ છે."

તરત જ કૃષ્ણકાન્ત અને તેના સાથીદારે દિનકરની જડતી

લેવા માંડી. દિનકરે કંઇ પણ બોલ્યા વગર તેમને પોતાના તમામ ખિસ્સાં વગેરે તપાસવા દીધાં. પરંતુ પોતાના મ્હોંમાંની બીડી તે ઝપાટાબંધ પીવા મંડ્યો. અંતે દિનકરના ખિસ્સામાંથી કંઇ જ મળી આવ્યું નહિ ત્યારે કૃષ્ણકાન્તે દિનકરની મુખમુદ્રા તરફ નિરાશાપૂર્ણ દષ્ટિ ફેંકી. દિનકરના મ્હોંમાંથી હજી પણ ધૂમાડાના ગોટે ગોટા નીકળતા હતા એ જોઇને કૃષ્ણકાન્તને શંકા ઉદ્ભવી. તેણે દિનકરના મ્હોંમાંની બીડીપર ઝડપ નાખી એટલે તે નીચે પડી. કૃષ્ણકાન્તે તે તરત બૂઝાવી નાખી. તેણે તે બીડીનો કાગળ ઉકેલ્યો તો તે અદૃશ્ય પત્ર જ હતો એવી તેની ખાત્રી થઈ. અત્યારે અદૃશ્ય પત્ર ઉષ્ણ થયો હોવાથી તેમાંના થોડા ઘણા અક્ષરો સ્પષ્ટ રીતે વાંચી શકાતા હતા. માત્ર 'શ્રીયુત્ લક્ષ્મીપ્રસાદ શેઠ' એટલા જ શબ્દો કૃષ્ણકાન્ત વાંચી શક્યો.

હવે કૃષ્ણકાન્તના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે પોતાના ખિસ્સામાંથી એક 'રિવોલ્વર' કાઢી અને તે દિનકર પ્રત્યે તાકીને બોલ્યો: " દિનકર ! તે અદૃશ્ય પત્રમાં શું લખેલું હતું તે બોલ. ત્હારા પ્રાણ બચાવવા હોય તો સત્વર સાચે સાચું કહી દે. ત્હને હું એક જ મિનિટનો સમય આપું છું. "

" એક મિનિટ પછી શું થવાનું છે ? " દિનકર નિર્ભય સ્વરે બોલ્યો.

" આ 'રિવોલ્વર'માંની ગોળી—"

કૃષ્ણકાન્તના મ્હોંમાંથી ઉપરના શબ્દો પૂરા થાય તે પહેલાં તો દિનકરે કૃષ્ણકાન્તના હાથપર એક ઝપટ મારી એટલે તેના હાથમાંની 'રિવોલ્વર' નીચે પડી ગઇ. દિનકરે તે ઉચકી લીધી અને કૃષ્ણકાન્ત તરફ ધરી રાખીને તે શાંત સ્વરે બોલ્યો: " સાહેબજી, મ્હારે બહુ મોડું થઇ ગયું છે. "

દિનકર ઓરડીનું દ્વાર ઉઘાડીને બહારના ખંડમાં આવ્યો અને 'રિવોલ્વર' ત્યાં જ ફેંકી દઇને તે દુકાનની બહાર નીકળી પડ્યો. કૃષ્ણકાન્તની આજની નિરાશાનો તો અવધિ જ થયો. પોતાના સાથીદારને લઇને તે પણ ત્યાંથી ખિન્ન અંતઃકરણે ચાલતો થયો.



# પ્રકરણ ૨૨ મું.



## કર્મફળ.

**सत्यमेव जयते नानृतम् ।**

બુદ્ધિપ્રસાદ ઘેર આવ્યા પછી લગભગ અર્દ્ધા કલાકે દિનકર પણ ઘેર આવ્યો. આજે બનેલી હકીકત બુદ્ધિપ્રસાદને એકદમ ન કહી દેતાં તેણે બુદ્ધિપ્રસાદને પૂછ્યું: "બુદ્ધિપ્રસાદ! તે અદશ્ય પત્રની હવે જરૂર હતી કે?"

"કેમ વારૂ?" બુદ્ધિપ્રસાદ આશ્ચર્ય પામતો બોલ્યો.

"જો તે આપણા શત્રુઓના હાથમાં જાય તો આપણા કાર્યમાં કંઇ વિઘ્ન આવી પડે ખરૂં કે?"

"અલબત્ત!" બુદ્ધિપ્રસાદ બોલ્યો: "બોરસદથી એક પોલિસ અમલદાર આવેલા છે એવી બાતમી કૃષ્ણકાન્તને મળે તો સોનેરી ટોળીનો એક પણ બદમાશ આપણા પંઝામાં સપડાય એ વાત સર્વથા અસંભવિત છે."

"ના, ના; એવું તો કંઈ નથી. મ્હેં તે પત્રનો ઉપયોગ બીડી પીવામાં કર્યો છે."

"એમ કેમ?" બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો બોલ્યો: "ત્યારે તો બીડી પીવાની એવી ઉતાવળ કરવા જેવું કંઈ પણ કારણ ત્હને મળ્યું હોવું જોઇએ. શું થયું તે કહે જોઇએ?"

દિનકરે તંબાકુવાળાની દુકાને બનેલો બનાવ બુદ્ધિપ્રસાદને કહી સંભળાવ્યો. તે થોડી વાર વિચાર કરીને બોલ્યો: "દિનકર, તેથી કંઇ પણ નુકસાન થવાનો સંભવ નથી. પણ હવે એક કામ કર. તું પોલિસ કમિશ્નર સાહેબ પાસે જા અને બોરસદવાળા પોલિસ ઇન્સ્પેક્ટર સાહેબને કૃષ્ણકાન્ત, રમણિક અને માયા એ ત્રણે જણાંને પકડવા માટે મંજુરી આપી છે કે કેમ, તે બદલ ચોકસ ખાત્રી કરી આવ. હું જમીને બોરસદવાળા ઇન્સ્પેક્ટર સાહેબ પાસે જાઉં છું. તું પોલિસ કમિશ્નર સાહેબ પાસે તપાસ કરીને બારોબાર ઘેર જ આવજે. જો તે હકીકત સત્ય ન હોય તો મ્હને 'ટેલિફોન' દ્વારા સૂચના કરી દેજે. આજે જ રાત્રે બદમાશોને પકડાવી દેવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

"એ ત્રણે જણાને સાથે જ કેવી રીતે પકડી શકાશે?" દિનકર આશ્ચર્ય પામતો બોલ્યો.

બુદ્ધિપ્રસાદે દિનકરના કાનમાં કંઇ ગુપ્ત વાતચિત કરી. દિનકરના

આશ્ચર્યનો અવધિ થયો, તે બોલ્યોઃ "શાબાશ, બુદ્ધિપ્રસાદ ! તમારી બુદ્ધિની તો બલિહારી છે. વારૂ પણ ઉષાને આ હકીકત તમે હાલ કહેવાના છો કે ?"

"હાલ તો માત્ર યોગ્ય સૂચના કરીશ."

"બહુ સારૂં. ત્યારે હું જાઉં છું."

દિનકર ત્યાંથી ચાલતો થયો. બુદ્ધિપ્રસાદ ઉષાની ઓરડીમાં ગયો અને બોલ્યોઃ "બ્હેન ! આજે રાત્રિએ એક મહત્વના કાર્યાર્થે હું બહાર જવાનો છું. દિનકરને પણ એક બીજા કાર્યાર્થે મોકલેલ છે. કદાચ આજે અમને ઘેર આવતાં મોડું પણ થાય. તમે સાવધ રહેજો. હું કે દિનકર તમને 'ટેલિફોન' કરવાના નથી. તમો ઘર બહાર નીકળશો જ નાહ. જો કોઇ પણ અન્ય મનુષ્ય ઘરમાં દાખલ થાય તો ખુશીથી આ 'રિવોલ્વર' થી તેના પ્રાણ હરજો. માત્ર આજની જ રાત્રિ સંપૂર્ણ સાવધાનતાથી વીતાડશો એટલે હવે આપણી સંકટરાત્રિ સંપૂર્ણ થશે અને આવતી કાલથી આપણો સુખનો ભાનૂ ઉદિત થશે."

"હેં !" ઉષા ઉત્કંઠિત સ્વરે બોલીઃ "હવે આપણા અજ્ઞાતવાસનો અંત આવશે ? પિતાશ્રીનાં પુનિત દર્શન હું પામીશ ?"

"આજના અમારા કાર્યમાં અમને ફતેહ મળે તો આપણી સર્વે આશાઓ ફળિભૂત થશે !"

"એટલે ?" ઉષા ગભરાતી બોલીઃ "કંઈ સંકટ આવી પડે એમ તમને લાગે છે કે ?"

"સંકટનો ભય તો ડગલે અને પગલે છે. તથાપિ ભય પામવાનું કંઇ પણ કારણ નથી. ઇશ્વર આપણાં સર્વે સંકટ દૂર કરશે."

"અને દિનકર !" ઉષા ઉદ્વિગ્ન સ્વરે બોલી.

"તેના માટે સહજ પણ ચિન્તા રાખવાની જરૂર નથી. પોતાનું સંરક્ષણ કરવા માટે તે સર્વથા સશક્ત છે એવું તેણે કેટલી યે વાર સ્વપરાક્રમથી સિદ્ધ કરી બતાવ્યું છે."

"તો પણ તેમને સાવધ રહેવાની સૂચના આપી દેજો અને તમો પોતે પણ સંપૂર્ણ રીતે સાવધ રહેજો."

"વારૂ" કહીને બુદ્ધિપ્રસાદ ત્યાંથી ચાલતો થયો.

રાત્રિના આઠ વાગ્યા સુધી દિનકર તરફથી 'ટેલિફોન' નહિ આવવાથી ઇન્સ્પેક્ટર સાહેબે કહેલી હકીકત સત્ય હોવી જોઇએ, એવી બુદ્ધિપ્રસાદની ખાત્રી થઇ. વાળુ કર્યા પછી, ઉષાને સાવધ રહેવાની પુનઃ એકવાર સૂચના કર્યા પછી બુદ્ધિપ્રસાદ બહાર ચાલ્યો ગયો.

બુદ્ધિપ્રસાદ ગયા પછી ઉષા પોતાની ઓરડીમાં ગઇ અને એક પુસ્તક વાંચવા લાગી. પરંતુ આજે તેનું ચિત્ત વાંચનમાં લાગ્યું નહિ. તે પુસ્તક બંધ કરીને અને ઓરડીમાં આમતેમ ફરવા લાગી. ભીતિ, ઉત્કંઠા અને શંકા આદિ ભિન્ન ભિન્ન મનોવિકારોએ તેના હૃદયમાં પોતાનું સંપૂર્ણ બળ અજમાવવા માંડયું હતું. પોતે અલ્પ સમયમાં જ બેશુદ્ધ થઇ જશે એવી ઉષાની ખાત્રી થઇ. પાણી મંગાવવાની દાસીને સૂચના કરવા માટે તેણે ઘંટડી વગાડી, છતાં પણ દાસી આવી નહિ. કશોજ પ્રત્યુત્તર મળ્યો નહિ. હવે ઉષાને ધીરજ રહી નહિ. તે નીચે ગઇ તો તેને માલૂમ પડયું કે દાસી ત્યાં નહોતી. આથી ઉષા ગભરાઇ ગઇ. બધા નોકરો એકદમ ક્યાં ચાલ્યા ગયા ? શત્રુનું વળી કોઈ નવું કારસ્થાન તો નહિ હોય ? એવા એવા પ્રશ્નો તેના મનમાં ઉપસ્થિત થવા લાગ્યા. ઉષાની જગ્યાએ જો અન્ય સ્ત્રી હોત તો તે અત્યારે બેશુદ્ધ થઇને ધરણીપર ઢળી પડયા વગર રહેત નહિ. પરંતુ ઉષાના શિરપર અનેક આફતો આવી ગઇ હતી. તે હિંમત હારી નહિ. કોઇ પણ જાતનું સંકટ આજે ઉપસ્થિત થશે તેટલું તો તે જાણતી હતી. પરંતુ તે સંકટ કેવા પ્રકારનું આવશે તેનું ચોકસ અનુમાન તે કરી શકી નહોતી.

ઉષા શાંત ઉભી રહી. તેણે કાન માંડયા. પુસ્તક લઇને તે વાંચનાલયમાં ચાલી ગઈ. વાંચનાલયમાંનાં ટેબલના જે ખાનામાં 'રિવોલ્વર' પડી હતી તે તેણે ઉઘાડયું. પરંતુ 'રિવોલ્વર'ને તેણે હાથ અડકાડયો નહિ. વાંચનાલયમાં બેસવાથી રસ્તાપરની હિલચાલ જોઇ શકાય તેમ હતું. તેમ જ ત્યાં 'ટેલિફોન' અને 'રિવોલ્વર' એ બન્નેની સગવડ હતી. આથી ઉષાએ ત્યાંજ બેસી રહેવાનો નિશ્ચય પોતાના મનમાં કર્યો.

વાચક, આ તરફ પોલિસ કમિશ્નર સાહેબને મળી આવ્યા પછી દિનકર પોતાની ઑફિસમાં ગયો. પોતાના કબાટનું તાળું ઉઘાડીને તેમાંથી તેણે એક કાગળનો થોકડો કાઢયો અને ટેબલ પાસે જઇને થોડી વાર લખ્યું. ત્યાર પછી તમામ કાગળોનો થોકડો લઇને તે પોતાના શેઠ પાસે ગયો અને તે તેના ટેબલપર મૂકીને ઉભો રહ્યો.

"આ શું ? તે આ જ કે ?" અધિપતિએ પૂછ્યું.

"હા;" દિનકર સ્મિત કરતો બોલ્યોઃ "આપે મ્હને જે મુદત આપી હતી તે હવે પૂરી થવા આવી હોવાથી આજે જ આ સઘળી હકીકત આપને નિવેદન કરી દેવાનો મ્હેં વિચાર રાખ્યો છે."

"તમામ બદમાશોને પકડી શકાશે કે ?" અધિપતિએ પૂછ્યું.

"હા;" દિનકર બોલવા લાગ્યો: "જો કે હજી સુધી તેમને પકડવામાં આવ્યા નથી. પરંતુ હવે તેમના માટે એવી તો અભેદ જાળ પાથરવામાં આવી છે કે તેમાંનો એક પણ બદમાશ છટકી જવા પામે તેમ નથી. મ્હારાપર, લક્ષ્મીપ્રસાદના મુનિમ બુદ્ધિપ્રસાદપર, અને ઉષાપર અદ્યાપિ પર્યંતમાં જે જે સંકટો આવેલાં છે તેનું સવિસ્તર વર્ણન આ કાગળોમાં વિસ્તારપૂર્વક લખેલું છે. અવકાશે આપ આ સઘળું શાન્ત ચિત્તે વાંચી જોશો ત્યારે જ આ વર્ણન કેવું અદ્દભુત, રહસ્યપૂર્ણ અને મનોવેધક, છે તે બદલ આપની પ્રતીતિ થશે."

અધિપતિએ કાગળના થોકડાનાં પાનાં ઉથલાવવા માંડયા અને બોલ્યો: "ઓહોહોહો! બસે અને ચાલીશ પૃષ્ઠ! દિનકર, આ તો એક મોટી નવલકથા જ થઇને શું?"

"હા; તેમાંના પ્રસંગો પણ એકાદ કલ્પિત નવલકથામાં વર્ણવેલા પ્રસંગોના જેવા જ છે."

"લ્યો, ત્યારે એકાદ પ્રસંગ તો વાંચી જોઉં." એમ કહીને અધિપતિએ કેટલાક પાનાં ઉથલાવીને તેમાંનું એક પ્રકરણ વાંચવા માંડયું. દિનકર સ્હામેની એક ખુરસીપર બેઠો અને પોતાના શેઠની મુખમુદ્રા પ્રત્યે ઉત્કંઠાપૂર્ણ દૃષ્ટિ ફેંકી રહ્યો. અલ્પ સમય પછી અધિપતિએ વાંચવાનું બંધ કર્યું અને પોતાના ટેબલનું ખાનું ઉઘાડીને તેમાંથી બે કવર કહાડયાં. તેમાંનું એક કાળા રંગનું કવર અધિપતિએ ફાડી નાંખ્યું અને તેના ટૂકડા કચરાપટીની ટોપલીમાં ફેંકી દીધા. દિનકર આ જોઇને હસ્યો. કારણકે પોતાને આપવામાં આવેલી મુદતની અંદર જો સોંપેલું કાર્ય પૂર્ણ ન થાય તો પોતાને કમી કરવા માટેનું લખેલું તે કાળું કવર હોવું જોઇએ, તે વાત ચાલાક દિનકર સ્હમજી ચૂકયો હતો. ત્યારબાદ અધિપતિએ એક ગુલાબી રંગનું કવર દિનકરના હાથમાં આપ્યું અને તે ઉઘાડવાનું તેને કહ્યું.

દિનકરે તે કવર ઉઘાડયું તો તેમાં બે હજાર રૂપિઆની નોટો એક સર્ટિફિકેટ અને ત્રણ માસની હક્કની રજાની ચિઠ્ઠી તેના જોવામાં આવ્યાં. પોતાની મહેનત બદલ યોગ્ય પારિતોષિક મળવાથી દિનકર અનહદ આનંદ પામ્યો. તે સ્મિત કરતો બોલ્યો: "શેઠજી, હવે મ્હને શા માટે રજા આપી છે?"

"દિનકર! તમે એમ સ્હમજો છો કે તમારો માલિક આંધળો કિંવા બેદરકાર છે? તમારી તમામ હિલચાલપર મ્હેં અદ્યાપિ પર્યંત બારિક તપાસ રાખી છે. જાઓ, ઉષા સાથે લગ્ન કરીને સુખી થાઓ

અને ત્રણ માસ સુધી આરામ ભોગવ્યા પછી પુનઃ કામપર આવજો. દિનકર, હવેથી તમે મ્હારા નોકર નથી. તમારા કામથી હું સંપૂર્ણ સંતોષ પામ્યો છું. તમને હું મ્હારા પત્રની આવકમાંથી અર્દ્ધો ભાગ આપીશ. પણ, જો ત્રણ માસ પહેલાં ઑફિસમાં પગ મૂકશો તો પાછું જવું પડશે એ ધ્યાનમાં રાખજો, સ્હમજ્યા કે ?"

દિનકર અને અધિપતિ બન્ને હસવા લાગ્યા. ત્યાર પછી દિનકર પોતાના માલિકને સલામ કરીને ત્યાંથી જવા ઉઠયો. નિત્ય નિયમ પ્રમાણે માત્ર નેત્રસંકેતથી રજા ન આપતાં આજે તેના શેઠે તેની સાથે 'શેક હેન્ડ' કર્યા અને દિનકરના શિરપર હાથ મૂકીને તેને આશીર્વાદ આપ્યો. દિનકર પણ કદરદાન માલિકના ચરણ પાસે શિર નમાવી ઉભો રહ્યો. ત્યાર પછી શેઠની આજ્ઞા લઇને દિનકર ત્યાંથી ચાલ્યો ગયો.

× × × ×

પ્રિય પાઠક ! દિનકરની એકનિષ્ઠા અને નિમકહલાલીનું યોગ્ય પારિતોષિક તેના માલિક તરફથી તેને કેવું મળ્યું તે આપણે જાણી ચૂક્યા છીએ. ચાલો, ત્યારે હવે આપણે ઉષાની અત્યારે શી સ્થિતિ છે તેનું પણ કંઇક અવલોકન કરીએ.

લગભગ એક કલાક સુધી ઉષા વાંચનાલયમાં બેસી રહી. તેને ઘણોજ કંટાળો આવ્યો. આજની રાત્રિ તેને ભયંકર જણાવા લાગી. જો કે અત્યારે રાત્રિના દશ વાગ્યા હતા તો પણ કેટલીયે રાત્રિ વીતી ગઇ હોય એમ ઉષાને લાગ્યું. તેને રાત્રિ દીર્ઘ થતી જતી હોય એમ જણાવા લાગ્યું. બુદ્ધિપ્રસાદ અને દિનકરની રાહ જોતાં જોતાં તે કંટાળી ગઇ. નીલવર્ણ આકાશમાં નક્ષત્રો ચમકી રહ્યાં હતાં. ચન્દ્રની ધવલ પ્રભા વિશ્વને સુધાનું પાન કરાવી રહી હતી. મંદમંદ વાતા પવનથી મૃદુ લહરીઓ વાંચનાલયમાં સુસવાટાબંધ ચાલી આવતી હતી. આમ છતાં પણ ઉષાને અત્યારે તાપ લાગવા માંડયો તે ઉભી થઇ અને દ્વાર પાસે જઇને ઉભી રહી. બુદ્ધિપ્રસાદ કે દિનકર એ બે માંનું કોઇ પણ હજુ સુધી પાછું આવ્યું જ નહિ. તેમના શિરપર કોઇ જાતનું સંકટ તો નહિ આવી પડયું હોય, એવી ઉષાને ચિન્તા થવા લાગી.

એટલામાં ઉષાની દૃષ્ટિ સ્હામી બાજૂએ ગઇ. બગીચામાંના વૃક્ષોની ઓથે લપાતી છૂપાતી એક મનુષ્ય આકૃતિ તેના જોવામાં આવી. તે ચમકી. એટલામાં એક બીજા મનુષ્યને બગીચાના દરવાજામાં દાખલ થતો ઉષાએ જોયો. રસ્તાપરના 'મ્યુનિસિપાલિટી' ના

ફાનસના થાંભલાની પાછળ એક વ્યક્તિ છૂપાઇને ઉભી હતી. પરંતુ બગીચામાં પ્રવેશ કરનાર વ્યક્તિએ તેની બિલકુલ દરકાર કરી જ નહિ. કંઇ પણ નવીન સંકટ શિરપર આવી પડનાર છે, એમ વિચારતી ઉષા ટેબલ પાસેની ખુરસીપર જઇને બેઠી.

કૃષ્ણકાન્ત, રમણિક અને માયા એ ત્રણે જણાં અત્યારે માયાને ત્યાં ભેગાં થયાં હતાં. બોરસદથી એક પોલિસ ઇન્સ્પેક્ટર પોતાની ટોળીની તપાસ કરવા આવ્યો હતો, એવી ગુપ્ત બાતમી તેમને મળી ચૂકી હતી. હવે શી વ્યવસ્થા કરવી, તત્સંબંધી વિચાર કરવામાં આ મંડળી ગુંથાઇ હતી તેવામાં લક્ષ્મીપ્રસાદના બંગલાની હિલચાલપર નજર રાખનાર બદમાશે કૃષ્ણકાન્તને 'ટેલિફોન' દ્વારા જણાવ્યું કે, "લક્ષ્મીપ્રસાદ જીવતો છે અને અત્યારે તે પોતાના બંગલામાં આવ્યો છે. દિનકર તેમ જ બુદ્ધિપ્રસાદ અત્યારે બંગલામાં નથી. માત્ર લક્ષ્મીપ્રસાદ અને ઉષા એ બન્ને જણાં જ છે."

આ નવીન બાતમી સાંભળીને ત્રણે જણાં હર્ષ ઘેલાં થઇ ગયાં. જે લક્ષ્મીપ્રસાદ માટે આટલી આટલી ખટપટ ચાલી રહી હતી, તે લક્ષ્મીપ્રસાદનો આજે અનાયાસે પત્તો મળવાથી, હવે તેની તમામ સંપત્તિ પ્રાપ્ત કરવામાં એક ક્ષણનો પણ વિલંબ લાગનાર નથી, એવી તેમની ખાત્રી થઇ. આનંદમાંને આનંદમાં તેઓ ઇન્સ્પેક્ટર સંબંધીની ચિન્તા વિસરી ગયાં. અને ત્રણે જણાં લક્ષ્મીપ્રસાદના બંગલા તરફ જવા સારૂ નીકળ્યાં.

બંગલાના કંપાઉન્ડમાંથી બગીચામાંના વૃક્ષોની પાછળ લપાતી છૂપાતી પેલી વ્યક્તિ દિવાનખાના પાસે થઇને વાંચનાલયમાં જવાના દાદર પાસે આવી પહોંચી. દાદરપરનાં ધીમા પગલાંનો અવાજ સાંભળીને દિનકર કે બુદ્ધિપ્રસાદ આવતો હોવો જોઇએ, એવી ઉષાએ કલ્પના કરી. વાંચનાલયનું દ્વાર ઉઘાડીને તે ત્યાં જ ઉભી રહી. અલ્પ સમયમાં જ એક અજાણ્યો અને પ્રૌઢ મનુષ્ય તેની દૃષ્ટિએ પડ્યો. ઉષા ગભરાઇ ગઇ. તે ટેબલ પાસે જઇને ઉભી રહી અને આવનાર ગૃહસ્થ પ્રત્યે એકી ટશે જોઇ રહી. આવનાર ગૃહસ્થ પણ ઉષા પ્રત્યે તાકી રહ્યો. અલ્પ સમય સુધી કોઇ કંઇ બોલ્યું ચાલ્યું નહિ.

"બેટા! ત્હેં મ્હને ઓળખ્યો નહિ કે શું?" આવનાર ગૃહસ્થ ઉત્કંઠિત અને આનંદિત સ્વરે બોલ્યોઃ "હું જ ત્હારો દુર્દૈવી પિતા–લક્ષ્મીપ્રસાદ !"

ઉષા ચમકી. તેનું શરીર કંપવા લાગ્યું. તેનું ચિત્ત અસ્વસ્થ બની ગયું. તે ઘણી વાર ઠગાઇ હતી. તે ગૃહસ્થ પ્રત્યે ઉષા સાશંક દૃષ્ટિ ફેંકવા લાગી. અલ્પ સમયમાં જ પેલો ગૃહસ્થ ઉષા ઉભી હતી ત્યાં જવા લાગ્યો. ઉષાએ ટેબલના ખાનામાંની 'રિવોલ્વર' પોતાના હાથમાં લીધી.

"બેટા! હજી પણ મ્હારૂં બોલવું ત્હને સત્યપૂર્ણ લાગતું નથી?" તે ગ્રહસ્થ ધીમે પગલે આગળ આવતાં બોલ્યો.

"સબૂર!" ઉષા પોતાના હાથમાંની 'રિવોલ્વર' તે ગૃહસ્થ તરફ તાકીને બોલી: "એક ડગલું પણ આગળ ભરતા નહિ! આવી રીતે હું અનેક વાર ઠગાઇ છું. મ્હારા મુનિમ બુદ્ધિપ્રસાદ આવતાં સુધી ધૈર્ય ધરો! જો આપ જ મ્હારા પિતા છો એવી ખાત્રી થશે તો—"

ઉષાથી એક શબ્દ સરખો પણ હવે બોલી શકાયો નહિ. તેનું હૃદય ભરાઇ આવ્યું. તેના નેનદ્વયમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો. ઉષાની આ સ્થિતિ જોઇને તે ગૃહસ્થને પણ બહુ દુઃખ થયું.

"અરેરે!" તે ગૃહસ્થ ગદ્‌ગદ સ્વરે બોલ્યો: "દીકરી! દુશ્મનોએ ત્હને અતિશય ત્રાસ આપ્યો હોવાથી, પ્રત્યેક બાબતમાં ત્હારૂં મન શંકાશીલ થાય એ સ્વાભાવિક જ છે. બુદ્ધિપ્રસાદ અને દિનકરને કદિ પણ નહિ કહેલી વાત હું ત્હને કહું છું. પ્રથમ હું અહિંયા બલૂનમાં ઉડીને ન્હાસી છૂટ્યો. તે બલૂનને ગાબડું પડવાથી તે સમુદ્રમાં પડ્યું. પરંતુ સદ્‌ભાગ્યે મ્હારા પ્રાણ બચવા પામ્યા. દિનકરને પાંચ હજાર રૂપિઆની નોટો મ્હેં જ આપી હતી. માયાના ગૃહની હિલચાલ બારિકીથી હું જ તપાસતો હતો. બદમાશોના નિવાસસ્થાનની ઉપરની ઓરડીમાં બેસીને તેમની સર્વ ગુપ્ત વાતચિત હું જ સાંભળી આવતો હતો. એક વાર ત્હને મળવાની બહુ જ ઉત્કંઠા થવાથી હું અહિં રાત્રિના સમયે આવ્યો હતો. પરંતુ બદમાશોએ મ્હને જાણી કર્યો હતો. અને હવે આજે આપણા શત્રુઓને પકડવાની વ્યવસ્થા કર્યા પછી જ હું અહિં આવ્યો છું. માત્ર અર્ધા કલાકમાં જ દુશ્મનો અહિં આવી પહોંચશે. પરંતુ હવે તેઓ સહિસલામત રીતે છટકી જઇ શકશે નહિ. બોરસદવાળા પોલીસ ઇન્સ્પેક્ટર મ્હારા મિત્ર છે. તે અહિં આવી તેમને પકડી લેશે. બેટા! જે સમયમાં ત્હારૂં લાલનપાલન કરવું જોઇએ, ત્હારી બાળલીલાનું પ્રેમપૂર્વક અવલોકન કરવું જોઇએ, ત્હારૂં કાલું કાલું બોલવું સાંભળીને મ્હારા કર્ણ તૃપ્ત કરવા જોઇએ, અને ત્હારા મુગ્ધ મુખસૌન્દર્ય, ત્હારી બુદ્ધિમત્તા અને ત્હારો

પ્રેમળ સ્વભાવ, એ સર્વનો અનુભવ લેવામાં જ આનંદ મેળવવો જોઇએ, તેવો અતિ મહત્વનો સમય ત્હારાથી દૂર અને અજ્ઞાતવાસમાં જ વીતાડવાનું ત્હારા દુર્ભાગી પિતાના કિસ્મતમાં લખાયું હશે ! પણ પુત્રી, કેવળ ત્હારા માટે–ત્હારા કલ્યાણ માટે જ મ્હારે આવું કષ્ટ સહન કરવું પડ્યું છે. ઉષા ! હવે તું મ્હને ઓળખી શકી કે ?"

"નહિ, નહિ;" ઉષા બોલી; "અમારા શત્રુઓને પણ આ સઘળી બાબતની માહિતી હોઇ શકે !"

"ઉષા !" તે ગૃહસ્થ ઉત્તેજિત સ્વરે બોલ્યો: "ત્હારો ઉગ્ર અને જક્કી સ્વભાવ જોતાં મ્હને ત્હારી માતાનું સ્મરણ થઇ આવે છે. તું ત્હારી માતાની પ્રતિમૂર્તિ જ છે. ! પહેલાં મ્હારી એવી માન્યતા નહોતી. પરંતુ બુદ્ધિપ્રસાદે સૂચના આપી એ ઠીક જ થયું. ઠીક, બેટા ! ત્હારી પાસે આના જેવું જ **રત્નકંકણ** છે કે ?" એમ કહીને તે ગૃહસ્થે પોતાના ખિસ્સામાંથી એક **રત્નકંકણ** કાઢ્યું અને તે ઉષાને બતાવ્યું. ઉષા **રત્નકંકણ** તરફ અશ્રુપૂર્ણ દૃષ્ટિથી તાકી રહી.

ઉષાને રડતી જોઇને તે ગૃહસ્થ બોલ્યો: "મ્હારા લગ્ન સમયે મ્હેં આ **રત્નકંકણ** ત્હારી માતાને આપ્યું હતું. તે તેને એટલું બધું પ્રિય હતું કે તેણે તે પોતાના હાથમાંથી કદિ પણ કાઢ્યું જ નહોતું. ત્હને **સુશીલાબાઇના** આશ્રમમાં હું મૂકી ગયો ત્યારે એક રત્નકંકણ ત્હારા હાથમાં પહેરાવ્યું હતું અને બીજું રત્નકંકણ મ્હેં મ્હારી પાસે રાખ્યું હતું. બુદ્ધિપ્રસાદ ત્હને સ્ટેશન પર લેવા આવ્યો હતો ત્યારે ત્હને આ જ **રત્નકંકણ** બતાવ્યું હતું ને ?"

હવે ઉષા ધૈર્ય ધારણ કરી શકી નહિ. એકાદ નિર્ધન મનુષ્યને અકસ્માત્ સુવર્ણનિધિ પ્રાપ્ત થતાં જેટલો આનંદ થાય, તેવી જ ઉષાની સ્થિતિ થઇ. તેના હાથમાંની 'રિવોલ્વર' નીચે પડી ગઇ. ઉષા દોડીને, 'પિતાજી' કહીને તે ગૃહસ્થની ડોકે વળગી પડી. તે ગૃહસ્થે ઉષાની પીઠપર પ્રેમપૂર્વક હાથ ફેરવ્યો અને તેને ચુંબન કર્યું. પિતાના શરીરનો સ્પર્શ થતાંની સાથે જ ઉષાની ખાત્રી થઈ ગઇ કે આ ગૃહસ્થ તેનો પિતા જ હતો. પિતા અને પુત્રીનાં નયન હૃદયમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. બન્નેનાં હૃદય ભરાઇ આવ્યાં હતાં. બન્ને જણાં એક બીજા સામી પ્રેમળ દૃષ્ટિ ફેંકતાં અવાક્ સ્થિતિમાં ઉભાં હતાં.

એટલામાં દિવાનખાનાનું દ્વાર ઉઘડવાનો ધ્વનિ સંભળાયો. દાદરપર કોઇ 'ધબધબ' કરતું ચ્હડી આવતું હોય એવી લક્ષ્મી.

પ્રસાદની ખાત્રી થઇ. તે તરત જ સાવધ થઇ ગયો. તેણે એકદમ મેજ પાસે જઈને 'રિવોલ્વર' પોતાના હાથમાં લીધી અને ઉષાને સંબોધીને બોલ્યો: “ઉષા! સાવધ થા. તું મ્હારી પાસે જ ઉભી રહે. દુશ્મનો આવતા હોય એમ જણાય છે. હવે તેમનાથી ભય પામવાનું નથી, તો પણ દુષ્ટો ક્યારે દગોફટકો કરે તે કંઇ કહી શકાય નહિ.”

ઉષા લક્ષ્મીપ્રસાદ પાસે ઉભી રહી, કૃષ્ણકાન્ત રમણિક અને માયા ત્રણે જણાં વાંચનાલયમાં આવીને ઉભાં રહ્યાં.

“ઓ...હો!” કૃષ્ણકાન્ત આનંદ પામતો બોલ્યો: “બાપ દીકરી સાથે જ આપણા પંઝામાં આવી પડયાં છે ને શું? આજે આપણો શ્રમ સફળ થયો છે! હવે નવલખી પેટી આપણી જ છે! કેમ માયા! હું ત્હને કહેતો નહોતો કે લક્ષ્મીપ્રસાદ ગમે તેવો સાવધ છે તો પણ પુત્રીપ્રેમમાં મગ્ન થઇ ગયા સિવાય તે રહેવાનો જ નથી!”

“હં. લક્ષ્મીપ્રસાદ, પેલી નવલખી પેટી સત્વર અમારા સ્વાધીન કરો!” રમણિક સહજ આગળ આવીને બોલ્યો.

“એ...એ” માયા ગભરાઇને બોલી ઉઠી. તેનાથી વધારે એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ. કૃષ્ણકાન્ત અને રમણિક માયા જે દિશા તરફ જોઈ રહી હતી તે દિશા તરફ જોવા લાગ્યા. તેમણે વાંચનાલયનું એક ગુપ્ત દ્વાર ઉઘાડીને દિનકર અને બુદ્ધિપ્રસાદને પોતાની તરફ આવતા દીઠા.

દિનકર અને બુદ્ધિપ્રસાદની સસ્મિત મુખમુદ્રા જોઇને કૃષ્ણકાન્તે દાંત કચકચાવ્યા. કંઈ પણ દગો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ. અહિંથી સત્વર પલાયન કરી જવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો અને રમણિક અને માયાને નેત્રસંકેત કરીને તે વાંચનાલયના દ્વાર તરફ ચાલવા લાગ્યો. તે દ્વાર પાસે પહોંચ્યો પણ ન હોતો એવામાં બોરસદના પોલિસ ઇન્સ્પેક્ટર અને કેટલાક સિપાઇઓને વાંચનાલયમાં પ્રવેશ કરતા તેણે દીઠા.

પોલિસ તેમજ ઇન્સ્પેક્ટરને જોતાંની સાથે જ માયા અને રમણિક ગભરાઇ ગયાં. કૃષ્ણકાન્ત કૂદકો મારીને વાંચનાલયના દ્વારની બહાર નીકળી ગયો અને એકદમ બગીચામાં કૂદી પડયો. આ જોઇને સર્વ ચકિત થયા. તરત જ દિનકર પણ તેની પાછળ કૂદી પડયો. બગીચામાં કૃષ્ણકાન્ત અને દિનકર દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા. દિનકરે કૃષ્ણકાન્તને જમીનપર પટકી દીધો અને તે તેની છાતીપર ચ્હડી બેઠો. એટલામાં બે સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. તેમણે કૃષ્ણકાન્તને

ચતુર્ભુજ કરી દીધો એટલે દિનકર વાંચનાલય તરફ જવા લાગ્યો.

આ બાજૂ માયા અને રમણિકને પકડી લેવામાં આવ્યાં. અણીના વખતે રમણિકે પોતાના ખિસ્સામાંની 'રિવોલ્વર' પર હાથ મૂક્યો પરંતુ ઇન્સ્પેક્ટર સાહેબની નજર તરત જ તેના તરફ ગઇ. તેની 'રિવોલ્વર' ઝુંટાવી લેવામાં આવી. એટલામાં માયાએ પોતાના ખિસ્સામાંથી એક ગોળી કાઢી અને તે જમીનપર પછાડી. તરત જ એક મોટો ધડાકો થયો અને ધૂમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. વાંચનાલયમાંના સર્વ માણસો ગભરાઇ ગયાં. આ ધૂમાડો ઝેરી હોવો જોઇએ એવી બુદ્ધિપ્રસાદે કલ્પના કરી. તેણે વાંચનાલયના તમામ બારી બારણાં ઉઘાડી નાખ્યાં અને લક્ષ્મીપ્રસાદ તથા ઉષાને અગાશીમાંની ખુલ્લી હવામાં લઇ ગયો. પોલિસે રમણિક અને માયાના હાથમાં હાથકડીઓ ઠોકી દીધી અને તેમને બાજૂની ઓરડીમાં પૂર્યાં.

અલ્પ સમયમાંજ વાંચનાલયમાંનો ધૂમાડો કમી થઇ ગયો એટલે લક્ષ્મીપ્રસાદ અને ઉષા ત્યાં આવીને મેજ પાસે બેઠાં. બુદ્ધિપ્રસાદ પોતાના માલિકની આજ્ઞાની રાહ જોતો તેના સામો જ નમ્રતાથી ઉભો હતો. માયા અને રમણિકને લઇને ઇન્સ્પેક્ટર વાંચનાલયમાં દાખલ થયા. એટલામાં દિનકર પણ કૃષ્ણકાન્ત સહિત ત્યાં આવી પહોંચ્યો.

પોલિસ ઇન્સ્પેક્ટર કૃષ્ણકાન્ત પ્રત્યે ક્રોધ પૂર્ણ દૃષ્ટિ ફેંકતાં બોલ્યોઃ "કૃષ્ણકાન્ત ! તું, રમણિક અને માયા અત્યારથી મ્હારાં બંદીવાન છો."

"ઇન્સ્પેક્ટર સાહેબ !" કૃષ્ણકાન્ત તિરસ્કારસૂચક દૃષ્ટિ ફેંકતો બોલ્યોઃ "આ બોરસદ નથી સ્હમજ્યા કે ? અમે બ્રિટિશ પ્રજા છીએ તે વાત તમે ભૂલી જાઓ છો ! અમને પકડવાનો તમને કોઇ પણ પ્રકારનો હક્ક નથી; તમે અમને અન્યાયથી કેદ કરો છો તેની જવાબદારી તમારા શિરપર જ છે, સ્હમજ્યા કે ?"

"ત્હારૂં ડહાપણ હવે જવા દે !" ઇન્સ્પેક્ટર સાહેબ બોલ્યાઃ "જો આ અહિંના પોલિસ કમિશ્નર સાહેબનું 'વૉરંટ'!" એમ કહીને ઇન્સ્પેક્ટરે કૃષ્ણકાન્તને 'વૉરંટ' બતાવ્યું.

કાયદેસરનું 'વૉરંટ' જોતાંની સાથે કૃષ્ણકાન્તનું મુખ શ્યામ બની ગયું. રમણિક ગભરાઇ ગયો, અને માયા બેશુદ્ધ થઇ ગઇ.

કૃષ્ણકાન્ત પ્રત્યે ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકતાં લક્ષ્મીપ્રસાદ બોલ્યાઃ "રાક્ષસ, મ્હારી પુત્રી તેમ જ મ્હારા આ તરુણ મિત્રોને આજ દિન સુધીમાં ત્હેં બહુ ત્રાસ આપ્યો છે. આજે ત્હારાં દુષ્કર્મોનો યોગ્ય

બદલો ત્હને મળી ચૂકયો છે. ઇન્સ્પેક્ટર સાહેબની કૃપાથી જ હું આજે ત્હારા ત્રાસથી મુક્ત થયો છું. જે નવલખી પેટી માટે ત્હેં આટલા આટલા ધમપછાડા કર્યા છે તે પેટી ત્હારા પગ નીચે જ છે. તું તે પેટીપર થઇને સેંકડો વખત ચાલી ગયો છે, પરંતુ તે ધન માત્ર મ્હારી ખરી કમાણીનું હોવાથી જ ત્હારી દષ્ટિએ પડયું નથી.” બુદ્ધિપ્રસાદ તરફ વળીને શેઠ બોલ્યા: “બુદ્ધિપ્રસાદ ! તે પેટી કાઢ !”

તરત જ બુદ્ધિપ્રસાદે મેજ નીચેની એક કળ દબાવી એટલે એક ગુપ્ત દ્વાર ઉઘાડયું. બુદ્ધિપ્રસાદે તેમાંથી એક પેટી બહાર કાઢી અને તે મેજ પર મૂકી. સર્વેના આશ્ચર્યનો અવધિ જ થયો.

લક્ષ્મીપ્રસાદે પોતાના ખિસ્સામાંથી એક ચાવી કાઢી અને તે પેટી ઉઘાડી. પેટીમાંનું લાખો રૂપિઆનું જવાહિર જોઇને સર્વે આશ્ચર્યચકિત થયા. કૃષ્ણકાન્ત, રમણિક અને માયા નિઃશ્વાસ નાખવા લાગ્યાં.

લક્ષ્મીપ્રસાદે તે પેટીમાંથી એક બહુ મૂલ્યવાન હીરાજડિત મુદ્રિકા કાઢી અને તે ઇન્સ્પેક્ટર સાહેબની આંગળીમાં પહેરાવતાં પહેરાવતાં બોલ્યા: “ઈન્સ્પેકટર સાહેબ ! તમારી મહેનતના બદલા તરીકે નહિ, પરંતુ એક મિત્ર તરિકેના સ્મરણ ચિહ્ન તરીકે જ હું આ મુદ્રિકા તમને અર્પણ કરૂં છું તેનો સ્વીકાર કરો !”

“આપના જેવા ઉદાર અને માયાળુ મિત્રનું વિસ્મરણ મ્હને કદિ પણ નહિ થાય !” ઇન્સ્પેકટર સાહેબ વિવેક દર્શાવતા બોલ્યા: “જો કે આવી રીતે ઉપહાર આપીને આપણી મૈત્રી દઢ કરવાની આવશ્યકતા હવે રહી જ નથી. તો પણ આપને સંતોષ થાય એ હેતુથી જ હું આ મુદ્રિકાનો સ્વીકાર કરૂં છું. હવે મ્હને કેદીઓને લઇને જવા ઘો. દિનકર અને બુદ્ધિપ્રસાદ એ બન્ને કાર્યદક્ષ તરુણોની સહાયથી જ આજે મ્હારૂં કાર્ય યશસ્વી નિવડયું છે. હું તે બન્ને બાઇઓનો અંતઃકરણપુર્ષક આભાર માનું છું.”

“તદ્દન ખરૂં કહો છો !” લક્ષ્મીપ્રસાદ બોલ્યા: “એ બન્નેની સહાયથી જ આજે હું મ્હારી પ્રિય પુત્રીનો મેળાપ કરી શકયો છું—મ્હારા અજ્ઞાતતાસનો અંત આવ્યો છે.”

ત્યાર બાદ ઇન્સ્પેકટર સાહેબ કેદીઓને લઇને ત્યાંથી ગયા. ત્રણે બદમાશોએ જતાં જતાં દિનકર અને બુદ્ધિપ્રસાદ પ્રત્યે ક્રોધપૂર્ણ દષ્ટિ ફેંકી. દિનકર અને બુદ્ધિપ્રસાદે તેનો પ્રત્યુત્તર સ્મિતદ્વારા જ આપ્યો.

સોનેરી ટોળીના ત્રણે મુખ્ય ચાલકો તુરંગવાસમાં જવાથી તે ભયંકર ટોળીનો વિધ્વંસ અલ્પ સમયમાં જ થઇ ગયો.

# ઉપસંહાર.

બીજે દિવસે પ્રાતઃકાલે લક્ષ્મીપ્રસાદ, ઉષા, દિનકર અને બુદ્ધિપ્રસાદ પોતપોતાના શિરપર અત્યાર સુધીમાં આવી ગયેલાં સંકટોની હકીકત પરસ્પર કહી સંભળાવતાં હતાં એટલામાં ડૉક્ટર સાહેબ લીલાને લઇને ત્યાં આવી પહોંચ્યા. લીલાની પ્રકૃતિ તદ્દન સુધરેલી જોઇને સર્વે આનંદ પામ્યા. સૌથી વિશેષ આનંદ તો બુદ્ધિપ્રસાદને જ થયો. લક્ષ્મીપ્રસાદે ડૉક્ટરનું સ્વાગત કર્યું. ઉષાએ લીલાને પોતાના પિતાનો પરિચય કરાવી દીધો. લીલા પણ ઉષાનો તેના પિતાશ્રી સાથે મેળાપ થવાથી આનંદ પામી. લક્ષ્મીપ્રસાદે લીલાનો હાથ પકડી તેને પોતાની પાસે પ્રેમપૂર્વક બેસાડી.

લક્ષ્મીપ્રસાદે ડૉક્ટર સાહેબની પ્રશંસા કરી અને તેમની મહેનત બદલ તેમનો આભાર માનીને રૂપિઆ સો આપીને બોલ્યા: "ડૉક્ટર સાહેબ, તમે હુશિઆર અને મહેનતુ છો. હવેથી તમે જ અમારા 'ફેમિલી ડૉક્ટર' છો."

ત્યાર બાદ કેટલાક સમય પછી લક્ષ્મીપ્રસાદ ઉષાને સંબોધીને બોલ્યા: "બેટા! દિનકર અને તું સ્નેહબંધનથી જોડાયાં છો એમ બુદ્ધિપ્રસાદ મ્હને કહેતો હતો. આ વાત સાચી છે કે? દિનકર સાથે ત્હારૂં લગ્ન થાય તો તું આનંદ પામીશ કે?"

પિતાનાં વચનો સાંભળીને ઉષા શરમાઇ ગઇ. તેનું મુખમંડળ આરક્ત થઇ ગયું. તેણે એકવાર પિતાશ્રી તરફ અને એકવાર દિનકર તરફ દૃષ્ટિ કરીને નીચું જોયું. દિનકરનું મ્હોં પણ શરમને લીધે રક્તવર્ણું થઇ ગયું હતું. લક્ષ્મીપ્રસાદ તે રક્તતા જોઇ શકયા. ઉષા અને દિનકર પોતાના પ્રેમસંબંધ સંબંધી સ્વમુખે કહે તે કરતાં તેમનાં આ મૂક ભાવે લક્ષ્મીપ્રસાદશેઠના હૃદયપર સજ્જડ અસર કરી. લક્ષ્મીપ્રસાદ કંઇક વિચારમાં તલ્લિન થઇ ગયા હતા તેવામાં બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો બોલ્યો: "ઉષાબ્હેન અને દિનકર એ બન્નેનો પેમસંબંધ નિર્મળ અને પવિત્ર છે."

"તે બદલ મ્હારી સંપૂર્ણ પ્રતીતિ છે." લક્ષ્મીપ્રસાદ બોલ્યા: "દિનકર જેવો ઉદાર, કાર્યદક્ષ અને ચતુર જમાઇ પ્રાપ્ત કરવામાં હું મ્હારૂં મહદ્ ભાગ્ય સ્હમજું છું. પોતાને લાયક પતિ શોધી કાઢવા માટે મ્હારી પ્રિય પુત્રીને હું અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું."

દિનકરને પોતાની પાસે બોલાવીને લક્ષ્મીપ્રસાદ ગદ્‍ગદ કંઠે બોલ્યાઃ "દિનકર, મ્હારા જીવન સર્વસ્વરૂપ, મ્હારી પ્રિય પુત્રી ઉષાનો હાથ હું ત્હને સોંપું છું. તમો બન્ને ચિરકાલ પર્યંત અનેક પ્રકારનાં સુખ ભોગવો!"

"દિનકર અને ઉષા!" શેઠ બોલ્યાઃ "જે નવલખી પેટીને લીધે આજ પર્યંતમાં તમારે અનેક સંકટ સહન કરવાં પડયાં છે તે પેટી અને આ મ્હારો બંગલો હું તમને બન્નેને અર્પણ કરૂં છું. પ્રભુ તમને સંપૂર્ણ સુખી કરો અને તમો બન્ને દીર્ઘાયુઃ થાઓ એવી મ્હારી તે કૃપાળુ પ્રત્યે પ્રાર્થના છે."

લક્ષ્મીપ્રસાદનું આવું નિઃસીમ ઔદાર્ય જોઇને દિનકર તો દિઙ્મૂઢ જ થઇ ગયો. લાખો રૂપિઆની સંપત્તિ અને શુષ્ક જીવનને રસમય કરનારી સહધર્મચારિણી, એ બન્ને વસ્તુનો લાભ સાથે જ થવાથી પોતાના જેટલો સુખી અખિલ વિશ્વમાં કોઇ નહિ હોય, એમ તેને ખાત્રીપૂર્વક લાગવા માંડયું.

ત્યારપછી બુદ્ધિપ્રસાદ અને લીલા પ્રત્યે સસ્મિત દૃષ્ટિ ફેંકતી ઉષા પોતાના પિતાને સંબોધીને બોલીઃ "પિતાજી! બુદ્ધિપ્રસાદે અમારા સંબંધી વાત તમને કહી સંભળાવી. પરંતુ પોતાના પ્રેમસંબંધ વિષે તેમણે તમને કંઇ જ કહ્યું નથી ને?"

"શું?" લક્ષ્મીપ્રસાદ ઉત્કંઠિત સ્વરે બોલ્યા.

"તમારા બુદ્ધિપ્રસાદે મ્હારી સખી લીલાને ગાંડી કરી મૂકી છે." ઉષા બોલવા લાગીઃ "લીલાને પણ અખિલ જગતમાં બુદ્ધિપ્રસાદ જેવો કાર્યદક્ષ અને હુશિઆર મનુષ્ય જણાતો જ નથી! તે પોતાની વૃદ્ધામાતા સુશીલા બાઇને પણ વીસરી જવા લાગી છે."

"એમ કે?" લક્ષ્મીપ્રસાદ સ્મિત કરતા બોલ્યા.

"હા જી!" દિનકરે ટાપશી પૂરી અને બોલ્યોઃ "એક બે વાર લીલાબ્હેન બિમાર પડયાં ત્યારે બુદ્ધિપ્રસાદ અત્યંત ચિન્તાતુર જણાતા હતા. લીલાબ્હેન સિવાય બુદ્ધિપ્રસાદને એક ક્ષણ પણ ચેન પડતું નથી! તેઓ બન્નેની વચ્ચે પણ પ્રેમગાંઠનું દૃઢ બંધન થવા પામ્યું છે."

અત્યારે પણ બુદ્ધિપ્રસાદની મુખમુદ્રા ગંભીર અને નિર્વિકાર જણાતી હતી. લીલાની મુખમુદ્રાપર શરમની છાયા સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થતી હતી,

લક્ષ્મીપ્રસાદશેઠ બુદ્ધિપ્રસાદ અને લીલાનો મનોભાવ અલ્પસમયમાં જ કળી ગયા અને ગંભીર સ્વરે બોલ્યા: “ લીલાનું લગ્ન કરવાનો અધિકાર તેની માતા સુશિલાબાઇનો છે. તો પણ સુશિલાબાઇને હું મ્હારાં ભગિનીસમાન ગણું છું. આ બાબતમાં તેમની સ્હાનુભૂતિની જવાબદારી મ્હારા શિરપર વ્હોરી લઇને, હું બુદ્ધિપ્રસાદના હાથમાં લીલાનો હાથ સોંપું છું. બુદ્ધિપ્રસાદ, આજ દિન સુધી ત્હેં મ્હારી નોકરી વફાદારીથી અને પ્રમાણિકપણે કરી છે. મ્હારી લાખો રૂપિઆની સંપત્તિ ત્હારા હસ્તક હોવા છતાં, ત્હેં તેમાંથી એક કોડી સુદ્ધાં છૂપાવવાનો યત્ન કર્યો નથી. હું ત્હને શુદ્ધ અંતઃકરણથી ચાહું છું. બોરસદની મ્હારી તમામ જાગિર હું ત્હને જ સોંપી દઉં છું. આવ, લીલા ! બેટા ! બુદ્ધિપ્રસાદ સાથે લગ્નગ્રંથિથી જોડાઇને ત્હારો સંસાર સુખમય બનાવ! ” એટલું બોલીને શેઠ લીલા સામું પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગ્યા.

લીલા શરમાતી શરમાતી શેઠ પાસે આવીને ઉભી રહી. શેઠે તેનો હાથ બુદ્ધિપ્રસાદના હાથમાં મૂકયો અને બોલ્યા: “આયુષ્માન્ થાઓ!”

“ શેઠજી ! ” બુદ્ધિપ્રસાદ સ્મિત કરતો બોલ્યો: “ આ દેહ આપના જ અન્નથી પોષાયલો છે ! નિરંતર આપની સેવામાં રહીને જ મ્હારૂં જીવન વ્યતીત કરવાનો મ્હારો દૃઢ નિશ્ચય છે ! ’

દિનકર સ્મિત કરતાં બોલ્યો: “ વડીલશ્રી ! આપે સંપત્તિ અમને આપી દીધી અને જાગિર બુદ્ધિપ્રસાદ તથા લીલાને આપી દીધી ! હવે આપના માટે શું રહ્યું ? ”

“ મ્હારે હવે સંપત્તિની શી જરૂર છે ? ” શેઠ બોલ્યા: “ મ્હને તો જીવનપર્યંત અન્ન વસ્ત્ર મળે એટલે થયું ! ”

દિનકર, ઉષા, બુદ્ધિપ્રસાદ અને લીલા એ બધાં લક્ષ્મીપ્રસાદ તરફ કૃતજ્ઞતા પૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યાં. તેમનાં નેત્રોમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. મનમાં બોલવાની ઇચ્છા છતાં પણ હર્ષાતિરેકથી તેઓનાથી આભારદર્શક શબ્દ સુદ્ધાં ઉચ્ચારી શકાયો નહિ.

તે જ દિવસે લક્ષ્મીપ્રસાદે સુશીલાબાઇને સવિસ્તર હકીકત પત્ર દ્વારા જણાવી અને વૃદ્ધાવસ્થામાં હવે આશ્રમના કામના બોજાથી નિવૃત્ત થઇને મુંબઇ આવીને લીલાની સાથે રહેવાનો આગ્રહ કર્યો.

શુભ મુહૂર્ત આવ્યું એટલે દિનકર અને ઉષા, તથા બુદ્ધિપ્રસાદ અને લીલાનાં લગ્ન ધામધૂમથી કરવામાં આવ્યાં. બુદ્ધિપ્રસાદે લક્ષ્મીપ્રસાદની બોરસદની જાગિરનો વહીવટ કરવા માંડયો. દિનકરે

પોતાનો લેખન વ્યવસાય પુનઃ શરુ કર્યો. ‘ ગુર્જર ’ પત્રના અધિપતિએ પોતાના વચન પ્રમાણે દિનકરને ભાગીદાર બનાવ્યો. સુશીલાબાઈ જેવાં વૃદ્ધ અને માયાળુ વડીલના આશ્રય નીચે ઉષા અને લીલા પોતાનાં જીવન આનંદમાં વ્યતીત કરવા લાગ્યાં. લક્ષ્મીપ્રસાદ, અને સુશીલાબાઇને માતપિતા સમાન ગણીને દિનકર અને બુદ્ધિપ્રસાદ પણ સગા બન્ધુની પેઠે રહેવા લાગ્યા. લક્ષ્મીપ્રસાદ અને સુશીલાબાઇ તરુણ યુવક યુવતીઓની નિર્મળ પ્રેમચેષ્ટા જોવામાં જ આનંદ માનવા લાગ્યાં.

કૃષ્ણકાન્ત, રમણિક અને માયાના કેટલાક ભયંકર અપરાધોના પ્રત્યક્ષ પૂરાવા રજુ થતાં તેમને દેશનિકાલની શિક્ષા કરવામાં આવી.

પ્રિય પાઠક! સર્વ શક્તિમાન પરમેશ્વર પ્રત્યે દૃઢ નિષ્ઠા રાખીને નીતિમય અને ધાર્મિક આચરણ કરનારા મનુષ્યોની સર્વ ઇચ્છા તે દયાળુ અવશ્ય પૂર્ણ કરે છે. દિનકર, ઉષા, બુદ્ધિપ્રસાદ અને લીલા જેવાં કર્તવ્યપરાયણ અને સચ્છીલ યુગલો જેવાં અનેક યુગલો આપણા ભારતવર્ષમાં ઉત્પન્ન થાય અને જનસેવા અર્થે જ તેઓ પોતાનાં જીવન અર્પણ કરે એવી શુભેચ્છાસહિત અમે પણ હવે અમારી લેખિનિને વિરામ આપીએ છીએ. અસ્તુ.



# મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલય તરફથી નવાં પ્રકટ થયેલાં પુસ્તકો.

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વેળાએ પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સુધી કે કોઇ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરુષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયેલું છે. સત્યપ્રેમી જનોના શિરપર એક પછી એક આવતાં અનેક સંકટો, કામી જનોના વિવિધ પ્રકારના છળપ્રપંચ, નીચ નારીઓની કુટિલતા, કામી પુરુષોની પરવશતા, અને સંસારની વિલક્ષણતા આદિ વિષયો આ નવલકથામાં સરસતાથી વર્ણવાયા છે. ઉત્તમ કાગળ, ઉત્તમ છપાઇ; ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો અને પૃષ્ટ સંખ્યા લગભગ ૨૫૦, કપડાંનું સોનેરી નામવાળું સુંદર પૂઠું કિંમ્મત રૂ. ૧–૮–૦

**અરેબિયનનાઈટ્સ**—એક હજાર ને એક રાતની અદ્ભુત વાર્તાનો ભંડાર–અદ્ભુત અને રસીલી વાર્તાઓમાં અરેબીયનનાઇટસ પહેલો દરજ્જો ભોગવે છે. દુનિયાની બધી ભાષાઓમાં તેનું ભાષાંતર થયું છે. મહાન્ પુરૂષ ગ્લેડસ્ટન પણ તેને માટે કહે છે કે **" જો કોઈ સારામાં સારાં એકસો પુસ્તકો ચુંટી કહાડવાનું કહે તો તેમાં હું કદિ પણ અરેબિયનનાઇટસને મુકયા વગર નહી રહું. "** કહો આથી વધારે સારૂં સર્ટિફિકેટ કયું જોઇએ ? ગ્લેજ ઉંચા કાગળ. પૃષ્ટ ૫૯૦ સોનેરી પાકુ પૂઠું; છતાં કીમત ૩ રૂ. પોસ્ટેજ ૪ આના રફ કાગળની કિંમત ૨॥ રૂ. પોસ્ટેજ ૩ આના.

**કલી કૌતક**—( હાસ્યરસનો હોજ ) ગમ્મત સાથે જ્ઞાન આપનાર વાર્તાઓનો આ એક મોટો સંગ્રહ છે. આ પુસ્તક વાંચવાથી માણસ વ્યવહારીક બોલચાલમાં વિશેષ કુશળ અને દાવપેચવાળો થાય છે. ગમે તેવી દીલગીરી યા ચિંતામાં હો અને પછી આ પુસ્તકનું એકજ પાનું વાંચશો તો પેટ પકડી પકડી હસાવી બશેર લોહીનો વધારો કરશે. રોતી સુરતને પણ ખડખડાટ હસાવશે. આજે જ મંગાવી ખાત્રી કરો. પાકું સોનેરી પુઠું; છતાં કિ. ૧૨ આના.

**પંદરલાખ પર પાણી**—મુંબઇના એક શ્રીમંત ગૃહસ્થે પોતાના છોકરાને આપેલો પંદર-લાખ રૂપીઆનો વારસો ફક્ત બે ત્રણ વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખે છે તેનો અસરકારક અને આબેહુબ ચિતાર વાંચવા યોગ્ય છે. આ વાર્તા એક વાર વાંચવા લીધા પછી તે પૂરી કર્યા સિવાય પડતી મુકયાનો હજુ એક પણ દાખલો બન્યો નથી એ જ એનું મહત્વ બતાવે છે. દરેક **શ્રીમાન્ ગૃહસ્થે** પોતાના ભલા ખાતર ફક્ત એકજ વાર પણ ખાસ વાંચવી; પાકું સોનેરી પૂઠું છતાં માત્ર કિં. રૂ. ૧

**સ્પર્શકાન્ત**—આ પુસ્તક સંસારસાગરમાંથી તરવા એક નૌકા-રૂપ છે. આ પુસ્તકમાં સંસારવ્યવહારમાંજ રહી કૈવલ્યપદનો માર્ગ દેખાડેલો છે. વિશેષમાં ધાર્મિક બાબતો દૃષ્ટાન્ત સિદ્ધાન્તરૂપે આપેલી હોવાથી ગમે તેવાં અજ્ઞાન સ્ત્રી પુરૂષોને પણ ગમત ગોષ્ઠી સાથે જ્ઞાન થાય છે જેથી વાંચતાં મુદ્દલ કંટાળો આવતો નથી. કહો આનાથી વિશેષ સારૂં પુસ્તક કયું જોઇએ ? કિં. માત્ર રૂ. ૨।। પો. ૪ આના.

**નઝીર**—આમાં વેદાંત, ભક્તિ વ્યવહાર, આફત વગેરે ઉપર એવી ઉમદા ઉમદા કવિતાઓ છે કે તે જોડવામાં મહાત્મા નઝીરે મોતી જ ટકિલા છે એમ કહીએ તો તેમાં મુદ્દલ અતિશયોક્તિ નથી. આમાં મહાત્મા નઝીરનાં કવિત આપેલા હોવા ઉપરાંત તેના ઉપર સરળ ગુજરાતી ભાષામાં ટીકા કરવામાં આવી છે. ગ્લેજ ઉંચા કાગળ પાકું સોનેરી પૂઠું. છતાં કિંમત રૂ. ૧ પોસ્ટેજ ૨ આના.

**બૃહત સામુદ્રિક શાસ્ત્ર**—ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન આપનાર આ એક ચમત્કારિક ગ્રંથ છે. આમાં હસ્ત, પગ, કપાળ આદિ શરીરના એવા જ ભાગોપરની રેષાઓ ઉપરથી ભૂત ભવિષ્ય જાણી શકાય છે. જોશી બનવા સારૂ જ નહિ પણ પોતાના સંબંધી ભવિષ્ય જાણવા સારૂ આ પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે. ગ્લેજ ઉંચા કાગળ પાકું પૂઠું કીં. ૧૨ આના.

**અનંતરંગ**—અથવા ( રસિક રંગવિલાસ ) આ પુસ્તકની રચના કોકશાસ્ત્ર રાતવિલાસ અને **અનંતરંગ** જેવા પ્રાચીન પુસ્તકો ઉપરથી સ્ત્રી પુરૂષો વાંચી શકે તેવી સરળ છે, આ પુસ્તકમાં ઘણા પ્રયોગો છે અને તે બધા નીતિને માર્ગે દોરાવનારા, લાંબુ આયુષ્ય આપનારા જીવનને વધારનારા **યુવાન સ્ત્રી પુરૂષોના** શારીરિક ધર્મ પ્રધાન રાખી ચર્ચાવેલા છે કિંમત માત્ર ૧૨ આના.